# પ્રસિદ્ધ કરનારનું

**આ** પુસ્તક વેરાવળ નિવાસી દાનવીર ગૃહસ્થ શેઠ સાહેબ **મદનજી સોમચંદ** ભાઇએ પોતાના મર્હુમ યુવક સુપુત્રો (જેચંદભાઇ તથા હરખચંદભાઇ) ના સ્મણાર્થે પુન્યાનુપુન્ય ઉપભવીને ઉભયની શાંન્તી માટે ભવ્ય જીવોના શ્રેયની ખાતર વાંચન મનન અને સદાચારની સત્ય પ્રવૃતિ ઇચ્છા અને તેનો લાભ સમાજને આપવા, પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ વિજ્ઞાન ભિક્ષુ મંડળ માંહેના એક મુનિશ્રીના સદ્ઉપદેશથી જીજ્ઞાસુઓને ભેટ આપેલ છે.

જે ઉંચ આશયથી આ પુસ્તક મુમુક્ષુ ભાઇઓ અગર બહેનોને આપવામાં આવે છે તેઓએ સામાન્ય પુસ્તકની માફક દુરઉપયોગ નહીં કરતાં નીચે પ્રમાણેનાં નિયમો સ્મરણમાં રાખવા ચુકવું નહીં.

૧. "જેવા ભાવથી પુસ્તક હાથમાં લેવાય તેવુંજ ફળ મળે" એ કહેવત પ્રમાણે આ પુસ્તક પ્રતિ માન, ઉંચ ભાવ અને વિવેક રાખવો.

૨. સદરહુ પુસ્તકને પેટી, પટારા, કે કપાટની અંદર યાતો પથેરણામાં દિવસોના દિવસો અને મહિનાના મહિનાઓ ભરી રાખી ઉદ્ધિનું ગૃહ બનાવી તેની અસાતના નહીં કરતાં અહુરનીશ તેનો ઉપયોગ કરવો.

૩. ધાર્મિક અને નૈતિક પુસ્તકોનું મનન પૂર્વક વાંચન આત્માને ઉન્નતિ દિશામાં લાવી મુકે છે, એમ ધારી આ પુસ્તક શાન્તિ પૂર્વક વાંચી કર્તવ્ય પરાયણ થવું.

૪. આ પુસ્તકના વાંચન માટે ખાસ તે નિગીતેજ બતી સળગાવવી નહીં.
(અન્ય પ્રવૃતિ માટે સળગાવાતી અથવા સળગતી બતીના પ્રકાશનો લાભ લેવામાં આવે તો હરકત નથી.)



# પ્રસ્તાવના.

---

**આ** પુસ્તક આખું પ્રસ્તાવના રૂપેજ છે, એટલે જુદી પ્રસ્તાવનાની જરૂર નથી, તેમ છતાં તે લખવાનો મને પ્રસંગ મળ્યો તે ખાતે કેટલાક મહાશયોના ઉપકારમાં હું દબાયેલો છું તે ઉપકાર માનવાનો અહીં પ્રસંગ લઉ છું.

૧ મારામાં જે લખાણ લખવાની લેશ માત્ર પણ શકિત આવી તે પ્રથમ ઉપકાર પરમ શુદ્ધ આચાર પ્રિય મરહુમ મહાત્મા શ્રી ગુલાબચંદજી મહારાજનો છે કેમકે તેમણે અથાગ શ્રમ લઇ મને આ પ્રકારનો અભ્યાસ કરાવેલ છે.

૨ એ અભ્યાસ મારા અંતરમાંજ રહેત, અને તેથી મારી પાસે જે કાંઇ છે તેનો લાભ પરિચયણા આદી કાર્યો દ્વારા હું પોતે તથા પ્રકારે ન લઇ શકત અને શકિતનો વિકાસ ન થાત, પણ શ્રી **જૈન સમાચાર** ઓફીસે આ પામર લેખકને વખતો વખત બહાર પડવાનો અવકાશ આપ્યો, અને તેને પરિણામેજ મારી કાંઇક ખીલવટ થઇ, અથવા જાહેર શેવા

બજાવવાનો મને પ્રસંગ મળ્યો માટે તેનો પણ અહીં ઉપકાર માનું છું.

૩ પુસ્તક લખવાની પ્રેરણા કચ્છ મોટી પક્ષના મુનિ શ્રી **નાગચંદ્રજી** સ્વામી અને "વિજ્ઞાન ભિક્ષુ મંડળ તરફથી થયેલ છે, તો તે પુસ્તકથી જન સમુહને જે કાંઇ લાભ થાય તે માટે તેમનો અસાધારણ ઉપકાર છે.

૪ સંખ્યા ઉપકારીનો જુદે જુદે ક્રમે ઉપકાર માનવામાં આવેલ છે, પરંતુ વેરાવળવાળી દાનેશ્વરી શેઠ સાહેબ **મદનજી ગોસચંદભાઇ** જેણે મારો માલ દેશાવરમાં લાગણી કરવા માટેજ ખરીદવાની ઉદારતા બતાવી છે તેનો ઉપકારી હું કેટલે દરજ્જે છું અને તેને કયા નંબરમાં નાંખું, તે મુંઝવણ ભરેલા પ્રશ્નનું નિરાકરણ નહીં કરી શકવાથી તેમનો આભાર માની અને તે કયા વર્ગમાં આભાર ગણવો તે કામ સકળ જન સમુહને સોંપવું પડે છે.

૫ પોતાનો કીંમતી ટાઈમનો ભોગ આપી ઉકત પુસ્તકની પ્રેસ કોપી કરનાર ડા. સા. **મયાચંદ જેઠાભાઇનો** પણ ખાસ અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

૬ છેવટ આ પુસ્તક વાંચી તે ઉપર મનન કરનારાનો પણ ઉપકાર માનું છું કેમકે—

બાંણુ ઘંડે ઘડનાર પણુ, બાણુાવળીનું બાણુ;
હુ તો આ જાણું લખી, પંડિત કરે પ્રમાણુ.

આ પુસ્તકની અંદર જે કાંઇ ખુલાસા બતાવવામાં આવ્યા છે, તે દરેક માણુસે માન્ય કરી લેવા, એવો મારો લેશ માત્ર પણુ આગ્રહુ નથી કેમકે હુ તો એક ભુલથી ભરેલો છદમસ્ત પ્રાણી છું, પણુ જે મુદ્દો હું રજુ કરૂં તે ઉપર પૂર્ણુ તર્ક દોડાવવો એવો તો મારો દુરાગ્રહ છે, ત્યાર બાદ જે વાત વાજબી લાગે તે કેવળ નિસ-પક્ષપાત વૃત્તિથી ગ્રહુણુ કરવી, અને મારી જે ભુલ જણુાય તે ઉપર નિસ્પ્રેહીપણાથી પ્રકાશ પાડનારને મને જ્ઞાનના દાતાર તરીકે સદા ઉપકારી ગણીશ.

કચ્છ મોટી પક્ષના એક મુનિએ (જેમણે પરમ સેવા અર્થે પોતાનું નામ બહાર પાડતાં મને અટકાવેલ છે) આ પુસ્તક પુરૂં વાંચી તેમાં કેટલીક નોટ કરવા તસ્દી લીધી છે, આ પુસ્તકની અંદર [ ] આ પ્રમાણે કાંઉસની અંદર મુકેલું તમામ લખાણુ તે મુનિશ્રીનું છે.

લી. પંચ મહાવૃતધારી તમામ સંતોનો
ચર્ણુજ દાસાનુદાસ શેવક,
**કેરસનજી નંદલાલ શાહ.**

### ઉપલી પ્રસ્તાવનાનો સાર-પદ્યમાં—ચોપાઇ.

* ગાંધી પાસથી મળેલો માલ, ફેલવવાને આવ્યો મન ખ્યાલ
બંદરી વિણ રાખે કોણ કરીયાણું, વેરાવળ વાસીએ પરખ્યું નાણું
કીંમતી કરિયાણાની કીંમત કીધી, સાથે જણાવી વાંચનની વિધી
શેઠ મદનજીએ કીંમતી જાણી, કરી લોકોમાં ખરીદીને લાણી

### હરીગીત છંદ.

કાંઇ તર્ક ઉઠતાં લાભ મળનો, સર્વના જાણનો
ઉપકાર એતો મહાત્મા, આચારવંત ગુણાણનો
રાજકોટમાં રહેનાર આ વ્યકિત, કહો કોણ જાણતું
પણ પ્રેમ તેને જૈન હિતેચ્છુ, પુરો બતલાવતું
તેણે કરાવી જાણ તેની, દુર કચ્છના દેશમાં
કોઇએ મને તે સ્થળ વિષે, દીઠા નથી લવલેશમાં
ગુરૂ[1] પક્ષના મુનિ મંડળે, બહુ લાભ દેવા લોકને
સુચના કરી લખવા મને, તે જશ સુની વીરલોકને.

### કારણ કે—છપ્પો.

ક્યાં મહારાજા ભોજ, ક્યાં રહ્યા ગાંગો તેલી ?
ક્યાં રહ્યું ભિક્ષુક સ્થાન, ક્યાં રહી મહાન હવેલી?
ક્યાં રહ્યા સાગર ઘોઘ, ક્યાં રહ્યું નાનું નાળું?
ક્યાં કોડીનું મુલ, મણિ માણેક ક્યાં ભાળું?
લેખક બહુ બહુ ગયા લખી, ત્યાં શું તારું હું રચું?
મહા પંડીતની આગળે, આ હરભજનનું શું ગજું?

---

૧ મોટી. * ગાંધી-મુનીશ્રી ગુલાબચંદજી સંસારમાં ગાંધી કહેવાતા.



॥ ॐ नमः सिद्धं ॥

# પ્રતિક્રમણ
## નું
# સ્પષ્ટિકરણ.



તિક્રમણ—તે બત્રીસ સૂત્ર માંહેલું એક સૂત્ર છે, બીજાં બધાં સૂત્રો એક બાજુએ મુકીને શ્રી **આવશ્યક** સૂત્રનું વર્ણન લખવા ધાર્યું છે; તેનું કારણ એટલુંજ કે **આવશ્યક** એટલે અવશ્ય કરવા યોગ્ય, જેમ દરેક અજ્ઞાન બાળકને જ્ઞાન આપવું તે દરેક સાધારણ માણસની સામાન્ય ફરજ છે તે ખરૂં; પરન્તુ ગમે તેટલી મુશીબત વેઠીને પણ પોતાના બાળકને જ્ઞાન આપવાનો તો સહુ ઉપર બોજો છે, એનો અનુભવ મેળવી વિશ્વ પ્રેમની ભાવનામાં વૃદ્ધિ કરવાની છે.

બધાં સિદ્ધાંત કલ્યાણકારી તો છે જ પરન્તુ આવશ્યકનું ધ્યાન તો અવશ્ય કરવાનું છે.

(૧) પ્રતિક્રમણ એટલે લાગેલાં પાપની માફી.

(૨) પ્રતિક્રમણ એટલે આત્મામાં ખીરનીરની માફક મિશ્રણ થઇ ગયેલ કર્મરૂપી પદાર્થને સોધવાનો, પૃથક્કરણ કરવાનો રસાયણ પ્રયોગ.

(૩) પ્રતિક્રમણ એટલે આત્માને લાગેલા મેલને શુદ્ધ (ડીસઇનફેક્ટ) કરવાની ક્રિયા. આ ઉપરથી જેને જેને પાપ લાગી જાય છે તેવા સર્વ સમજણવાળા જીવને તે ક્રિયા કરવાની જરૂર છે, જેને લેશ માત્ર પાપ લાગતું જ નથી તેને પ્રતિક્રમણ કરવાની જરૂર નથી.

* * *

# પ્રતિક્રમણની સમજમાં એક પક્ષની થતી ભૂલ.

હાલમાં કોઇ એવો મત ધરાવે છે કે આવી રીતે પાપ લગાડીને માફી માગી પાપથી મુક્ત થવું તે કરતાં પાપ લાગવાજ ન દેવું તે શું ખોટું? કે જેથી કરીને પ્રતિક્રમણ કરવાની જરૂર પડે નહિ.

જવાબ—પાપ કરતી વખતે ચેતતા રહેવું એ વાત ખરી છે, તો પણ ગમે તેટલા ચેતેલા માણસને પણ પ્રતિક્રમણ કરવુંજ પડશે, કેમકે તાળું દઈ રાખેલું મકાન કેટલેક દિવસે ખોલતાં તેમાં કચરો માલુમ પડે છે, જો કે ખુલ્લા મકાન જેટલો નહિ; તેમ પાપની સર્વથા પ્રકારે બંધીવાળા પુરૂષોને પણ પાપ લાગી જાય છે, [મિથ્યાત્વ અવૃત, પ્રમાદ, કષાય, અશુભયોગનું સેવન છે, ત્યાંજ પાપનું સ્થાન છે.



# પ્રતિક્રમણના સંબંધમાં બીજા પક્ષની ભૂલ.

કોઇ કોઈ એવું ધારે છે કે જેને પ્રતિક્રમણ આવડયું તે ગમે તેટલાં પાપ કરે તોપણ વાંધો નહિ, કેમકે તેને પાપ ધોવાની કળા આવડે છે એટલે [મિચ્છામી દુઃકડં બોલતાં આવડે છે આ પણ એક મોટી ભુલ છે, ઘરમાં ગમે તેટલો સાબુ હોય અને કપડું ગમે એવું ધોતાં આવડતું હોય, તેથી કરીને કાંઈ વિના કારણે કપડું મેલું કરાય નહિં. વીંછી ઉતારવાની દવા ઘરમાં પડી હોય

એટલા માટે કાંઇ વીંછી કરડાવાય નહિં દવા તો સંભાળ રાખવા છતાં વીંછી કરડી જાય તેને માટે છે. એક ડાક્ટરને ખાધેલું ઝેર કાઢતાં આવડતું હોય તે માટે કાંઈ ઝેર ખવાય નહિં, અને ઘરમાં ગમે તેટલી સાવરણીયો હોય પણ એટલા માટે કાંઇ પાડોશીના ઘરનો કચરો લાવીને પોતાના ઘરમાં નંખાય નહિં, જેમ સાબુ મેલાં થઈ ગયેલાં કપડાં માટે છે, વીંછીની દવા વીંછી કરડે તેને માટે છે, તેમ પ્રતિક્રમણ પણ સંભાળ રાખવા છતાં પાપ લાગી જાય તેને માટે છે, પણ નહિં કે તેટલા માટે જાણી જોઇને પાપ લગાડવું.

## પ્રતિક્રમણ ક્યારે થાય ?

પ્રતિક્રમણ સંધ્યાકાળે અને પરોઢીયે થાય છે. એટલે દિવસ દરમીયાન લાગેલાં પાપની માફી સંધ્યાકાળે મંગાય, અને રાતની અંદર લાગેલાં પાપની માફી પરોઢીએ મગાય છે.

નોટ—[ પ્રતિક્રમણ ક્યા વખતે થાય તેના ખુલાસામાં શ્રીમદ્‌ ઉત્તરાધ્યયનજી સિદ્ધાંતના ૨૬ મા અધ્યયનમાં કહ્યું છે કેઃ—

पोरिसीए चउब्भाए, वंदित्ताण तओगुरु, पडिकमित्ता

कालस्स, सेज्जं तु पडिलेहए. ચોથા પોરના ચોથા ભાગને વિષે ગુરૂને વાંદી સમય જોઇ સય્યા ભૂમીનુ પડીલેહણ કરી પ્રતિક્રમણનો આરંભ કરવો, આનો ભાવાર્થ એવો જણાય છે કે સૂર્યાસ્ત થયાથી પહેલાં આરભ કરવો. રાત્રી પ્રતિક્રમણ રાત્રીની સમાપ્તિથી અગાઉ શરૂ કરવું ]

**પ્રશ્ન**—શ્રી ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનમાં **समयं गोयम मा पमायए**—હે! ઇંદ્રીઓને જીતનાર ક્ષણમાત્રનો પ્રમાદ મા કર, આવી રીતે સમય માત્રનો પ્રમાદ કરવાની ના કહી છે, તો પછી લાગેલા પાપની માફી માગવા સાંજ સુધી ખમવાથી આયુષ્યનો શો ભરોસો?

**જવાબઃ**—જેમ કોઇના કરજને માટે કાંધાં કરેલ હોય તેનો અર્થ કાંઇ એવો નથી કે કરજ કાંધાં પાકે ત્યારેજ આપવું. કરજ તો જ્યારે પૈસો હાથમાં આવે ત્યારે ચુકવવુંજ જોઇએ અને જેમ વહેલું ચુકવાય તેમ વધારે શોભા; તેમ પ્રથમ તો પાપ લાગવાજ ન દેવું એટલે આત્મ સંયમમાં તીવ્ર ઉપયોગની અખંડ પરિણતીએ, સ્થીર અવસ્થાએ વર્તવું, તેમ છતાં લાગે તો તુરતજ પસ્તાવો કરવો, તેમ ન બને તો સાંજ તે પ્રથમ કાંધું છે, તેમ પણ ન બન્યું તો પાખી તે બીજું કાંધું અને તે પણ ન બન્યું તો ચોમાસી પાખી તે ત્રીજું

કાંધું, અને તે પણ રહી ગયું તો છેવટ સંવત્સરી તે છેલ્લું કાંધું છે તે દીવસે તો લાગેલા પાપની ખરા અંતઃકરણથી માફી માગવીજ જોઇએ, તે કાંધું જો ખડે તો પછી વહેવાર તુટયો. પણ તેનો અર્થ કાંઇ એવો નથી કે ત્યાં સુધી અટકી રહેવું.



# પ્રતિક્રમણ કરવાની રૂઢી.

એક માણસજ પ્રતિક્રમણ બોલે છે, એવો રીવાજ ઘણેખરે સ્થળે છે. જો પ્રતિક્રમણ કારસ રૂપેજ કરવું હોય તો આ રિવાજ ચાલે, પણ જો ખરેખર કરવું હોય તો આ રીત ચાલે નહિ; તેનાં કારણઃ—

૧. આલવણા સહુને સરખી હોય નહિં, કોઇને એક વાતમાં વિશેષ દોષ લાગ્યો હોય અને કોઇને બીજી વાતમાં વિશેષ દોષ લાગ્યો હોય. દાખલા તરીકે નોકરીયાત માણસોને કર્માદાનના દોષ ઓછા લાગે.

૨. શબ્દોના ઉચ્ચારની સાથે અંતરમાં તેને ભાવની. ભાવની પ્રતિધ્વનીની જાગૃતી થવા માટે પોતે બોલાવવું એ વધારે ઉચિત ને દૃઢ કારણ સમજાય છે.

૩. સાધુ હમેશાં પ્રતિક્રમણ પોતાનીજ મેળે કરે છે, તો શ્રાવકોએ જો આવડતું હોય, તો પોતાની મેળેજ કરવું જોઇએ. એક બોલે ને બીજા સાંભળે તે રીવાજ કોઇને પ્રતિક્રમણ નહિ આવડતું હોય અથવા બધા એકી સાથે બોલવાથી ગડબડ થાય, તેટલા માટે શરૂ થયેલ હશે.

૪. એક માણસ પ્રતિક્રમણ બોલે તો બીજા સાંભળનારાઓનાં મન ફારક હોય તેનું ધ્યાન તેમાં રહે નહીં. પ્રતિક્રમણ સાંભળનારાઓમાં જેઓને આવડતું હોય, તેઓને પણ કોઇ કોઇ વખત બોલનાર ક્યાં સુધી બોલ્યો ને શું ભુલી ગયો તે ભાન રહેતું નથી અને નવરા મનથી રહે પણ નહિ તેનો દાખલોઃ—

એક માણસ પાસે એક ઘોડો હતો તે બીજા માણસને ગામ ગયો અને બીજાએ તે ઘોડાની બહુ તારીફ કરવા માંડી, ત્યારે ઘોડાના ધણીએ કહ્યું કે આ ઘોડો તને બહુ પસંદ હોય તો મારે કાંઇ કામનો નથી, સાગી ધર્મશાળાએ પહોંચ્યા પછી હું તને તે ઘોડો વગર કીંમતે આપીશ. મારે તે ઘોડાનું ત્યાં લગીજ કામ છે પણ શરત એટલી કે તું મારી સાથે સાગી ધર્મશાળા સુધી ચાલ અને રસ્તે રામરામ બોલતો આવ; પણ જો રામ બોલતો અટકી જઇશ તો ઘોડો મળશે નહીં. આ

માણસે ઘોડો લેવાની ઇચ્છાએ રામરામ બોલવું સહેલું ધારી બોલવા માંડ્યું, પણ વિચાર થયો કે આ ઘોડા સાથે ચોકડું આપશે કે નહિ? ન આપે તો ઘોડો લઇ જવો શી રીતે? ઘોડો બાંધવો કયાં? ખવરાવવું શું? ખડ કયાં રાખવું? એવી અનેક કલ્પના થવા માંડી, કારણ કે નકી કરેલી જગ્યાએ પહોંચતાં બીજું કાંઇ કામ ન હોવાથી વિચારોને સ્થાન મળ્યું જેથી રામનામ ચુકી ગયો અને ઘોડો મળ્યો નહીં. આ ઉપરથી સમજવાનું કે કોઇક પ્રતિક્રમણ બોલે અને સાંભળનારાઓનું મન અસ્થિર—સુન્ય રહે તો અન્ય વિકલ્પ કરવા પામે.

પ. પ્રતિક્રમણ સાંભળનાર કોઇ લઘુશંકા નીવારવા ગયો, દરમિયાન જે પાઠ બોલાઇ જવાય તે તેનેજ ખાસ લાગુ પડતા હોય તો તેની આલવણાનું શી રીતે સમજવું?

## પ્રતિક્રમણના પ્રથમ એક રીતે ભાગ.

૧. દેવશી–દિવસ સબન્ધી લાગેલા પાપનું આળવણુ.

૨. રાયસી–રાત્રી દરમિયાન લાગેલા પાપનું આળવણુ.

૩. પખ્ખી–એક પાખીથી તે બીજી પાખી સુધી

એટલે પખવાડીઆ દરમિયાન લાગેલા પાપની માફી.

૪. **ચોમાસી**—ચાર માસ દરમિયાન લાગેલા પાપની માફી.

૫. **સંવત્સરી**—વર્ષ દરમિયાન લાગેલા પાપની માફી.

# પ્રતિક્રમણના બીજી રીતે ભાગ.

જેમ નિશાળની અંદર ભણનાર દાખલો ગણે, ઇતિહાસ વાંચે, ભૂગોળ વાંચે, ચાલતો ગમે તે વિષય વાંચે કે પાઠજ વાંચે, તે બધું પાઠમા ગણાય છે એટલે ચોપડીમાં આવેલ તે પણ પાઠ કહેવાય, અને ભણવામાં આવતા બધા વિષયને સમગ્ર પણ પાઠ કહે છે. તેમ છ આવશ્યક છે. તેને મળીને પણ પ્રતિક્રમણ કહે છે. અને છ માંહેલા ચોથાને પણ પ્રતિક્રમણ કહેવાય છે. પણ લેસનના ઉદાહરણ પ્રમાણે બંનેમાં ફેર છે, તો તે છ આવશ્યક માંહેલાં પાંચ તો આખા દિવસમાં ગમે ત્યારે થઈ શકે; પણ ચોથો આવશ્યક જેનું નામ પ્રતિક્રમણ છે તે આવશ્યક સહિત છ એ આવશ્યક ફક્ત સંધ્યાકાળે અને પરોઢીએજ થાય છે, તે છ આવશ્યક કયા કયા ?

| શાસ્ત્રીય નામ | | બોલાતાં નામ. |
|---|---|---|
| ૧ સવ્વસાવજ્જજોગ પચ્ચખાઇ | = | સામાયિક |
| ૨ ઉખીત | = | ચોવિસંથો. |
| ૩ ગુણુપરવરતી | = | વંદણા. |
| ૪ ખંડીયા સોનંદીયા | = | પ્રતિક્રમણુ. |
| ૫ ત્રીગીછ | = | કાઉસગ્ગ. |
| ૬ ગુણુધાર | = | પચ્ચખાણુ. |

## આ પ્રકારથી પ્રતિક્રમણ કરવાથી લાભ શું?

[ શ્રીમદ્ ઉત્તરાધ્યયન સુત્રમાં છ આવશ્યકના શ્રેષ્ઠ ફળ તરીકે મોક્ષ પ્રાપ્તી કહેલ છે, ને છઠું અંગ શ્રીમદ્ જ્ઞાતાધર્મકથાંગજી સુત્રમાં તિર્થંકર નામ કર્મ બાંધવાનાં વીસ સાધન માંહેલું આ એક સાધન છે, તેમ કહેલ છે. તો આથી વિશેષ લાભ શું હોઇ શકે ?

पडिक्कमणेणं भंते जीवे किं जणयइ ?

वयछिद्दाणि पिहेइ, पिहियवहिह पुण जीवे निरुद्धासवे

असवलचरित्ते अट्ठसु पवयणमायासु उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ.

હે કૃપાળુ ગુરૂદેવ ! પ્રતિક્રમણ કરવાથી જીવાત્મા શું ફલ ઉપજે ?

હે શિષ્ય ! અતિચારાદિ છિદ્રો ઢાંકે અર્થાત્ છિદ્ર રહીત થાય તેથી આ જીવ હિંસાદીક આશ્રવનું આવાગમન રોકે, નિર્મળ ચારિત્ર પાળી શકે, અષ્ટ પ્રવચનને વિષે સાવધાન રહી શકે, સંયમ પાળવામાં આળસ રહિત રહે એટલે સન્માર્ગને વિષે ઇંદ્રિઓને સ્થાપિત કરીને સંયમ જીવન નિર્વહે. ]

ઉત્તરાધ્યયન ૨૯ પ્રશ્ન ૧૧ મું.

કેટલાકો જેને પ્રતિક્રમણ આવડતું હોય નહિં તેવા અથવા અર્થ કે સમજણ વગર ફકત પાઠો આવડતા હોય તેવા લોકો તો શ્રદ્ધા સહીત પ્રતિક્રમણ કર્યાજ જાય છે, પણ અર્થ અને ભાવાર્થ જાણ્યા પછી કોઇ કોઇ જીજ્ઞાસુને એમ શંકા થાય છે કે આ વૃતના પાઠોમાં જે નીયમો બોલવામાં આવે છે, તેવાં વૃત જેણે લીધેલ નથી તેને તો પછી ફકત આલોવણા લેવી તે તો ફારસ જેવું મનાય, માટે જેણે વૃત આદર્યા હોય તેજ પ્રતિક્રમણ કરે બીજાને જરૂર નહોં.

જવાબ:—૧ પ્રતિક્રમણ કોણ કરે અને કોણ ન કરે તે વિચારવાનું મન પ્રતિક્રમણ સાંભળનારને થાય કે ન સાંભળનારને થાય? [ દસવિકાલીક સુત્રમાં ફરમાન છે કે:—

सुच्चा जाणइ कल्याणं, सुच्चा जाणइ पावगं
नुभयंति जाणइ सोच्चा, जं सेयंतं समायरे.

ભાવાર્થ:—શ્રેય અને અશ્રેયનો રસ્તો સાંભળવાથી અગર ઉચ્ચ જીવન અને પશુ જીવન ગેવવાનું સાંભળવાથી ખ્યાલ આવે છે. બે રસ્તામાં શ્રેય અને ઉચ્ચ જીવનનો રસ્તો આદરવો. ]

૨. જે વ્રતો આળવીયે છીએ તે કેવાં સ્વરૂપનાં છે ને તે આપણે નથી પાળવતા તેથી પ્રતિક્રમણ કરવાની પુરી લાયકાત મેળવવાનો પ્રયત્ન કરવાની ઇચ્છા પ્રતિક્રમણ કરનારને થાય કે ન કરનારને થાય ?

૩. આળવવું શબ્દના બે અર્થ થાય છે, આળવવું એટલે પસ્તાવો કરવો એમ પણ થાય છે અને, ફરી જવું, વિચારવું પસ્તાવું પણ થાય છે. તો તે બીજા અર્થ પ્રમાણે પ્રતિક્રમણ આવશ્યક ગણ છે તેથી તે બોલવાથી કે સાંભળવાથી સજઝાય પણ થાય છે.

૪. નીચે બતાવેલી ત્રણ પ્રકારની દવાઓ થાય છે. તેમાં પ્રતિક્રમણની ૩ જા પ્રકારની દવા છે.

૧ એક એવા પ્રકારની દવા છે કે રોગી ખાય તો રોગ જાય પણ નિરોગી ખાય તો ઉલટી વીપરીત પડે.

૨ બીજી એવી જાતની દવા છે કે રોગી ખાય તો રોગ જાય પણ નિરોગી ખાય તો નફો નુકશાન નહીં ફક્ત દવાનું ખર્ચ વ્યર્થ જાય.

૩ ત્રીજી એવા પ્રકારની દવા છે કે તે રોગી ખાય તો રોગ જાય પણ નિરોગીને તે દવા ખાવાથી રોગ થતો અટકે.

આ પ્રમાણે પ્રેતિક્રમણ સાંભળવાથીજ વૃત વિગેરે આદરવાનો પ્રસંગ આવે છે, એટલે પ્રતિક્રમણ ત્રીજા પ્રકારની દવા બરાબર છે. હુવે એક સવાલ એ આવે છે કે વૃતના પાઠ બોલવા, કેમકે વખતે આદરવાનો પ્રસંગ આવે, પણ સંથારાનો પ્રસંગ તો છેવટ અવસાન વખતેજ આવે છે તે પાઠ બોલવાની શી જરૂર છે?

**જવાબ:**—દરેક માણુસને મરવું તે વાત ચોકસ છે એટલે સંથારાનો પ્રસંગ આવવાનોજ, એમાં લેશ માત્ર શંકા નથી. પણ દરેક લશ્કરને કાંઇ લડવા જવુંજ

પડશે, તે કાંઈ ચોકસ નથી છતાં હમેશાં કવાયદ એટલા માટે કરે છે કે કયે વખતે લડવા જવું પડશે તે ખબર નથી અને વગર કવાયદે લડી શકાય નહીં, માટે કવાયદ હમેશાં કરીને તૈયાર રહેવું પડે છે. તેમ સંથારાનો અવસર આવવાનો હોય તે વાત ચોકસ છે પણ કયે વખતે, તે કોઈને જ્ઞાન નથી. માટે તે કવાયદ લેવાની જરૂર છે. વળી કેટલાક સમજુ જીવ હમેશાં સાગારી સંથારો પણ કરી નિદ્રાગત થાય છે.



## પ્રતિક્રમણ શરુ કરતાં પંચ પરમેષ્ટીને વંદન કરવાનું કારણ.

પંચ પરમેષ્ટીમાં જે જે ગુરૂઓને વંદન કરવામાં આવે છે તે ગુરૂઓ વંદનથી ખુશી થઈને કાંઈ શ્રેય કરી દે તેમ નથી, અને જો વંદન ન કરીએ તો તે આપણું કાંઈ બગાડે તેમ નથી, જો તેમાંથી એકે ગુણ તેનામાં હોય તો તો તે ગુરૂ તરીકે અપૂર્ણ ગણાય અને તેવાને વંદનની જરૂર નહિં. પણ વંદન કરવાથી લાભ એ છે કે ક્યા ઉત્તમ ગુણોથી તે વંદનને લાયક થયા તે

વિચારવાનો અને તે ગુણની નજીકમાં આવવાનો પ્રસંગ આવે. [ **वंदेतगुणलब्दए**—આત્મસ્થ ગુણોને નિર્મળ કરી ગુણવશવર્તી છે તે ગુણો મેળવવા માટે વંદન છે. ]



# પંચ પરમેષ્ટીને વંદનનો પાઠ.

**नमो अरिहंताणं**—[તેનાં ત્રણ નામ આવી રીતે છેઃ—

૧ અરહંત—અષ્ટ પ્રતિહાર્યાદિ અતિશયે સહિત હોય તે.

૨ અરિહંત—આત્માને ઢાંકી રાખનાર કર્મો તેને નાશ કરનાર તે.

૩ અરૂહંત—હવે પછી જેને જન્માદી ધરવાં નથી; અર્થાત કર્મરૂપ બીજનો નાશ થયો છે તે. ]

**नमो अरिहंताणं**—અરિહંત દેવને નમસ્કાર હોજો. અરિહંત, કેને કહેવાય; અરિ એટલે વૈરી આત્માના વેરી પોતાના કીધેલાં કર્મ ચીવાય કોઇ નથી તેને હણી નાંખનાર તે અરિહંત જેમ એક એલચીનો દાણો ઝીણો હોય છે પણ તેને માથે ખાંડ ચડાવવાથી જેટલી ખાંડ ચડાવે તેટલો તે મોટો થાય છે, તેમ આ આત્માને આઠ

કર્મ ચોટેલાં છે તેથી જ્યારે આત્મા જુદો પડે ત્યારેજ કાર્ય સફળ પુર્ણ થાય છે. વળી જેમ સૂર્યના પ્રકાશથી અંધકાર દુર થાય છે તેમ આઠેય કર્મ ખપાવવાથી પછે કાંઇ બાકી રહેતું નથી, અથવા જેમ વાદળાં સૂર્યમાં રહેલી પ્રકાશની શકિતને દબાવી રાખે છે. તેમ કર્મજ આત્માની શકિતને દબાવી રાખે છે.

જ્ઞાનમાં જે કાંઇ ખામી રહી જાય છે કે ઇંદ્રિમાં જે કાંઇ ન્યુનતા હોય છે તે પહેલા જ્ઞાનાવરણી કર્મને લઇને છે.

નામ, જાતી, ગુણ, ક્રિયાનો અવ્યકતબોધ, અથવા જુદા જુદા પ્રકારની જે ઉંઘ છે તે બીજા દર્શનાવરણીય કર્મને લઇને છે.

ઇંદ્રિઓને સુખ કે દુઃખ બેમાંથી કાંઇપણ ભોગવવું તે ત્રીજા વેદનીકર્મને લઇને છે. તેનું સુખ ભોગવવાનું હોય ત્યાંસુધી પણ મોક્ષ જવાય નહીં.

મોહમાં બંધાઇ જવું અને શ્રધ્ધામાં જે કાંઇ ખામી રહે છે તે ચોથા મોહનીકર્મને લઇને છે.

જેથી ગતિ આગતિને વિષે જવું થાય તે અથવા જે ગતિમાં ઉપજેલો હોય તેની આહાર, શરીર, ઇંદ્રિ

આહી છ પર્યાપ્તી જેટલી બાંધેલી હોય તેટલી પુર્ણ કરે તે આયુષ્ય કર્મ.

આત્માનું શુધ્ધ સ્વરૂપ નારકી, તીર્યંચ, એકેંદ્રિ આદી ગતિ રૂપે ઓળખાય તે નામ કર્મ.

લોભી, ક્રોધી, વિગેરે સંજ્ઞા અગર વિશેષણથી ઓળખાય તે ગોત્ર કર્મ.

એને કોઇપણ ધારેલા કામમાં અડચણ આવેથી લબ્ધી, શક્તિનો સ્વતંત્ર ઉપયોગ ન કરી શકાય તે અંતરાય કર્મ.

આ આઠેય કર્મને બાંધનાર તથા છોડનાર જીવ પોતેજ છે, અને જ્યારે સુખ દુઃખનો આધાર પોતાનાં કરમ ઉપરજ છે એટલે સુખ દુઃખનો ઉત્પાદક પણ સહુ સહુનો આત્મા છે. આવી સમજણ જેના અંગમાં ઉંડી ઉતરેલી હોય છે તે જીવ કદી કોઈનો વાંક દેખતોજ નથી. તે આઠ કર્મ માંહેલા જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહની, અંતરાય એ ચાર કર્મ અરિહંત દેવે ખપાવેલા છે અને બાકીનાં ચાર રહ્યાં તે શેકેલા દાણા સમાન નીઃબીજ છે, અથવા બળેલ સીંદરીનો ભુકો કરતાં વાર લાગે તેમ નથી, તેમજ બાકી રહેલાં ચાર એટલીવારમાં ખપાવી અરિહંત દેવ મોક્ષે જનાર છે.

અરિહંતનું ભાવથી કોઈ જુદી જાતનું સ્વરૂપ નથી, આપણા સાધુ જેવા તે સાધુજ છે, પણ તેણે આઠ કર્મ માંહેલાં ચાર ખપાવ્યાં છે અને શેષ આયુષ્ય પુર્ણ કરીને મોક્ષ જનાર છે, એવા પ્રકારના સાધુ અરિહંત કહેવાય છે, અરિહંતમાં કેવલીનો સમાવેશ થાય છે અને તેટલા માટે પંચપરમેષ્ટીમાં કેવળી જુદા નથી.

આ મહાન પુરૂષના કેટલાક ચમત્કાર છે. જે બધા લખવાથી અહીં લંબાણ થાય પણ તે માંહેલો એક લખીને જે લોકોને એવા ગુણની વાતમાં શંકા રહે તેને સમાધાની દાખલા દલીલથી કરી છે.

નોટ :—[ अहिंसा प्रतिष्टायांतत्सान्निध्ये वैर त्यागः

[illegible] પ્રાણીઓ ઉપર પરમકરૂણાભાવની [illegible] અવિચ્છિન્ન ધારાઓ, વહે [illegible] ઉત્તરોત્તર વૃદ્ધિ પામે એવા અહિંસકવ્રતના પાલનથી જન્મ પર્યંતના શત્રુત્વ વગવાળા પ્રાણીઓ જેવા કે સિંહ, બકરી, બિલાડી, ઉંદર વિગેરે પ્રાણીઓ એની સાથે વૈર, ભય, [illegible] દુર્ગુણોને વિસરી, શાંતિ, પ્રેમ અને [illegible] ]

અરિહંત ભગવાનની વાણી સાંભળવા મનુષ્ય, દેવતા, તીર્યંચ, સર્વ કોઈ જેના વાસ્તે ભગવાન અર્ધ માગધી-

ભાષામાં બોધ કરે, તે દરેક જીવ પોતે પોતાની ભાષામાં સમજે તેનો દ્રવ્ય દાખલોઃ—

પાંચ બાઈઓ હતી તેમાંથી દરેક બાઈઓએ એક મુસાફરને જુદો જુદો પ્રશ્ન પુછયો, પેલી બાઈએ કહ્યું કે, હે મુસાફર? ઘણી જાતના ખેડુત થાય છે તેમાં ઉત્તમ કયો ખેડુત? બીજી બાઈએ પુછયું, ઘોડો સરસ કયો? ત્રીજીએ પુછયું? સુવાનો ખાટલો શોભીતો કયો? ચોથીએ પુછયું, નીશાળીઓ શોભીતો કયો? અને પાંચમીએ પુછયું, લશ્કરનો સરદાર સરસ કયો? એવી રીતે દરેકે પુછી લીધું ત્યારે મુસાફરે એક દુહામાં જવાબ આપ્યો કે—

ખેડુત, ઘોડા, ખાટલો, નિશાળીઓ, સીરદાર;
શોભે સઘળાં હોય જો, પંડે પાટીદાર.

એ સાંભળી પહેલી બાઈ સમજી ગઈ કે પાટીદાર ખેડુત સરસ, બીજી એમ સમજી કે પાટીદાર ઘોડો એટલે પાટી ભોં દોડનાર સરસ, ત્રીજી એમ સમજી કે પાટીવાળો ખાટલો સરસ, ચોથી એમ સમજી કે નિશાળીઓ પાટીદાર એટલે જેના હાથમાં સ્લેટ હોય તે સરસ, પાંચમી બાઈ એમ સમજી કે સરદાર પાટીવાળો સરસ.

ઉપર પ્રમાણે એક દ્રવ્ય દાખલો થયો, પણ એ ઉપરથી સમજવાનું કે અત્યારે આજકાલના કવિઓ એક શબ્દમાં પાંચને જવાબ આપી શકે છે, તો પછી અનંત જ્ઞાનીની શક્તિમાં શું પુછવું?



# પંચ પરમેષ્ટીના પહેલા પદ ઉપરથી નીકળતો વ્યવહારીક નીતી બોધ.

આજ કાળે કેટલાક એમજ બોલતા સાંભળવામાં આવે છે કે, બાહ્ય વ્યવહારીક નીતિ તેજ ધર્મ, પણ નોકાર મંત્રના પહેલાજ પદમાં વ્યવહારીક નીતિ કેટલી છે તેપર જરા લક્ષ તો આપો? ઉપર લખ્યા મુજબ અરિહંતે માત્ર ચાર કર્મ ખપાવ્યાં છે એટલે હજુ બાકી ચાર કર્મ વળગેલાં છે, અને ત્યારે પહેલી વંદના અરિહંતને કરવામાં આવી, તો શું આઠ કર્મ ખપાવીને મોક્ષે ગયેલા સિદ્ધ કોઈ વગેરે નહીં? અને જો હોય તો પછી પ્રથમ વંદન આઠેય કર્મ રહિત પુરૂષને હોય કે ચાર કર્મ સહીત પુરૂષને હોય?

જવાબ:—આઠ કર્મ રહિત પુરૂષો અનંતા છે પણ

તેવા પુરૂષોની ઓળખાણ કરાવનારા અરિહંત છે, તેથી પેલા તે વંદનીક છે, કેમકે :—

દુહા.

ગુરૂ ગોવીંદ દોનું ખડા, કીનકુ લાગું પાય;
પ્રથમ નમું ગુરૂરાજકું, જીનને ગોવીંદ દીયા બતાય.

આવું અન્યમતીમાં પણ ફરમાન છે, ત્યારે પછી **विनय जैन सासणो मूलो** જૈન માર્ગ જેનું મુળ વિનયજ છે તેમાં પુછવુંજ શું? માટે દરેક બાબતમાં પ્રથમ ઉપકાર તો રસ્તો બતાવનારનો છે, નહિ કે વધારે ઉંચા પદવાળાનો. આ ઉપરથી વળી એવો એક અર્થ છે કે જેમ સિદ્ધ ભગવાન મોક્ષ પધાર્યા છે, પણ તેની ઓળખાણ કરાવનાર તો અરિહંત દેવ છે તથા તે તિર્થના સ્થાપનાર-પ્રવર્તાવનાર અરિહંત, તેમ અરિહંતદેવ તો મહા વિદેહ ક્ષેત્રમાં બીરાજે છે ને અહીં તેની પણ ઓળખાણ કરાવનાર તો સામાન્ય સાધુ છે. તો ઉપરના ખુલાસાને અનુસરી પ્રથમ નમસ્કાર અહીં બીરાજતા સામાન્ય સાધુઓને કરવા જોઇએ, છતાં નવકાર મંત્રમાં અરિહંતને વંદન પ્રથમ કેમ છે? જો રસ્તો બતાવનારને પ્રથમ નમસ્કાર કરે તો સામાન્ય સાધુને પ્રથમ નમસ્કાર જોઇએ, અને

ને ઊંચી પદવી પ્રમાણે નમસ્કાર હોય તો સિદ્ધ ભગવાનને પ્રથમ નમસ્કાર જોઇએ.

જવાબ—જ્યારે સાધુ મુનીરાજ હોય છે, ત્યારે તો સહુ કોઇ સિદ્ધને કે અરિહંતને નમસ્કાર ન કરતાં પ્રથમ સામાન્ય સાધુનેજ નમસ્કાર કરે છે, ને નવકારનો પાઠ તો ગુરૂ મહારાજની ગેરહાજરીમાં પ્રથમ વંદન અરિહંતને કરવાનો છે. અહા! રસ્તો બતાવનારનો પ્રથમ ઉપકાર માનવાનો વ્યહુવારીક ઉપયોગમાં આવે તેવો કેવા ઉત્તમ પ્રકારનો બોધ પંહુલાજ નવકાર મંત્રમાં સમાયેલો છે તો પછી ધર્મમાં ખરી રીતે સમજ્યો હોય તેનો વ્યહુવાર કેવો શુદ્ધ હોય તેમાં શું સંશય?

नमो सिद्धाणं—નમસ્કાર હોજો સિદ્ધ ભગવંતને.

સિદ્ધ ભગવંત કોને કહેવાયઃ—સકલ કાર્ય જેણે સિદ્ધ કર્યા. એટલે આઠેય કર્મ માંહેલું એક પણ કર્મ બાકી હોય ત્યાં સુધી તો કાંઇક પણ કામ કરવું બાકી રહ્યું, એટલે સઘળાં કામ સિદ્ધ કર્યાં ગણાય નહીં, જેણે આઠે કર્મ ખપાવ્યાં તે મોક્ષે પધાર્યા તેનેજ સઘળાં કામ સિદ્ધ કર્યાં કહેવાય. ને દેવને ફરી જન્મ લેવાપણું છે તેને તો એક કામ બાકી રહ્યું, માટે તે સિદ્ધ કહેવાય નહીં.

સિદ્ધ ભગવાનને જન્મ લેવો નથી એટલે વૃદ્ધ પણ થવું નથી, મરણ નથી, શરીર નથી, અનંત આત્મીક સુખની લ્હેરૂંમાં મુક્તિ સીલ્લા ઉપર બીરાજે છે. તે અનંત છે, પણ એક રૂપે પણ ગણાય છે, જેમ એક હોલની અંદર એક દીવો પ્રથમ હોય ને પછી બીજા બે દીવા લાવવામાં આવે તો પ્રથમના દીવાના તેજમાં બીજા બે દીવાનું તેજ ભળી જાય છે, ને જુદું પડી શકતું નથી, તેમ સિદ્ધ ભગવાનને જે સુખ છે તે ગમે તેટલા ગ્રંથો લખી આપણને સમજાવે તોપણ આપણી કલ્પનામાં આવી શકે નહીં. કેમકે કોઇ બાળક સાત આઠ વરસની ઉમરનો હોય, ગમે તેવું ચાલાક ને બુદ્ધિશાળી હોય, પણ તેને વ્યાપારમાં વટાવનું સ્વરૂપ સમજાવવું જેમ અશક્ય છે એ એક, અને બીજું સામાન્ય વ્યહુવારમાં થયેલો અનુભવ યથાર્થ સાક્ષાતરૂપે વર્ણવી અને બીજાને સમજાવી ઠસાવી શકાતો નથી, ત્યારે અનંત શક્તિત્યાત્મક આત્માનું સિદ્ધ સ્વરૂપ અને અનંત આનંદ કયા શબ્દોમાં ક્યારે કેમ વર્ણવી શકાય ?

**નોટઃ**—[ દાખલો મેટ્રીક-બીએ, એલ, એલ, બી., એમ. એ. વીગેરે અભ્યાસ કર્તાઓની પરિક્ષા લેવાઇ ગયા પછી પાસ થવાનો ટેલીગ્રાફ અગર બોમ્બે ગેઝેટમાં નામ આવે તો તે વિદ્યાર્થી કેટલો બધો હર્ષાન દી થાય છે, એ હર્ષાનંદનુ યથાર્થ

વર્ણન અજ્ઞાન વિલાસી ગામડીઆને કેવી રીતે સ્ફુટ કરી સમજાવાય? તેજ પ્રમાણે સિદ્ધના સુખ સમજવાં, આપણા માટે તદ્દન અશક્ય છે, ટુંકામાં ત્યાં અનુપમ સુખ છે, અને તે સુખને પ્રાપ્ત કરનાર જીવ ફરી જન્મ લેતોજ નથી.



# સિધ્ધ ભગવાન કોઈ જાતની ક્રીયા કે તપ કરે કે નહીં?

**જેને** કરજ પતાવવું બાકી હોય તે અવેજ ભરવા સારૂ કમાણી કરે, પણ જેને દેવુંજ ન હોય, અને કમાણી માટે સદંતર ઉપશાંત ભાવ હોય તે શા માટે કરે? વળી બીજું દૃષ્ટાંત. જ્યાં સુધી એક માણસને પોતાને રહેવાનું સ્થાન-દેશ-ગામ કે ઘર આવ્યું ન હોય ત્યાં સુધી વાહન, વોળાવવા કે ચાલવા, પંથ કાપવાની જરૂર છે, પણ નિરધારેલ સ્થળે પહોંચ્યા તો તે કશાની જરૂર નથી. સ્ટેશન અને બંદરે પહોંચ્યા પછી રેલ્વે કે સ્ટીમરને વળગી રહેવાની જરૂર નથી, તેમ જેને એક પણ કર્મ બાકી નથી તે શા માટે તપ કે ક્રિયા કરે? કર્મને સર્વથી નાશ કરવા માટે તપ છે. અને આત્મ-

પ્રદેશ વર્તી કર્મ સમુહને ઉદીરણ આદી કરી બાહેર લાવવા એટલે તપ સન્મુખ મુકવા એ કામ ક્રિયાનુંજ છે. ત્યારે તપ કે ક્રિયા તો કર્મ ખપાવવા માટેજ છે.

# સિધ્ધ ભગવાનની સંખ્યા વધારે કે અરિહંતની છે?

અરિહંતની સંખ્યા વધારે કેમ થાય? કારણ કે જેમ નવા અરિહંત થયા તેમ જુના અરિહંત મોક્ષે જાય એટલે સિદ્ધ થાય. માટે જેટલા સિદ્ધ થાય તેટલા ઘટે, એટલે કાંઈક સંખ્યા ઘટે ને કાંઈક વધે, પણ સિદ્ધ નવા થાય ખરા પણ જુનાને પણ કયાંય જવાનું નથી, એટલે તે સંખ્યા તો વધતી જાય પણ તે જગ્યા રોકે નહિ જ્યોતમાં જ્યોત સમાઇ જાય, જેમકે સમુદ્રમાં અતિમળે સંખ્યાતી નદીઓનું કયાં કયાંથી વહન થઈ બેસુમાર પાણી આવે છે, ચાતુર્માસમાં તો પાણીનો જથ્થો એટલો હોય છે કે નદીઓમાં પણ સમાવાની ભ્રાંતી ઉપજે છે, પણ તે નદીઓનું પાણી સમુદ્રના કયા ખુણામાં સમાય છે તેની ગમ પડતી નથી, તેમ આટલી

નદીઓ આવવા છતા સમુદ્રનું પાણી વધતું દેખાતું નથી. જેમ બધી નદીઓનું પાણી સમુદ્રમાં સમાય છે, આ એક બાદર સામાન્ય દૃષ્ટાંતથી જેમ બને છે, તેવી રીતે સિદ્ધના જીવો જ્યોતિમાં જ્યોતિ રૂપે સમાઇ જવા છતાં ક્ષેત્ર વધારે જોઇતું નથી. તેમ જોઇશે પણ નહીં, એમ સમજવાનું છે. તે સિદ્ધ ભગવંત આઠ ગુણે કરી સહિત છે.

नमो आयरियाणं=નમસ્કાર હોજો, આચાર્યજીને.

જે સાધુ નીચેના ૩૬ ગુણ ધરાવે તે આચાર્ય ભગવાન-ભાગ્યવાન જાણવા. ૫ મહાવ્રત પાળવાં. ૫ ઇંદ્રિને ગોપવી રાખે. ૫ સુમતિવાળા. ૫ આચારવાળા. ૪ કષાયના ટાળનારા. ૩ ગુપ્તીવાળા. ૯ વાડ સહિત બ્રહ્મચર્ય પાળવાવાળા.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જૈન ધર્મમાં પદ્દી, જ્ઞાનથી, ક્રિયાથી ને ગુણથી અપાય છે. એકલી ઉમરથી કે જાતથી નહિ. આ છત્રીસ ગુણ ગ્રંથને આધારે છે. [ મુનીના સતાવીશ ગુણમાં આચાર્યના છત્રીશ ગુણોનો સમાવેશ થાય છે. તેમ એનાએજ ગુણો દૃષ્ટિએ આવે છે ત્યારે ફેર શું ? ]

જવાબ--[આચાર્ય પ્રભુ આઠ સંપદાએ સંપન્ન હોવાથી પાંચ મહાવૃતો વગેરેની સંપદા-સંયમ તેજ પ્રગટેલ છે, જેની પ્રભા, આતાપ, આત્મિક બળ વધારે નિર્મળ હોવાથી આદર્શ પુરૂષ જાણવા, અને સંપદાને તેટલે અંશે પરિણમાવી ન શકયા હોય ત્યાંસુધી મુની મહારાજ જાણવા. અર્થાત્ તે તે ગુણવાળો, દ્રષ્ટિ, ક્રિયા, વ્યવહાર, વાણી ગુણ પરિણમવાથી થાય છે. ]

**नमो उव्वज्झायाणं**=ઉપાધ્યાયજીને નમસ્કાર હોજો.

ઉપાધ્યાયજી અગીયાર અંગ, બાર ઉપાંગ ભણે અને ભણાવે તેને કહેવાય છે. તે ઉપાધ્યાયજી ૨૫ ગુણે કરી સહીત છે.

**नमो लोए सव्वसाहुणं**=આ લોકને વીષે સર્વ સાધુ સાધ્વીને નમસ્કાર.

અહા ! કેવી મોટું મન રાખવાની ચાવી ! ગુરૂ ગોરાણી ઉપર ધર્મ પ્રેમી થવાને બદલે, ધર્મ ઘેલા બની રાગ દ્વેષ વધારનારા મનુષ્યો, આ છેલા શબ્દો ઉપર જરા લાંબો વિચાર કરેતો સ્પષ્ટ સમજાય છે, એમાં તે સંઘાડાને નમસ્કાર છે કે લોકમાં સર્વ સાધુ સાધ્વીને ?

અરે કોઇ પણ સંઘાડો બાદ કરેલ છે ખરો ? તો

પછી અમુક સંઘાડાને મમતભાવ લઈને વધારે માનનારા અને અમુક સંઘાડાને નહીં માનનારા છેલા નોકારના શબ્દ ઉપર પગ મુકે છે કે નહિ? અને સિદ્ધાંતના શબ્દો ઉપર પગ મુકવાથી બીજો વધારે અનર્થ કયો? માટે ગમે તે સંઘાડાના આખા લોકને વિષે ૨૭ ગુણના ધારણહાર સાધુ સાધ્વીને નમસ્કાર છે.



# માળાના પારા ૧૦૮ હોય છે તેનું કારણ.

હરેક મતવાળાની માળામાં ૧૦૮ પારા હોય છે. તેનું કારણ બીજા મતવાળા ગમે તે બતાવતા હોય, પણ જૈન ધર્મમાં પંચ પરમેષ્ટિના જે ગુણ બતાવ્યા છે. તે બધા ગુણનો સરવાળો ૧૦૮ હોવાથી માળાના પારા ૧૦૮ હોય છે. એવી કલ્પના છે. પરમેષ્ટિના એક ગુણનું સ્મરણ, અને ચિંતવન થયા પછી તેવીજ રીતે બીજા ગુણને માટે બીજો મણકો લેવો. આવી રીતે માળા ગણતાં આત્મ બળવાન, હૃદય શુદ્ધ સાત્વિકવાન અને આચાર-વર્તન નીતિવાન બને છે. એથી આ જાતનાં કે

ગયા ભવનાં બધાં કર્મોની નિર્જરા થઈ શકે છે. ઘણા ખરા જુવાન અવસ્થાવાળાને ચોવીસ કલાકમાં એકજ કલાક નીવૃત્તિ મળવા છતાં તે કલાકમાં પણ કેટલાક સાધુઓ માળા પકડાવી દીએ છે. માળામાં કાંઇ ખોટું નથી તે પણ તીર્થંકરને યાદ કરવાનું એક સાધન છે. ને કર્મ ખપાવવાનો એક રસ્તો છે. પણ જે માણસો અવસ્થાને લઈને બીજો વધારે અભ્યાસ કરવાને લાયક ન રહ્યા હોય, તે સામાયકનો કલાક આળસમાં કાઢવાને બદલે માળામાં કાઢે તો તો સારૂં, પણ જેનામાં અભ્યાસ કરવાની શક્તિ છે, તેવાને કેવળ માળામાં રાખી દેવા તેનો ન્યાયાધીશને ઝાડુ કાઢવાનું કામ સોંપવા જેવું પરાક્રમ છે. જ્ઞાન તે સઘળી ક્રિયાનું મુળ છે. ધર્મનું મૂળ દયા છે. **पढमं नाणं तवो दया** પ્રથમ જ્ઞાન ને પછી દયા એવું શ્રી દસવીકાલીક સુત્રનું ફરમાન છે, માટે સામાયકનો કલાક તો જ્ઞાન મેળવવામાં કાઢવો જોઇએ.

## પંચ પરમેષ્ટિ નામ કેમ પડયું, તથા તે પાઠનું બીજું નામ શું?

**પાંચ** પુરૂષના ગુણ આમ છે, માટે તે પાઠનું નામ પંચ પરમેષ્ટિ ને તે પાંચેના ગુણ મળીને ૧૦૮ થાય, જે લોકો પાસે માળા ન હોય તે ફક્ત આંગળીના વેઢાથી ગણે ને અંગુઠા સિવાયની આંગળી ચાર, તેના દરેકના ત્રણ ત્રણ વેઢા મળી બાર થાય ને તે બારેય નવ વખત ફેરવાય ત્યારે ૧૦૮ થાય, તે ઉપર નવકાર એવું નામ પડયું હોય એવી કલ્પના કોઈ કરે છે, અને તે કલ્પનાજ છે, કેમકે માળા ધાર્મિક ઉપગરણમાં ગણેલ નથી, એટલુંજ નહી પણ નિશીત સુત્રમાં ત્રીજે ઉદેશે તો માળા રાખવાનું મુનિઓને માટે આળવણ પણ છે.

* * *

## વન્દણા કેમ થાય?

નોટઃ—[ वंदणयं करजोडण सिरनामण पुच्छणं छिन्नंचे ।

દષ્ટિનો [illegible]

અંજલી કરવી, મસ્તક નમાવવું, પંચાંગ નમાવી વાંદવું, પુજ્યભાવના વિવેક સાથ બતાવવી. આ બધા વંદનના પ્રકાર છે. ]

હરેક કામ કરવાની વીધી જાણવી જોઇએ, અને વિધી પૂર્વક જે કામ ન કરવામાં આવે તે કામ સારૂં થતું નથી. માટે વંદન કરવાની વિધીના પાઠને તિખુત્તો કહે છે. ત્રણ પ્રકારની વંદણા થાય છે. તેમાં પ્રથમ પ્રકાર તે તિખુતોનો પાઠ, બીજી ઇચ્છામીખમાસમણો અને ત્રીજી નમોથ્થુણં.

**तिखुत्तो** ત્રણ વખત-વંદન ત્રણ વખત કરવું.

**आयाहिणं पयाहिणं** આદાને કરી જમણા કાનથી તે ડાબા કાન સુધી પ્રદક્ષિણા કરીને વંદન કરવું.

**वंदामी** વંદુ છું.

નોટ:—[ वंदइ नमोक्कारो नमंसणं मण पसाउय ।

મનની શાન્તિવડે ઉલ્લાસ ભાવથી ગદ્યપદ્યાત્મક ગુણોનું ઉત્કિર્તન-સ્તવન કરવું તે નમસ્કાર. ]

**नमंसामि** નમસ્કાર કરૂં છું.

**सक्कारेमि** સત્કાર આપું છું. (સામા જવું વગેરે).

समाणेमि — સન્માન આપું છું. ( પધારો વગેરે ).

कल्लाणं — હે મહારાજ? તમારૂં દર્શન કલ્યાણ કરનાર છે.

मंगलं — મંગળીક-શુભ, સંસારને વિષે લક્ષ્મીની પ્રાપ્તી, પુત્ર પ્રાપ્તી, લગ્ન ને મકાનનું વાસ્તું, એવા એવાં ચાર મંગળીક છે, પણ તે ચારેયને અશુભ જોગને લીધે અમંગળીક થતાં વાર લાગતી નથી પણ સાધુનું દર્શન સદાયે મંગળીક છે.

देवयं — દેવ સમાન દેવ ને અરિહંત, અને ગુરૂ અરિહંત પદના ઉમેદાર છે.

નોટ:—[ बुद्धं जो बोहंतो. अप्पाणं चेइयाइ आणंच ।
पंचमहव्वय सुद्ध, नाणं मय जाणने चिइदं ॥

જે મહારાજ, આત્માને જ્ઞાન અને અજ્ઞાન વની રાખે છે ને પાંચ મહાવ્રત શુદ્ધ પાળે છે, એવા જ્ઞાની મુની ચૈત્ય તરીકે જાણવા દેવ ગણાય છે. ]

चेइयं — જ્ઞાની. જેનું મન શુદ્ધ ને પાંચ ગુણની વસ્તી, તે જ્ઞાની છે, અને તે સાધુપણા વગર ગુરૂપદને લાયક

નથી. પાપથી ડરે તે પંડીત. ૩૨
સિદ્ધાંત કડકડ મુખપાઠ કરે તે નહિ.
(ચેઇયંનો આ ઠેકાણે અર્થ કેટલાક
મૂર્તિ કરે છે, તે સંભવિત નથી.)

**पजुवासामि**--હે મહારાજ તમારી સેવા ભક્તિ
કરૂં છું.

**વંદણા તથા વંદણાની વીધીનો પાઠ પુરો થયો. હવે પ્રતિક્રમણનો પહેલો આઉસગ્ગ સામાયક તેનો પાઠ આવે છે.**

**પ્રશ્ન**—સામાયકમાં અને પ્રતિક્રમણમાં ફેર શું?

**જવાબ**—પ્રતિક્રમણ એટલે પાપની માફી. હવે આપણાથી કોઇના મકાનમાં કચરો વેરાઇ ગયો હોય, અને તે કાર્યને માટે માફી માગવી હોય તો, પ્રથમ કચરો વેરવાનું કામ બંધ કરવું જોઇએ, ત્યાર બાદ માફી મગાય, પણ કચરો વેરતાં વેરતાં માફી મગાય નહીં. તેમ જો પાપની માફી માગવી હોય તો પ્રથમ પાપ બંધ કરવું જોઇએ. આ પ્રમાણે પાપ બંધ કરવું તેનું નામ સામાયક. પ્રતિક્રમણ એટલે પાપની બંધી તથા માફી. અને સામાયક એટલે ફક્ત પાપની બંધી, માટે પ્રથમ પાઠ સામાયકનો બોલાય છે.

—**પ્રશ્ન**—સામાયકમાં નોકાર, તિખુત્તો, ઇચ્છાગી, તિસોતરી, લોગસ્સ, દ્રવ્ય થકી, વિગેરે પાઠ બોલાય છે. તે બધા પહેલા આવશ્યકમાં કેમ બોલાતા નથી ?

**જવાબ**—સામાયકની અંદર અમુક વેષ રાખવો અને અમુક પાઠ બોલવા તે તો સામાયકની બાહ્ય ક્રીયાની તૈયારી છે. જેમકે લગનમાં લગ્ન લખાય છે, માંડવો નખાય છે, પીઠી વીગેરેનાં મુહુરત હોય છે, અમુક પ્રકારનો વેષ પણ હોય છે, અને તે સંઘળા વ્યવહારો કરવાની જરૂર પડે છે. વેષ વગર તો પરણનાર ઓળખાય પણ નહીં. તેમ આ બધા પાઠ ને વેષની જરૂર છે પણ વખત ન હોય તો અપવાદમાં તે બધું કર્યા વગર ખાસ કારણે ફકત માળા પહેરાવીને મંગળ ફેરા પણ ફેરવી દેવાય છે, પણ મુખ્ય અગત્યની ક્રિયા તો ફેરા ફેરવવાની છે, તેમ અગત્યની ચીજ તો વરમાળાજ છે. તેમ સામાયકમાં અગત્યનો પાઠ તો દ્રવ્ય થકીનો છે. તે પાઠ બોલ્યા પહેલાં સામાયકમાંથી ઉઠી પણ જવાય. જેમ બધી તૈયારી છતા ફેરા ન ફર્યા હોય તો વખતે પરણેતર રદ થઈ શકે છે, પણ દ્રવ્ય થકીનો પાઠ બોલ્યા પછી બંધન થાય છે.

પડિક્કમણું તો અમુક વખતે મહુનું માથે શરૂ થાય છે. અને માહુરેથી તો આગળ પાછળ આવ્યા કરે ને

અવૃતી ન બેસવું માટે પ્રથમથી સામાયક બાંધી લીએ છે, પણ જો તેમ ન કરે તોપણ પડીકમણાના પહેલા પાઠમાં સામાયકનું બંધન આવી જાય છે, અને ગમે તે વેષમાં પાપની બંધી થઈ શકે છે. પણ જેમ માંડવો વગેરે અવસર સાચવ્યા વગરનો વિવાહ નિઃરસ્સ લાગે છે, તેમ આ પચ્ચખાણનું થાય, ને સામાન્ય વેષવાળાને માણસો વૃતમાં છે એમ જાણે નહી, તેથી સાંસારીક કાર્મમાંથી વિરક્ત રહેવાનું કામ વખતે વિવેકની ખામી વાળું ગણે. તોપણ જતના રાખવાનું સાધન તો જોઇએ, અને સચેત ચીજ પાસે ન જોઇએ, સામાયક એટલે પાપની બધી, અને દિક્ષા એટલે પણ પાપની બંધી, અને સંવર એટલે પણ પાપની બધી. પણ દિક્ષામાં પાપની નવકોટીથી જાવજીવ બધી. સામાયકમાં આઠ કોટીથી કે છકોટીથી ઓછઃમાં ઓછી બે ઘડીની બંધી, અને સંવર એટલે પાપની ગમે તેટલા વખત માટે બંધી.

# સામાયકમાં અમુક વેષ રાખવાનું કારણ અને તેવા વેષની સંવરમાં જરૂર કેમ નહી?

સામાયકમાં પાપની બંધી છે. પહેલું પાપ જીવની હીંસા. માટે આપણાં કપડાં જો શીવેલાં હોય તો તેનું પડીલેહણ થઈ શકે નહી. નેફામાં, ચોરણામાં કે ખાંચ ખુંચમાં જીવાત ભરાઈ રહે તે જોઇ શકાય નહીં. માટે છુટા લુગડામાં પડીલેહણ બરોબર થઇ શકે તે મતલબ છે, પણ જેઓ પડીલેહણ ન કરતા હોય તેને તો નેફાવાળો ચોરણો હોય કે ધોતીયું તે બધું સરખુંજ છે, પચરણાં પણ કેટલાકનાં રંગ બેરંગ બુટાદાર એવાં હોય છે કે તેમાં જીવાત ભાગ્યેજ સુઝે છે. તો વિચાર કરવો કે પચરણું શોભા માટે નથી. બે જુદી જુદી જાતના કપડાનાં પડવાળું જેનાં બંને પડ એક મગજીથી ભેગાં કર્યા હોય તે જરા ફાટયું હોય તો અંદર જીવાત છે કે નહી, તે કોઈ રીતે દેખી શકવાનો સંભવ નથી. માટે પચરણું ગમે તેટલું પાતળું હોય પણ નકશાની માફક ખુલ્લું સાફ તેવું હોય તોજ પડીલેહણ થઈ શકે. કાઠિયાવાડ-

કચ્છના રંગ બેરંગી દશીવાલા ગુચ્છા, મારવાડ-દક્ષિણમાં જરીવાળી મુખપત્રિકા અને સોના, મોતી, ચાંદીની માળાઓ છે, તે પ્રમાણે કોઇપણ જાતનો મોહ ઉપજે એવો વેષ સામાયકમાં જોઇએજ નહી. પોતાનું મન ગમે તેટલી વિરક્ત દશાને પ્રાપ્ત થયું હોય, પણ મોહ દશા ઉત્પન્ન થવી તે કેવળ પોતાનાજ મન ઉપર આધાર નથી. પણ બીજા સંખ્યાબંધ જોનારાના મન ઉપર આધાર છે. કોઈ કીમતિ ઉપધી સાથે હોય તો જીવ તેમાં વળગી રહે છે. ચોરી કરનારાઓને પ્રસંગ મળે, તે ચીજ જાય તો નુકશાન થાય, મન પ્રણામ મોળાં પડે ને ધર્મની ગ્લાની થાય. માટે સામાયકમાં નીચે મુજબ ચીજથી વધારે કોઈ ચીજ રાખવી નહી.

(૧) પહેરેલ કપડું, (૨) ઓઢેલ કપડું, (૩) મુહપતિ, (૪) પાથરણું, (૫) ગુચ્છો, (૬) રજોહરણ, (૭) વાંચવાનાં પુસ્તક, નકશો, નોટ વીગેરે, (૮) કાંઈ પાપ ન લાગે તેવું લખવું હોય તો પાપ ન લાગે તેવાં લખવાનાં સાધન, (૯) ચશ્માની જરૂર હોય તો તે. (૧૦) ઘડી કે ઘડીઆળ. ( આ દશમું ન રખાય તો ઉત્તમ ).

( આ જાતીનાં વસ્ત્રો રંગ બેરંગી શીવેલાં અને મોહક હોવા છતાં તેઓ હમેશાં તેવાંજ વસ્ત્રો પહેરે છે,

જેથી તેના માટે આ નિયમ અપવાદ રૂપે ગણી શકાય છે. તથાપી મર્યાદાની જાળવણીમાં વિવેકની જરૂર છે.)

સંવરમાં સામાયક જેવા વેષની જરૂર નથી કેમકે પુરી બે ઘડી ફુરસદ ન હોય ત્યારેજ સામાયકને બદલે સંવર કરવામાં આવે છે, તો પછી પડીલેહણની કડાકુટ કરે તો વખત ઘણો થઇ જાય દાખલા તરીકે જાસુના મકાનનો પાયો ઉંડો નખાય છે, પણ ફક્ત ભાતું-ખ.વા, બેસવા માટે છાપો બાંધવામાં કાંઇ ઉંડા પાયાની જરૂર નહિ.

## સામાયકમાં લાભ નફો કેટલો ?

કોઇ ગ્રંથમાં લખે છે કે--

લક્ષ ખાંડી સોના તણું, લક્ષ વર્ષ દીએ દાન;
સામાયક સમ આવે નહીં, એ વાત ધરવી ધ્યાન.

આ વાત કેટલાક ખોટી કહે છે, એટલો બધો લાભ હોય નહિ. વાસ્તવીક રીતે તે વાત ખોટી પણ છે, પણ એટલો લાભ હોય નહિ, એટલા માટે ખોટી નથી પણ તે સુવર્ણનું દ્રવ્યદાન શું હિસાબમાં લેખાય ? દાન એ શુભ કર્મનો બંધ છે. સામાયકમાં તો દરેક પ્રકારની શાન્તી

આરાધી શકાય. તેથી આત્મભાવ વિશુદ્ધ રહે છે, અને અંતરના ગુણો આદર્શ જેવા થાય છે. એટલે કર્મ ઝરે એવી ક્રિયા છે તો પછી વર્ષ વખતનું પરિમાણ, ગાઉ જગોનું પરિમાણ, રૂપાયા નાણાનું પરિમાણ તે જુદા જુદા પરિમાણની બાદબાકી ન થાય, તેમ આ બે જુદા પરિમાણ છે. સામાયિક તો દીક્ષાની વાનકી છે. અંતરવૃતીને શાંત કરવા રૂપ અને એવી રીતે હમેશાં કરવા પ્રેકટીસ–અભ્યાસ પાડવાની જરૂર છે, આવી પ્રેકટીસ–અભ્યાસ થવાથી ચપલમાં ચપલ માનસિકવૃતિઓ પરમ શાંતી ભાવને પામે છે.

નોટ–[ सामाइएणं भंते जीवे किं जणयइ ।
सामाइएणं सावज्जजोग विरइं जणयइ ॥
હે ગુરૂદેવ ? સામાયિક કરવાથી શું ફળ ઉપાર્જે ?
હે શિષ્ય ? જગતની ઉપાધિ સાવદ્યયોગ આશ્રિત છે, તેને ઉપશાન્ત કરી શાંતીને ટકાવી શકે છે. અર્થાત વિરતિપણું આવે છે ].

સામાયક કરનારે પોતે લીધેલા વૃતમાં વધારે સાવધાની રાખવાની જરૂર છે. આ પ્રમાણે ઓછામાં ઓછા બે ઘડીના સંવરમાં આવ્યા વગર પ્રતિક્રમણનો પહેલો આઉસગ્ગ સચવાય નહિ; તેમ પાપથી મુકત થયા વગર પાપની માફી મળે નહિ.

# પહેલા આવશ્યકનો પાઠ.

**इच्छामिणं** ઈચ્છુછું. મારી મરજી છે.

**भंते** હે મહારાજ ! ( પણ તેમાં શું વળે ? )

**तुम्भेहिंअब्भणुनायसमाणे**–આપની આજ્ઞા હોય તોજ બને. વિનયનો કેવો ઉત્તમ બોધ ? આજ્ઞા વગર કશું કામ કરવાની શરૂઆતમાંજ ના કહી.

**देवसिओ**–દિવસ સંબંધી. અહીં રાત સંબંધી, પખ્ખી સંબંધી, ચોમાસી સંબંધી, સંવત્સરી સંબંધી વિગેરે જેવું પ્રતિક્રમણ હોય તેવું બોલાય.

**નોટ**—[ સતામાં રહેતા સંજલના કષાયની ચોકડી, ક્રોધ, માન, માયા, લોભ વગેરેને દબાવવા દિવસ અને રાત્રિ પ્રતિક્રમણ કરાય છે. તેવીજ રીતે અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભની ચોકડીને ઉપસમાવવા પાક્ષિક પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાનની ચોકડીને દબાવવા ચોમાસિક પ્રતિક્રમણ અને અનંતાનુબંધી ક્રોધ, માન માયા, લોભની ચોકડીઓ શોધવા સંવત્સરી પ્રતિક્રમણ કરાય, એમ પરંપરાએ પ્રમાણ છે કારણ કે તેની સ્થીતિ અનુક્રમેથી ૧૫ દિવસ, ચાર માસ,

એક વર્ષ અને જાવજીવ સુધીની છે. તેમ તે ચોકડીઓ અનુક્રમે કેવળજ્ઞાની, સર્વવૃત્તિપણું, દેશ-વૃત્તિપણુ અને સમકિતને પ્રગટ થવા ન દે. ]

લી. ભિક્ષુ.

**पडिकमीउं ठाएमि** પાપને પસ્તાવો કરૂં છું અનેરાને કરાવું છું.

**देवसि** દિવસ સંબંધી.

**ज्ञान** જ્ઞાન.

**दरसण** દર્શણુ.

**चारित्र** ચારિત્ર.

**तप** તપને વિષે.

**अतिचार चिंतवनार्थे करेमि काउसग्गं** જે દોષ લાગ્યો હોય તેનું ચિતવન કરવા માટે કાઉસગ્ગ કરૂં છું.

જેમ દ્રવ્ય, કમાણીનું સરવૈયું કાઢવા માટે પોતાની સર્વ પ્રકારની મિલ્કત ધ્યાનમાં લેવામાં આવે છે, તેમ આત્મ કમાણીમાં મુડી ૪ પ્રકારે છે. તેમાં પ્રથમ **ज्ञान**–જ્ઞાનની ૮ જાત છે. તેમાં ૩ જાતનાં જ્ઞાન આત્માની કમાણીમાં ઉપયોગી નથી. અને જે જ્ઞાન સમકિત એટલે શુદ્ધ સમજણ સહિત છે, તે આત્મકમાણીનું સાધન છે

તેના પાંચ પ્રકાર છે. (૧) **મતિજ્ઞાન** એટલે મતને લઈને જાણપણું. (૨) **સુત્રજ્ઞાન** એટલે સિદ્ધાંતની મદદથી જાણપણું. (૩) **અવધિજ્ઞાન** એટલે અમુક હદ સુધી જાણે દેખે તે. (૪) **મનપર્યવજ્ઞાન** એટલે સામા ધણીના મનની વાત જાણવાની શક્તિ. (૫) **કેવળજ્ઞાન** એટલે જેનાથી કાંઈપણ વાત અજાણી નથી.

**दर्शण** શુદ્ધ શ્રદ્ધા.

**चारित्र** વર્તન જે કાંઇ વૃત પચ્ચખાણ હોય તે.

**तप** આ શબ્દ બહુજ કામનો છે. આ શબ્દોનો મહિમા હજુ જૈનોમાં રહેલો છે. પણ તેનો ખરો ઉદ્દેશ બાજુએ રહી જઇને કેટલીક વખત તેનું સ્વરૂપ હેરણા કરનારૂં થઇ પડે છે.

સંવરથી કરીને નવાં કર્મ આવતાં અટકે છે. પણ એક મકાનનું બારણું બંધ કરવાથી તેનો નવો કચરો આવતો બંધ થાય, પણ તેથી કરીને અંદરનો અગાઉનો કચરો સાફ કર્યા વગર કાંઈ મકાન સાફ થાય નહી. પણ અંદરનો કચરો સાફ કરીને બારણાં બંધ કરવામાં આવે તો ઓરડો સાફ થાય, તેમ સંવરથી નવાં કર્મ બંધ થાય અને તપથી જુનાં લાગેલાં કર્મ છુટે.

જેમ કેટલીક ચીજ સાબુથી સાફ થાય છે. પણ કોયેલા સાબુથી ધોળા થાય નહિ. તેને તો બાળવામાં આવે ત્યારે ધોળા થાય. તેમ આત્મા સાફ કરવાનો સાબુ તો તપ છે.

પ્રશ્ન—આત્મા સાફ કરતાં શરીરને શા માટે કષ્ટ આપવું ?

જવાબ—મેલવળું ઘી સાફ કરવું હોય તો તેને ઉનું કરવું જોઇએ, અને ઘી સાફ કરવા માટે ઘીનો ડબો તપાવવો પડે છે, કેમકે તેમાં ઘી રહેલું છે. તેજ દાખલે આત્મા શરીરમાં રહેલો છે માટે આસન દૃઢ, દ્રષ્ટિ સ્થિર, કાયા અચપળ, કાર્ય સાવધાન કરવા માટે શરીરને હળવું, અપ્રમાદી, શાંત, સ્થિર બનાવવા માટે ખાસ તપની જરૂર છે.

નોટઃ— [ विषय कषयाहार, त्यागो यत्र विधियंते; ।
उपवास सविज्ञेयो, शेष लंघनकं विदुः ॥

વિષય પચીસ, કષાય સોળ, અને આહાર ચારનો (ક્લેષ-દ્વેષ-કે નિયાણાની ઇચ્છા રાખ્યા વગર ) વૈરાગ્યથી સમજીને ત્યાગ કરે તેનું નામ તે ઉપવાસ; બાકી તે લાંધણુ. ]

કેટલાક લોકોએ અપવાસમાંજ એટલે ન ખાવામાંજ સર્વ પ્રકારનું તપ સમજી ગયા છે, પણ જેનાથી તે

ન બને તે તપ વગર રહે છે, માટે તપનું સ્વરૂપ જેમ વધારે ઓળખાય તેમ તપ કરવાની વધારે સમજ આવે છે. તપના મુખ્ય ભેદ બે છે. (૧) બાહ્યતપ. (૨) અભ્યંતર તપ.

## બાહ્યતપ—

એટલે જે ઉપરથી દેખાય પણ શરીરને કષ્ટ વધારે અને લાભ ઓછો, ત્રાંબા નાણાની માફક, જેને સાચવવામાં ભાર ઘણો ને મુલ્ય નહીં તે બાહ્યતપના છ પ્રકાર—

૧ અણુસણ—અહારનો ત્યાગ, ઓછામાં ઓછો ગમે તેટલી મુદતને માટે અને વધુમાં વધુ જાવજીવ એટલે સંથારાને પણ અણુસણ કહે છે. અપવાસ, પોષો, એકટાણું, તમામ તપ ઠેઠ સંથારા સુધી આમાં સમાઇ જાય છે. બાર પ્રકારના તપમાં કોઇ સ્થળે અપવાસ કે ચોવિહાર એવું નામ છે નહિ, તો શું પછે તે તપ નહિ? તે તપ ખરોજ. પણ અણુસણમાં તેનો સમાવેશ છે.

૨ **ઉણોદરી**—અહારનું ત્યાગ ન બન્યું અને તપ કરવો હોય તો પેટ ઉણું રાખવું. જેટલું ખાઈ શકાય તેથી ઓછું ખાવું એટલે શરીર નીરોગી ને ખર્ચ પણ ઓછું થાય. લોભી માણસની માફક ઘર બચાવવા માટે ઉણું રહેવું એ ઉણોદરી તપ નથી, પણ દાનના અવસરે દાન આપી તે વસ્તુ મેળવવા ફરીથી ઉંડી તડખડમાં ન ઉતરવું; ઉપકરણ અને આહાર કમી કરવાથી આ તપ નીપજે છે.

૩ **વૃતિસંક્ષેપ**—કોઈ પણ જાતની અશુભ વૃતી થાય તેને દબાવવી. સહનશીલતા, સમાનભાવ, અને ઇંદ્રીનીગ્રહ, આ તપથી કરી શકાય છે.

૪ **રસપરિત્યાગ**—જુદી જુદી જાતના રસમાંથી બને તેટલી રીતે માનસિક વૃતી, અને રસનાઈંદ્રીને તેમાં લીન થવા ન દે.

૫ **કાય કલેશ**—ચીત્તનો ઉત્સાહ (વીર્યઉલ્હાસ) અને ઉપયોગ—સાવધાનતા—તન્મયપણાથી જુદા જુદા આસન વીગેરે કરીને મળશુદ્ધિ, વીકાર શુદ્ધિ કરી દેહની નસાઓમાં રહેલા પ્રમાદાદી દુર્ગુણોની વક્રતાને ટાળે.

૬ **પ્રતીસંલીનતા**–ઈંદ્રીઓને શબ્દરસાદી વિષયોમાં લીન થવા ન દેવું અને કષાય, માન, યોગ, કામ ને દાબમાં રાખે. આ તપ કરવાથી બહુ પ્રકારના ભયથી મુક્ત થવાય છે.



## છ અભ્યંતર તપ.

બહારથી દેખવામાં આવે તે તપ કહેવાઈ ગયા, હવે અભ્યંતર તપ તે ગીની ને નોટો સમાન છે. પ્રાપ્ત કરતાં કષ્ટ ઘણું, કોઇ જાણે દેખે નહીં, છતાં લાભ બહુ.

૧ **વિનય**—ગુણાનુરાગી થવું, ગુરૂવાદીકની આશાતના ટાળવી, નમ્ર ભાવ રાખવો, આ તપ વિનય. તે વેરીને વશ કરવાની ઉમદી જડી બુટ્ટી છે.

૨ **વયાવચ્ચ**—આગતા સ્વાગતા યા સેવા ભક્તિ.

૩ **પ્રાયશ્ચિત**—કરેલાં પાપ–અપરાધની કપટ બુદ્ધિ રહીત શાસ્ત્ર, ગુરૂ આત્માની શાખે આલવીને સજા ભોગવવી તે.

૪ **સ્વાધ્યાય**—સિધ્ધાંતને સંભાળતાં, વિચારતાં, અભ્યાસ કરતાં અંદર રહેલા ગૂઢ તત્વો ઉપર તરી

આવે. શાસ્ત્ર પ્રાક્રમ વિશેષ વધે. તે વાંચવાથી પુછવાથી, સંભાળવાથી, સમજવા–સમજાવવાથી થાય છે.

૫ ધ્યાન—કોઈપણ વસ્તુની વિચારણા અંતઃકરણમાં કરવી, તે ધ્યાન. આ શુભને અશુભ બે પ્રકારે છે. તેમાં શુભ વસ્તુમાં સ્વરૂપનું યથાર્થ નિરીક્ષણ કરી અંતઃકરણમાં વિચારણા કરવી, ને ધર્મ ધ્યાન અને નીર્મળ આત્મશુધ્ધ સ્વરૂપનું પ્રગટ સાક્ષાત્કાર કરવું, તેનું નામ શુકલ ધ્યાન.

૬ કાઉસગ્ગ—કાયાને વોસરાવી તે ઉપરથી મુર્છા ઉતારી સ્થીર રહી અમુક સ્મરણ કરવું. એકાગ્રભાવે.

નોટ—જ્ઞાન, દર્શન, ચારીત્ર, તપ, વીર્ય અને ઉપયોગની શુધ્ધિ કરવા, કર્મ આવરણ રહિત કરવા જે તપનો ઉપયોગ લેવા-કરવામાં આવે તે અભ્યંતર તપ છે મન ઇંદ્રિઓ, યોગવૃતિનો અન્યસ્થાને થતો ગેર ઉપયોગ તેને કબજામાં લાવવા માટે જે સાધન—તપનો ઉપયોગ કરવામાં આવે તે બાહ્યતપ.

દાખલો:—વિનય તપ કરવાથી બુદ્ધિ નિર્મળ થાય, નિર્મળ

બુદ્ધિવાળો જ્ઞાન અભ્યાસ કરી શકે, અને જ્ઞાન અભ્યાસથી જ્ઞાન ગુણ પ્રગટ કરે. આ અભ્યંતર લાભ છે. ઉણોદરી તપથી સંતોષ આવે. સંતોષથી મન કબજે રહે, ને મન કબજે હોય તો ક્ષુધા વેદની પર જય મેળવી શકાય. આવી રીતે બાહ્યફળ આપવાનો ગુણ મુખ્યમાં છે જેને એવો તપ તેને બાહ્યતપ કહેવાય. અને મુખ્ય રીતે અંતરના ગુણોને વિકસાવવા જે તપ કામ કરે તે અભ્યંતર તપ ગણાય. ]

લી. શોધક

એક સામાયકમાં દીર્ઘદૃષ્ટીથી વિચાર કરતાં આ બારે તપનો સમાવેશ થઇ જાય છે.

અહા કેવો સરસ રસ્તો! વગર ઇચ્છાએ અને નીરૂપાયે લાચારી સાથે સહન કરવાં પડે તેવાં દુઃખ પણ જો સમજ શક્તિથી સહન કરતાં આવડે તો તપના સ્વરૂપમાં બદલી શકાય.

દાખલોઃ—કોઇ વખત તાવ સખ્ત ચડી આવ્યો તેને લઇને કેટલાક દીવસ મીષ્ટાન ન જમાય પણ જમવાની ઇચ્છા ખરી, હવે જે માણુસ તેની હાયવોય કર્યા કરે તેનાથી પણ જમાય નહીં, ને ઉલટાં કરમ બંધાય, પણ તેને એવો વિચાર કર્યો કે ઘણા દીવસ મીષ્ટાન ઉડાવ્યાં છે. હું સમજણ પુર્વક મિષ્ટાન છોડું

તેમ નહોતો આ ઠીક જોગ આવ્યો છે. ભલા, આવા દીવસો જે દીવસોએ મિષ્ટાન ઉડાવ્યાં છે તેના પ્રમાણમાં કેટલા થોડા? આ પ્રમાણે સમજનારનાં ઘણાં કર્મ ખપે. અહા! શી વીતરાગના જ્ઞાનની ખુબી! આથી સ્પષ્ટ સમજાય છે કે તપ કરવા માટે કયાંય જવું પડે તેમ નથી, સંસારમાં સમયે સમયે તપ થાય તેવા પ્રસંગો આવ્યાજ કરે છે. જે સ્થીતીમાં આવી પડીએ તે સ્થીતિ આપણાં બાંધેલાં કર્મને લીધે આવેલ છે, અને તે લાવનાર આપણો આત્મા છે, માટે કોઇ ઉપર રાગ દ્વેષ ન લાવવો એવી સમજણ તેનું નામ તપ.

હવે જેને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ હોય અને તે આવરણવાળાં હોય તેને પ્રગટ કરવા કાયોત્સર્ગ અહીં કરવાની જરૂર પડે છે. પણ જેને સર્વ કર્મ સંબંધી આવરણો ક્ષય થયાં છે, તેવા સિદ્ધ ભગવાન બાહ્ય ચારિત્ર-તપાદીથી રહિત છે તેઓના આંતરગુણોજ પ્રકાશમાન છે, એટલે સેજે તપ, જ્ઞાનના ગુણમાં અખંડીત સદા મગ્ન છે. પછી નોકારનો પાઠ બોલાય છે. ત્યાર પછીનો પાઠ બહુ મુદ્દાનો છે, તે દસ્તાવેજની સહી કરવાનો છે. કયા કરાર ઉપર સહી કરી છે, તે વિચારી જોવાનું છે, અને પાળી શકાય તેટલાજ કરાર કરવાના છે.

करेमि — કરૂં છું.

भंते — હે પૂજ્ય ?

सामाइयं सावज्जोगं पच्चखामि—સાવજ્જોગ ૧૮ પાપનાં પચ્ચખાણ કરૂં છું.

जावनियम—નિયમ છે ત્યાં સુધી, ઓછામાં ઓછી બે ઘડી વધુમાં વધુ જાવ જીવ.

पज्जुवासामि — સેવા કરૂં છું.

दुविहं — બે કરણ.

तिविहेणं — ત્રણ જોગ.

नकरेमि — હું પોતે કરૂં નહી.

नकारवेमि — અનેરા પાસે કરાવું નહી તે બે કરણ.

मणसा, वयसा, कायसा — મન, વચન ને કાયાથી તે ત્રણ જોગ.

तस्सभंते — તે પ્રમાણે હે પૂજ્ય.

पडिकमरमि — પડી કમું છું.

निंदामी — નિંદુ છું.

નોટ:—[ निन्दणयाएणं भंते जीवे किं जणयइ ।
निन्दणयाएणं पच्छाणुतावं जणयइ ॥

पच्छाणुतावेणं विरज्जमाणे, करणगुणसेढिं पडिवज्जइ। करणगुण सेढी पडिवन्ने य णं, अणगारे मोहणिज्जं कम्मं उग्घाएइ॥

**શિષ્ય પ્રશ્ન**—હે પૂજ્યપાદ ભગવાન? કરવાની અનીચ્છા તથાપિ થયેલા દોષો નિંદાય અને વખોડવાય તો જીવ શું ફળ પ્રાપ્ત કરે?

**ગુરૂ ઉત્તર**—હે પ્રશ્ન કરતા શ્રામણક? થયેલા (કરેલા નહીં, કારણ જો દોષો કરેલા હોય તો નિંદા ન થઇ શકે, પણ પ્રાયશ્ચિત એજ મનોશુદ્ધિ માટે ઉપાય છે) દોષોને અવખોડવાથી, અનુચિત્ત જાણવાથી, તિરસ્કારની લાગણી ઉપજવાથી અને હૃદયમાં કંપ થવાથી પશ્ચાતાપ (વેગ આવેશવશાત્ દોષો સેવાઇ ગયા હોય તે વેગ, આવેશ, શીત પડતાં) અરૂચિ પેદા થાય છે; અરૂચીથી વૈરાગ્ય ઉપજે છે, વૈરાગ્ય રંગ આવવાથી અપૂર્વ કરણ ગુણશ્રેણી અંગીકાર કરે; જેથી અપૂર્વ ગુણશ્રેણી વર્તિને અણગાર દર્શન–મોહનિકર્માદીક આઠ કર્મનો નાશ કરે છે.]

**गरहामि** ગરહું છું.

નોટ:—[ गरहणयाए णं भंते जीवे किं जणयइ ।

गरहणयाए अपुरेक्कारं जणयइ ॥

अपुरेक्कारगए णं जीवे अप्पसत्थेहिंतो, जागेहिंतो नियत्तेइ पसत्थे य पडिवज्जइ । पसत्थजोग पडिवन्ने यणं अणगारे, अणंतघाइ पज्जवे खवेइ ॥

શિષ્ય પ્રશ્ન—હે ગુરૂ ! ગુરૂની સમીપે સાવદ્ય દોષ પ્રકાશે તો જીવ શુ ઉપાર્જે ?

ગુરૂ ઉત્તર—( આપણો આત્મા ) સાવદ્ય દોષો, સેવેલા-સેવાએલાનો પ્રકાશ ગુરૂ સમીપે કરવાથી, આપણા આત્માને હીલવાનું સ્થાનક ઉપરાજે, અને સઘળે હીલવાનું સ્થાનક પામવાથી, અપ્રસસ્ત-મન, વચન, કાયાના યોગ છુટી જાય છે ને પ્રસસ્ત-મન, વચન, કાયાના યોગે પ્રવર્તે છે, જેણે પ્રસસ્ત-મન, વચન, કાયાના યોગ અંગીકાર કરેલ છે તે અણગાર – અનંતજ્ઞાન દર્શનને વિનાશકારી ( જ્ઞાન દર્શન ઉપજતાં આડખીલના કરનાર ) એહવા જે કર્મ તેહનાં પુદ્ગલને ખપાવે છે ]

अपाणं वोसिरामि કષાય, યોગ રૂપે ગણાતા આત્માને મુક્ત કરૂં છું.

- અંહી સામાયક આઉસગ પુરો થયો. -

દરેક જાતનાં પચ્ચખાણમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ બોલવાંજ જોઈએ અને કદી બોલે નહી તો શરધવાતો જોઈએ. તે પ્રમાણે સામાયકના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ બતાવું છું.

**द्रव्यथी**–૧૮ પાપના પચ્ચખાણ. (સાધુને પણ તેમ).
**क्षेत्रथी**–લોકમાં કોઈપણ સ્થળે પાપ થઈ શકે નહી.
**काळथी**–ગમે તેટલો વખત. (સાધુને જાવ જીવ).
**भावथी**–આઠ કોટી કે છ કોટી. (સાધુને નવ કોટી).

અઢાર પાપનાં નામ જાણવાની અહીં જરૂર છે. પાપનાં નામ જાણ્યા વગર સંવર થઈ શકે નહીં. કેમકે સુખડીની બંધી જેને પાળવી હોય તેને જો સુખડીની પુરી ઓળખાણ ન હોય તો તે બંધી તુટવાનીજ. વળી કોઈ કહે ગળી તે સુખડી. આવાં ઉપલક જાણપણાંથી તો પીપરમેટ, દ્રાક્ષ, રેવડી, શેરડી વીગેરે ખાનારને પણ આ માણસ દોષિત ગણે. માટે તે અઢારનાં નામ જાણ્યાં પછીજ સામાયક થઈ શકે. માટે પહેલું પગથીયું ધાર્મીક અભ્યાસનું ૧૮ પાપ શીખવાનું છે.

# ત્યારે કોઇ જૈનશાળામાં તેમ શીખવાતું કેમ નથી ?

જેમ નાનું બાળક ત્રણ ચોક બાર ગોખે છે. પણ તેને સમજણ નથી કે પૈસાની ત્રણ પેન તો ચાર પૈસાની કેટલી. તે ગણવામાં આ પલાખું કામ આવે પણ તે સમજવામાં તો કાંઇક વધારે બુધ્ધિ જોઇએ છીએ. તે બુધ્ધિ તે વખતે તે બાલકમાં હોતી નથી, એટલે પ્રથમ તેને આંક ગોખાવી જાય છે, અને પછી મોટી ઉમરે બુધ્ધિ આવ્યા પછી તેજ આંકનો ઉપયોગ કરતાં શીખે છે. અને જૈનશાળામાં અભ્યાસ બાળવયથીજ કરાવાય છે, એટલે તે વખતે કર્તવ્ય સમજ્યા જેટલી બુધ્ધિ ન હોય, માટે પાઠ ગોખાવી તૈયાર કરાવાય છે. પણ જે સમજશકિત આવ્યા પછી શીખવા માંડે, તેને તો પ્રથમ નવ તત્વ શીખ્યાંબાદ સામાયક પડીકમણું શીખે તો સારૂં. કેમકે જીવ અજીવ જાણ્યા પહેલાં શેની દયા પાળવી ?

કોઇ એક સાધુ જેણે ઉત્તરાધ્યયન આખી મોઢે કરેલ તથા બીજાં કેટલાંક શાસ્ત્રો કોઇપણ પ્રકારની લેશ માત્ર સમજણ વગર કેવળ મુખ પાઠે કરેલ તેને માટે,

**ત્રસ કે થાવર** એમ પુછતાં કોઇ વખત ત્રસ ને કોઇ વખત થાવર કહે છે. તે ચારિત્ર પાળવાના ગમે તેવા અર્થી હોય પણ શી રીતે પાળે ?

**નોટ**:—[पढमं नाणं तउदया, एवं चिठइ सव्व संजए ।
अनाणी किं कांही, किं वा, नाहिइ छेय पावगं ॥

"આ ગાથાની નોટમાં મી. વાડીલાલ મોતીલાલ શાહ નીચે મુજબ લખે છે."

અહીં જ્ઞાનની ઉંચતા સમજાવી છે. દયા દયા પોકારવાથી કે શરીર વડે દયા પાળવાની માત્ર કાળજી રાખવાથી માણુસ શુદ્ધ સંયમ પાળી શકે નહિ, કારણ કે જીવ કેટલી જાતના છે, અજીવ શું છે, એ વિગેરે નવતત્વ ન સમજનાર માણુસ ગમે તેવો દયાળુ હોય તોપણ અજ્ઞનને લીધે અજાણુતાં હિંસા કરી બેસવાનો. શું કરવાથી શ્રેય થશે અને શું કરવાથી પાપ થશે, એ બાબતનું જાણુપણું પ્રથમ જરૂરનુંછે. જ્ઞાન એ આચારની આંખ છે. જ્ઞાનપુર્વક (અને નહિ કે જ્ઞાન સિવાય) ક્રિયા મોક્ષદાતા છે. શ્રી દશવિકાલીક સુત્રની આ ગાથા આ જમાનામાં તો ખાસ કરીને અત્યંત ઉપકારી છે. અને જયાંહાં ત્યાંહાં આગળ આગળ ધરવા જેવી છે; કારણ કે આજે સેંકડે ૯૫ ટકા જેટલા જૈનો શુષ્ક ક્રિયાનેજ મોહી રહ્યા છે, જ્ઞાનનો ખપ કરતા નથી; અને જે થોડાઓ જ્ઞાનની અગત્યતા સ્વીકારે

છે તેઓ પણ પ્રાયઃતત્વથી નહિ પણ થોકડા વગેરે ગોખી કહાડવાના જ્ઞાનથી સંતોષ માની બેઠા છે. વસ્તુનું સ્વરૂપ સમજવામાં આવે તો જ "જ્ઞાન" કહેવાય. અને જ્ઞાનથી ચારિત્ર ( Charactor–સદ્‌વર્તન )પર અસર થયા વગર રહી શકેજ નહિ. જે અભ્યાસથી ચારિત્ર ઉચ્ચ થવા ન પામે તે અભ્યાસને "જ્ઞાન" કહેવાય નહિ ].



# અઢાર પાપનાં નામ.

(૧) જીવની હીંસા. (૨) જુઠું બોલવું. (૩) અણ દીધેલી ચીજ લેવી. (૪) સ્રીનો સંગ કરવો. ( સ્રી ને પુરૂષનો સંગ ). (૫) પરિગ્રહ. (૬) ક્રોધ. (૭) માન (૮) માયા એટલે કપટ. (૯) લોભ. (૧૦) રાગ. (૧૧) દ્વેષ. (૧૨) કલેશ. (૧૩) અભ્યાખ્યાન એટલે કોઈ ઉપર આળ ચડાવવું. (૧૪) પારકી ચાડી. (૧૫) પારકા અવર્ણવાદ. (૧૬) અધર્મના કામમાં રતિ ને ધર્મના કામમાં અરતિ. (૧૭) કપટ સહિત જુઠું. (૧૮) મિથ્યાતની શ્રદ્ધા.

હવે અહિંસા પરમ ધર્મ તો સહુ કહે છે. પણ જીવ કોને કહેવાય, તે જાણ્યા વગર દયા પળાય કેમ ? માટેઃ—

(૧) પૃથ્વિ, (૨) પાણી, (૩) અગ્ની, (૪) વાયુ, (૫) વનસ્પતિ અને (૬) ત્રસ એટલે દરેક પ્રકારનો હાલતો ચાલતો જીવ તે ઉપરાંત દેવતા અને નારકી. આ માંહેલા કોઈ પણ જીવની હીંસા ન થાય, ત્યારે તો હજુ એક પાપ દુર થયું. રાગ એટલે પ્રીતી. જેર કરતાં રાગથી વધારે કર્મ બંધાય છે. બીજાં બધાં પાપ લાગી જાય છે તે આળવણુ, સંવર તપથી માફ થઈ શકે, પણ કોઈ માથે આળ ચડાવેલ હોય તે તો પોતા ઉપર એવાં આળ આવે તોજ છુટે. માટે હસતાં હસતાં પણ કોઈપણ જીવ ઉપર આળ ચડાવતાં બહુ બીક રાખવાની છે. અઢારમું પાપ જ્યાંસુધી છે ત્યાંસુધી શ્રાવકપણુંજ નથી.

અઢારે પાપ તો સંવરમાં હોય ત્યારેજ તજાય, પણ છેલું તો સદાય તજવુંજ જોઈએ. નહીંતર શ્રાવકપણું છેજ નહીં.

જેમ કોઈને કપડું લેવું હોય તો ફક્ત લંબાઈ બોલવાથી પુરૂં સમજાય નહિં, પણ પનો, બોજ ને ભાત પણ કહેવાં જોઈએ. તેમ દરેક પચ્ચખાણને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ તે ચાર આસન જોઈએ. અને તે ચાર આસન સહુએ સહુની શક્તિ અનુસારે ભરવાનાં છે, સહુને માટે સામાન્ય હોઈ શકેજ નહિં.

જેમ એક મકાન કોઈએ ખરીદ કર્યું, તો જે કોઈ પુછે તેને એમ મભમ કહેવાય છે કે અમુક મકાન ખરીદ્યું, પણ રજીસ્ટર દસ્તાવેજમાં તો ચારે હદ હદ્દ ચોકસ કરવી પડે છે, તેમ વાતચીત કરવામાં ફક્ત બંધીનું નામ બોલાય, પણ દસ્તાવેજમાં સહી કરતાં એટલે બંધનનો પાઠ બોલતાં ચારે આસન નક્કી કરવાં જોઈએ.

**પ્રશ્ન**—ત્યારે ચાર વાનાં તો રહ્યાં, પણ એક પચ્ચખાણનાં નામ સિવાય કોઈપણ બાબત પચ્ચખાણ કરાવનાર કેમ બોલતા નથી ?

જવાબ—૧. જયાં પચ્ચખાણમાં સઘળાં ક્રિયાપદ પહેલા પુરૂષ એક વચનમાં અને મૂળ ભેદમાં બોલાય છે, અને બધું બંધન પચ્ચખાણ દેનારને થાય છે કે લેનારને તેનો પણ વીચાર કદી કરવામાં આવતો નથી, જે પાઠ પોતે પચ્ચખાણ લેતાં બોલે તે પાઠ સામાને પચ્ચખાણ આપતાં બોલે, આવી ધમાધમ ચાલે છે, છતાં કોઈને વિચાર થતો નથી, ત્યાં કોઈને લેશ માત્ર દરકાર નથી, તે સિવાય બીજું શું કારણ અપાય ?

સિદ્ધાંન્તમાં કોઇપણ સ્થળે કોઈપણ સાધુયે કોઈ પ્રકારની બંધી કોઈ શ્રાવકને પહેલા પુરૂષ એક વચનના

મૂલ ભેદના ક્રિયાપદ વાપરીને કરાવી, એવું કોઇ બતાવશે ? મેં હજુ બધાં શાસ્ત્રો જોયાં નથી તો આ બાબતમાં શાસ્ત્ર વિરૂધ્ધ કાંઇ બોલી જવાય તેથી નિશ્ચય તો લખતાં અટકું છું. પણ એટલું તો ચોકસ છે કે શાસ્ત્રમાં અપાયેલ પચ્ચખાણ જો સાધુયે આપેલ હોત તો તે ક્રિયાપદો પહેલા પુરૂષ એક વચનમાં ને મૂળ ભેદમાં હોયજ નહીં, અને પેહેલા પુરૂષ એક વચન મૂળભેદમાં ક્રિયાપદ વગર પચ્ચખાણ શાસ્ત્રમાં નજ હોય, તો તે સાધુના મોઢાનાં હોય નહિં, પણ પોત પોતાની મેળેજ કરેલાં હોય.

દાખલા તરીકે સામાયક પોતપોતાની મેળેજ બાંધે છે, કેટલાક કહે છે કે પોતાની મેળે પચ્ચખાણ લેવાં, તે અવિનય ગણાય. સિધ્ધાંન્તમાં પચ્ચખાણ આપવાનું શી રીતે છે, તે જાણ્યા પહેલાં આ બાબતમાં મત આપી શકાય નહી. જો સિધ્ધાંન્તમાં સહુએ મેળે લીધેલાં ઠરે તો પછી અવિનયનો કાંઇ વહેમ રહેતો નથી. અને જો સિધ્ધાંન્તમાં પહેલા પુરૂષ એક વચનના પ્રેરક ભેદના ક્રિયાપદ નિકળે; અથવા પોતે લીધેલ બંધન અને સામાને આપેલ બંધનના પાઠમાં કાંઇ ફારફેર નિકળે તોપછી વિનય પુરેપુરો જાળવવોજ જોઇએ. પણ વિનય જાળવવા

વાળા ભકતો સામાયક જેવડું વૃત કરે ત્યારે ફકત આજ્ઞા માગીને પોતાની મેળે બંધનનો પાઠ બોલે છે, ત્યારે વિનય કયાં જાય છે? (૧) પહેલી સામાયક મેળે થઈ શકે અને બીજી સામાયક અથવા સંવર વંખતે ગમે તેવી વ્યાખ્યાનની ધારા ચાલતી હોય તોપણ વાંચનારને અટકાવીને તેની પાસે પચ્ચખાણ લેવાં જોઈએ. આની મતલબ કાંઈ સમજાતી નથી. અનુમાનથી મતલબ એટલીજ વરતાય છે કે, ભાઈના લીધેલ વૃત પ્રખદા જાણે.

કોઈ જવાબ આપે કે પચ્ચખાણ લેનારની વતી ગુરૂ બોલે છે, માટે પહેલા પુરૂષ એકવચનમાં મુળ ભેદમાં હરકત નહી.

અભણ માણસની વતી સહી કરે તે ચાલે. પણ ભણેલ માણસની રૂબરૂ ભણેલ માણસની વતી સહી કરવાની અંધાધુંધી ભરેલી દેખીતી રીત, મહાવીરના બારીકમાં બારીક કાયદા કાનુનમાં ચાલે કે?

દરેકને પચ્ચખાણ લેતાંન આવડતાં હોય માટે ગુરૂઓ આપે, એમ હોય તોપછી જેને પહેલી સામાયક બાંધતાં ન આવડતી હોય, તેને કેમ થાય છે? તે ગમે તેની પાસે બાંધી શકે. ગુરૂ પાસે બાંધે તો પણ કાંઈ

ખોટું નથી. પણ કેવળ ન આવડવા માટેજ મોટા પર-ખને દિવસે સેંકડો માણુસોને વ્યાખ્યાન સાંભળતાં હરકત આવે તે કરતાં ( અવિનય ગણાતો ન હોય તો ), પચ્ચ-ખાણ મોટે અક્ષરે લખી સહુ વાંચી શકે તેમ ચોડવા (કાગલ ઉપર) તે શું ખોટું? હવે જ્યારે માણુસો દ-રેક બાબતમાં શબ્દોના અર્થ સમજવા લાગ્યા, તેમાં ખાસ કરીને પચ્ચખાણના પાઠનો અર્થ સમજ્યા વગર હવે ચાલશે કે? અને જે સાધુ પોષો બંધાવતાં અસણં, પાણં વીગેરે નકરેમી, નકારચેમી બોલે, તેનાથી પછી આહાર પાણી થાય કે? આ રૂઢી કાંઇ એકજ જગોએ નથી; પણ દરેક જગોએ આવું ચાલે છે, તો હવે વિ-ચારીને જો અવિનય થાય છે, એમ લાગતું હોય તો પુરૂષ ભેદ ફેરવવાની જરૂર છે.

(૨) કરણકોટી ન બોલવાનું બીજું કારણ એ છે કે કોઈ પણ જાતના ઉદ્દેશના વિચાર વગર પરંપરામાં જેમ ચાલતું તેમ ચલાવ્યા કરવું એવો રીવાજ છે, પૂર્વે કોઇ પગની ખોટને લીધે, કોઇ લંગડું ચાલતું માટે આપણે પણ લંગડું ચાલવું કે?

આ ઉપર એક હસવા લાયક રસુજી કથા છે. એક વખત કેટલાક મીયાંભાઈ નીમાજ પડવા ભેગા થયા,

न धारे तो अपुर्णता छे, पण आ प्रमाणे काळ तो कोई भुलतुं नथी.



## भावथी एटले शुं ?

**भा**वनी समजण बहु उपयोगी छे, ते केटलाकने खबर पण नथी. पण आ समजण नही होवाथी सामसामो कलेश थाय छे, आ समजण जो खरोखर ध्यानमां आवे तो आठ कोटी, छ कोटी, वृतादि करनाराओने लेश मात्र पण कलेश रहे नही. एवा कलेश करनाराने एक कोटी पण नथी. अरे केटलाक अज्ञानताथी त्यां सुधी बोले छे के आ साधु आठ कोटीना छे. अने आ छ कोटीना छे, पण जरा करणकोटी तरफ लक्ष दोडवे तो खबर पडे के साधु नव कोटीथी ओछो होयज नही. छ कोटीने आठ कोटीथी लडी मरतां पहेलां आठ शुं अने छ शुं, ते लेशमात्र वीचारता होय तो कलेशनुं मुळ रहेज नही. जो करणकोटीनो विचार सुझे तो खबर पडे के हरेक माणसने जुदे जुदे वखते जुदा जुदा पच्चखाणमां जुदी जुदी कोटी होय, तो पछी आठ कोटी के छ कोटी क्यां कोई रह्यु ? चोथा वृतमां आठ

કોટી ક્યાં જાય છે? પાંચમા, સાતમા વૃતમાં છ કોટી ક્યાં જાય છે? સંથારામાં કેમ સર્વે નવ કોટી બોલે છે? કોટી એટલે કરણ અને યોગનો ગુણાકાર, કોટી એટલે પચ્ચખાણનું રક્ષણ કોટ = કીલ્લેબંધી જેથી રક્ષણ થાય. તેજ કરણકોટીથી મનુષ્યો અંધશ્રધ્ધાના રાજ્યમાં કર્મ બંધન કરે. એ પંચમ આરાના ચમત્કારની વાત નહી તો બીજું શું? જોગ ત્રણ છે. મન, વચન અને કાયા.

નોટ:—[ ૧ કાયિક પાપો—અશૌચ, દેવગુરૂને વાંદે, હિંસા, ચોરી, પરપીડા, અબ્રહ્મચર્ય વિગેરે.

૨ વાચિક પાપો—નિંદા, મિથ્યા ભાષણ, અપ્રિય-હૃદયવેધક તપાવનારી ક્રુર અને કઠોર વાણી, વિગેરે.

૩ માનસિક પાપો—દુર્વાસના, દુર્વિકાર, વિતર્ક તૃષ્ણા, અસૂયા—ક્રોધ આદિ ક્રૂર—રૂદ્રપરિણામી ભાવો. ]

કરણ પણ ત્રણ છે. કરવું, કરાવવું, અને રૂડું જાણવું. આ પ્રમાણે વધારેમાં વધારે નવ કોટી થાય. એટલે પહેરવાની માળા એક સરવાળી પણ હોય, અને નવ સરવાળી પણ હોય. જેમ વધારે સેરવાળી માળા પહેરે તેમ સારૂં, પણ પોતાને

ઝાઝી સેરવાળી પહેરવાની શકિત ન હોય તો કાંઈ કોઈની સેરૂં ચોરવા ન જવાય, તો પોતાની શકિત જેટલી સેરો પહેરવી. વળી તે વધારે સેરવાળી માળા સચવાશે કે નહી તે પણ વિચારી જોવું. નહીંતર તેજ માળાથી પોતાનું માથું કપાય. આઠ કોટી પચ્ચખાણ લઇને નવ કોટી પાળવાં તે સારૂં, પણ જો આઠ કોટી પાળવાની શકિત હોય તો સાત કોટીએ શામાટે લેવાં?

સિદ્ધાંન્તમાં તો ૪૯ ભાંગા પચ્ચખાણના બતાવ્યા છે. તે નીચે પ્રમાણે છે. તે ધારવામાં આવે તો ખબર પડે કે પચ્ચખાણ કરવાની બધાની શકિત સરખી ન હોય, જેનાથી જેમ બને તેમ વિચારી કરે.



## ૪૯ ભાંગા.

(૧) કરૂં નહીં મનથી. (૨) કરૂં નહી વચનથી.
(૩) કરૂં નહીં કાયાથી. (૪) કરાવું નહીં મનથી.
(૫) કરાવું નહીં વચનથી. (૬) કરાવું નહીં કાયાથી.
(૭) રૂડું જાણું નહી મનથી. (૮) રૂડું જાણું, નહીં વચનથી.
(૯) રૂડું જાણું નહી કાયાથી.

આ ૯ ભાંગામાં એકજ કરણ અને એકજ જોગ આવ્યો એટલે ૧ × ૧ = એક કોટી કહેવાય અને એક કોટી નવ જુદી રીતે થાય.

(૧૦) કરૂં નહી મનથી, વચનથી. (૧૧) કરૂં નહી વચનથી, કાયાથી. (૧૨) કરૂં નહી મનથી, કાયાથી. (૧૩) કરાવું નહીં મનથી, વચનથી. (૧૪) કરાવું નહીં મનથી કાયાથી. (૧૫) કરાવું નહીં વચનથી, કાયાથી. (૧૬) રૂડું જાણું નહી મનથી, વચનથી. (૧૭) રૂડું જાણું નહી વચનથી કાયાથી. (૧૮) રૂડું જાણું નહી મનથી, કાયાથી.

આ ભાંગામાં એક કરણ ને બે જોગ છે. એટલે ૧×૨=૨ કોટી કહેવાય. બે કોટી પણ જુદી જુદી રીતે થાય. વળી બે કરણ ને એક જોગ તે પણ ૨ × ૧ = ૨ કોટી કહેવાય તે ૯ રીતે થાય એટલે બે કોટી ૧૮ રીતે થય, તેમાં ૯ થી ૧૮ સુધી રીત કહી, અને બીજી ૯ રીત ૨૨ થી ૩૦ સુધી આગળ કહેવાશે.

(૧૯) કરૂં નહી મન, વચન, કાયાથી. (૨૦) કરાવું નહી મન, વચન, કાયાથી. (૨૧) રૂડું જાણું નહીં મન, વચન, કાયાથી.

આમાં એક કરણ ને ત્રણ જોગ છે. એટલે ૧ × ૩ = ૩ કોટી કહેવાય. તેની ત્રણ રીત ૧૮

થી ૨૧ સુધી. વળી ૩ કરણ ને એક જોગ તે પણ ત્રણ કોટી કહેવાય. તેની રીત ત્રણ છે, તે ૪૩-૪૪-૪૫ આગળ કહેવાશે, એટલે ૧૯ થી ૨૧ ત્રણ આગળ કહેવાણી અને ૪૩-૪૪-૪૫ હવે કહેવાશે. કુલ ત્રણ કોટીની ૭ રીત છે.

(૨૨) કરૂં નહી–કરાવું નહી મનથી. (૨૩) કરૂં નહી–કરાવું નહી વચનથી. (૨૪) કરૂં નહી–કરાવું નહી કાયાથી. (૨૫) કરૂં નહી–રૂડું જાણું નહી મનથી. (૨૬) કરૂં નહી–રૂડું જાણું નહીં વચનથી. (૨૭) કરૂં નહીં–રૂડું જાણું નહી કાયાથી. (૨૮) કરાવું નહી–રૂડું જાણું નહી મનથી. (૨૯) કરાવું નહી–રૂડું જાણું નહી વચનથી (૩૦) કરાવું નહી–રૂડું જાણું નહી કાયાથી.

આમાં બે કરણ ને એક જોગ આવેલ છે. એટલે ૨×૧=૨ કોટી કહેવાય છે. અગાઉ ૧૦ થી ૧૮ સુધી ૯ ભાંગા ૨ કોટીના કહ્યા છે. ને હવે ૨૨ થી ૩૦ બે કોટીના થયા. એટલે બે કોટીના કુલ ૧૮ ભાંગા થયા

(૩૧) કરૂં નહી—કરાવું નહી મનથી, વચનથી. (૩૨) કરૂં નહી–કરાવું નહી વચનથી, કાયાથી. (૩૩) કરૂં નહી–કરાવું નહી મનથી, કાયાથી. (૩૪) કરૂં નહી–રૂડું જાણું નહી મનથી, વચનથી. (૩૫) કરૂં નહી–રૂડું જાણું

નહી વચનથી, કાયાથી. (૩૬) કરૂં નહી—રૂડું જાણું નહી મનથી, કાયાથી. (૩૭) કરાવું નહી—રૂડું જાણું નહી મનથી, વચનથી. (૩૮) કરાવું નહી રૂડું જાણું નહિ વચનથી, કાયાથી. (૩૯) કરાવું નહી—રૂડું જાણું નહી મનથી, કાયાથી,

આમાં બે કરણ ને બે જોગ થયા. એટલે ૨×૨=૪ કોટી કહેવાય. ચાર કોટીના ૩૧ થી ૩૯ એટલે નવ ભાંગા થયા.

(૪૦) કરૂં નહી—કરાવું નહી મન, વચન, કાયાથી. (૪૧) કરૂં નહી—રૂડું જાણું નહી મન, વચન, કાયાથી. (૪૨) કરાવું નહી—રૂડું જાણું નહિ મન, વચન, કાયાથી.

આમાં બે કરણને ત્રણ જોગ એટલે ૨ × ૩ = ૬ કોટી કહેવાય. ૬ કોટીની ૩ રીત, ૪૦ થી ૪૨ તથા બીજી રીત પણ ૬ કોટીની ૩ કરણને બે જોગથી થાય છે. ૪૬ થી ૪૮ સુધી આગળ કહેવાશે, એટલે કુલ ૬ કોટીની ૬ રીત થઈ.

(૪૩) કરૂં નહી—કરાવું નહી-રૂડું જાણું નહી મનથી.(૪૪) કરૂં નહી—કરાવું નહીં—રૂડું જાણું નહી વચનથી. (૪૫) કરૂં નહી—કરાવું નહી—રૂડું જાણું નહિ કાયાથી.

આમાં ૩ કરણ ને એક જોગ એટલે ૩ × ૧ = ૩ કોટી થઇ. અગાઉ ૧૯ થી ૨૧ સુધીનીરીત ૩ કોટીની બતાવી છે. અને હવે ૪૩ થી ૪૫ સુધી ૩ રીત ત્રણ કોટીની બતાવી, એટલે કુલ ૬ રીતે ૩ કોટી થઇ.

(૪૬) કરૂં નહી-કરાવું નહી-રૂડુ જાણું નહી મનથી, વચનથી. (૪૭) કરૂં નહી-કરાવું નહી—રૂડુ જાણું નહી વચનથી, કાયાથી. (૪૮) કરૂં નહી—કરાવું નહી—રૂડું જાણું નહી મનથી, કાયાથી.

આમાં ૩ કરણ ને બે જોગ આવ્યા એટલે ૬ કોટી થઇ. તેની ૪૬ થી ૪૮ ત્રણ રીત હાલ બતાવી, અને બે કરણ ને ત્રણ જોગથી પણ ૨ × ૩ = ૬ કોટી થઇ. તેની ૪૦ થી ૪૨ સુધી રીત અગાઉ બતાવી છે. એટલે કુલ ૭ કોટીના ૭ ભાંગા થયા.

(૪૯) કરૂં નહી—કરાવું નહીં મન, વચન, કાયાથી.

આમાં ૩ કરણ ને ૩ જોગ આવ્યા એટલે નવ કોટી થઇ તેનો એકજ ભાંગો ૪૯. આ રીતમાં લેશ માત્ર છુટ રહી નહિં. તે સિવાય બધી રીતો થોડી ઘણી પણ છુટવાળી છે. પણ આ રીત મહા વિકટ છે. દિક્ષામાં પુરેપુરી ૪૯ મી રીતે પચ્ચખાણ પાળવાં જોઇએ.

**નોટ:**—૧. [કાયયોગ-વીર્યાંતર કર્મનો ક્ષયોપશમ થતાં ઔદારિક આદિ સાત પ્રકારની કાયવર્ગણામાંથી અન્યતમવર્ગણાની અપેક્ષા કરી, આત્મ પ્રદેશની સાથે સંયોગ થતાં કંપવું તે કાયયોગ.

૨. વચનયોગે—એ કરતાં વિશેષ (વર્યાંન્તરાય અથવા મતિશ્રુત જ્ઞાનનાં આવરણોનો ક્ષયોપશમ પ્રાપ્ત કરી વચન લબ્ધીને સમીપ થયે છતે આત્માના પ્રદેશ જે વચનરૂપ પરિણામને સન્મુખ જોડાય તે વચનયોગ.

૩. મનોયોગ—અત્યંત આભ્યાંતર વિર્યાન્તરાય અને નોઇન્દ્રિય આવરણના ક્ષયોપશમરૂપ મનોલબ્ધિની સમીપ થવાથી, અથવા પુર્વોક્ત બાહ્ય નિમિત્તોનું અવલંબન હોવાથી મનઃપરિણામની સન્મુખ આત્માના પ્રદેશોનું જોડાવું તે મનોયોગ. ]

**૪૯મી રીતમાં જરા પણ ખામી આવે તો કરાર તુટયો. પણ તે લેવા પહેલાં પુરેપુરૂં સમજવું જોઇએ. ઘરઓળનું જાવજીવનું સાટું છે. મેરૂ ઓળંગવો સહેલ, મીણને દાંતે લોઢાના ચણા ચાવવા સહેલ, તેથી પણ ૪૯ મી રીત પાળવી મુશ્કેલ છે. એવી મુશ્કેલી વગર જન્મ મરણ ટળે કે? અને એવું પરાક્રમ રોટલા માટે રખડનારાઓમાં હોય કે? આ ભાંગા ઉપરથી સમજાશે કે હરેક માણસની શક્તિ અનુસારે કરણ કોટી જુદી**

तो ठीक लागे छे. तेम एटलो बधो वांधो भरेलो पण नथी जो कदी संवरमांज चारित्र समाई गयेलुं होय तो तो आ अर्थमां कांइ वांधो नथी, पण संवर करणीमां न होय, छुटो फरतो होय, छतांपण तेने पांचमुं गुणठाणुं तो होय छे. तो पछी तेने चारित्र वगरनो केम कहेवाय ? माटे नीचेनो अर्थ वधारे संभवीत लागे छे पछी केवळी गम्य.

जेटलुं बंधन छे ते चारित्र अने छुट छे तेटलुं नहीं चारित्र. समकीतनी प्राप्ती होय अने एक पण पच्चखाण चोखुं राखे ते देशथी चारित्रवाळा गणाय. माटे अहीं केटलुं चारित्र ते गणवानुं छे, वखतनी वात उपर अगत्यता नथी, वखतनी वात उपर लक्ष आपवाथी गुणठाणानी वात तुटी जाय छे.

सुहएसामाए सुत्र तेमज समाधीने विषे.

तिन्हंगुत्तिहिं मन, वचन, काया. आ त्रण तो सहाय मनुष्य पासे छे. ते कोइ व्रतमां बेसती वखत नांखी देवातां नथी, पण जेम

ગુપ્તિ નામનું લોઢાનું હથીયાર લાકડીમાં છુપાવેલું હોય છે, અને તેથી કોઇ ત્રાસ પામતું નથી. જેમ ચુલાનો અગ્નિ રાખમાં દાબેલો હોય છે તેમ મન, વચન, કાયા દબાવેલાં હોય છે. યાદ રાખવું કે ગુપ્તિ લાકડીમાં સંતાડી યોગ્ય વખતે સંહાર કરવા બહાર કાઢવી તે તો દગો છે. તેમ કરવું નહીં. તે તો મહા પાપ છે, પણ મન, વચન, કાયા સંવરમાં હોઈએ ત્યાં સુધી ગોપવી રાખવાં. આ કામ મહા મુશ્કેલ છે, તે કેવું મુશ્કેલ છે તે દબાવી જોનારને સમજાય, અને જ્યારે બે ઘડી પણ દબાવી રાખવું આકરૂં પડે છે, ત્યારે જાવ જીવ દબાવી રાખનારને (નહીં કે ફક્ત દબાવવાનું વૃત લેનારને) કેટલો ધન્યવાદ છે તે ખરોખર સમજાશે, અને સાધુ સાધ્વીને અંગ નમાવવાનું કારણ પણ આ પ્રકારે ગોપવાની તેઓની બહાદુરીઓજ છે.

**चउक्कसायाणं** ચાર કષાય—ક્રોધ, માન, માયા, લોભ. માન એટલે અહંકાર. માયા એટલે કપટ.

જેમ કસાઈ ગમે તેવા અનર્થ કરે તેમ આ ચાર પણ પાયમાલી કરનારા કસાઈજ છે. ધન્ય છે તે ચાર દબાવનારને. આપણે પણ સંવરમાં હોઈએ એટલીવાર તો દબાવવાજ જોઈએ.

पंचन्हामणुवया णं પાંચ અણુ વૃત.

तिन्हंगुणवराहिं ત્રણ ગુણ વૃત.

चउन्हं सिखा व्वयाणं ચાર શિક્ષાવૃત.

बारस्सविहस्स બાર પ્રકારનો ધર્મ. ધ્યાન રાખો કે અગીયાર પ્રકારનો નહીં. બારસ્સ વિહસ્સનો પાઠ બોલવા છતાં શું સમજણથી એવી પરૂપણા ચલાવતા હશે કે વૃત અગીયારજ પળાય, તો પછી બાર પ્રકારના શ્રાવક વૃતરૂપી ધર્મ શા માટે બોલતા હશે?

सावग्ग धम्मस्स શ્રાવકનો ધર્મ.

जंखडीयं જે ખંડીત થયો હોય.

जंविराहियं જેની વિરાધના થઇ હોય.

तस्समिछामीदुक्कडं તે નિષ્ફળ હોજો.

નોટ—मिच्छामीदुःक्कडं જેનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ.

મિકાર—મૃદુ—સુકુમાલ, અને અહંકાર રહિત થવાને

વાસ્તે, છકાર—દોષનો ત્યાગ કરવાને અર્થે, મિકાર–મર્યાદામાં રહેવાને એટલે લાગેલા દોષોથી નિર્મુક્ત થવા, પરન્તુ જે ક્રિયા કરવાથી દોષ લાગે છે તે દોષીત ક્રિયાનો હું હવે ત્યાગ કરીશ. એટલે મર્યાદા–આત્મભાત્રમાં રહીશ, દુ અક્ષર પાપકારી ક્રિયાની નિભૂંછના કરવા, ક અક્ષર તે જે-મેં પાપ કીધું તેને 'ડકારે કરી ઉપસમાવવું છુ. આ બધા અક્ષરો મળી મિચ્છામીદુક્કડં' થાય છે. ]

ઘણા ખરા પાઠમાં કોઈમાં અપાણું વોસિરામી શબ્દ આવે છે, ને કોઈમાં મિચ્છામીદુકકડં પાઠ આવે છે. એમાં બહુ સમજવા જેવું છે. જ્યાં અપ્પાણું વોસિરામી શબ્દ આવે ત્યાં પચખાણ આવી જાય છે. માટે શું શું શબ્દો બોલાણા તે વાત ધ્યાનમાં રાખવાની છે. જેમકે અપ્પાણું વોસિરામી તે સહી કરવા બરોબર છે. માટે શેમાં સહી કરી તે વાત ધ્યાનમાં રાખી હોય તોજ કરાર પ્રમાણે વરતાય, અને જે પાઠને છેડે મીછામી દુક્કડં આવે તે પાઠમાં બોલાયેલાં કૃત્યો કર્યા હોય તો માફ માગવાનું છે; માટે પ્રથમતો તેવાં કૃત્યો કરવાં નહી તે વાત પુરી ધ્યાનમાં લઈ લીધા છતાં થઈ ગયાં હોય તો તેની માફી મંગાય.

# તસ્સ ઉતરીનો પાઠ.

( આ પાઠ જ્યારે જ્યારે કાઉસગ્ગ કરવો હોય ત્યારે બોલવાનો છે ).

**तस्सउतरी** તે પ્રધાન એટલે શ્રેષ્ટ.

**करणेणं** કરવાને માટે.

**पायछित्तकरेणणं** પાપનું છેદન. પાપ અઢાર પાપ છેદવા માટે કાઉસગ્ગ છે, માટે જેને પાપ ન લાગે તે કાઉસગ્ગ ન કરે.

**પ્રશ્ન**—સાધુને પાપની બંધી છે છતાં કેમ કાઉસગ્ગ કરે છે?

**જવાબ**—બંધી પાપ કરવાની છે, પણ તેથી પાપ લાગે નહિં તેમ નથી સમજવાનું.

**विसोही करणेणं** વિશેષ શુદ્ધ કરવાને અર્થે.

**विसल्ली करणेणं** ત્રણ સલ્ય રહિત કરવાને અર્થે. ૧ માયા એટલે કપટ, ૨ નિયાણું એટલે આત્માના શ્રેય એટલે નિર્જરાના હેતુ સિવાય બીજી સુખાદીના ફળની ઈચ્છાએ કરણી કરવી તે નીયાણું કહેવાય. તે નીયાણું

કરવામાં મહા અનર્થ છે. અને ત્રીજું શલ્ય મિથ્યાત્વ છે. તેનું વર્ણન આગળ કહેવાશે.

**पावाणं** ૧૮ પાપ.

**कम्माणं** ૮ કરમ અને ત્રણ સલ્ય કુલ ૨૯.

**निग्घाएणंठाए** બોલ ટાળવાને અર્થે.

**ठामीकाउसग्ग** કાઉસગ્ગ કરૂં છું.

**अन्नथ** તેમાં નીચે મુજબ આગાર છે. આ આગારમાં બહુ સમજવા જેવું છે. બધા આગાર કુદરતી હાજતનાજ છે. તે એકેય આપણાથી અટકાવાય તેમ નથી, છતાંપણ તે વાત ધ્યાનમાં ન રાખતાં કોઈ પણ રીતે શરીર બીલકુલ હલાવવું નહિ, એવી પ્રતિજ્ઞા કરે અને પછી કુદરતી હાજતને લઈને પણ જો અંગ હુલી જાય તો પચ્ચખાણનો ભંગ થાય, માટે જે કોઈ વૃત લેવું તેમાં ન બની શકે એવી બાબતમાં પ્રથમથીજ આગાર રાખવા. પણ પાછળથી એમ ન કહેવું કે તે તો કયાંથી બને? ન બને તેવુ કરવાનું કોઇ કહેતું નથી. માટે પ્રથમ વૃત લેતી વખત ખૂબ વિચાર

કરી આગાર રાખો. થોડું લીયો અને ઝાઝું પાળો, પણ ઝાઝુ લીઓ ને પછી બને તેટલું પાળો એમ નહી.

१ उस्ससिएणं ઉંચો શ્વાસ લેવાથી.
२ निस्ससीएणं નીચો શ્વાસ લેવાથી.
३ खासीएणं ઉધરસ આવવાથી.
४ छिएणं છીંક આવવાથી.
५ जंभाएणं બગાસું આવવાથી.
६ उड्डुएणं ઓડકાર આવવાથી.
७ वायनिसग्गेणं વાસર આવવાથી.
८ पित्त પીત આવવાથી.
९ भमलीए ચક્રી આવવાથી.
१० मुच्छाए મુર્છા આવવાથી.
११ सुहुमेहिंअंगसंचालेहिं જરાક અંગ હલે.
१२ सुहुमेहिंदीटसंचालेहिं જરા નજર સંચરે.
१३ सुहुमेहिंखेलसंचालेहिं જરા બડખો સંચરે.
१४ एवंमीइएहिं–आगारेहिं એ આદી આગારોથી.

अभग्गो–મારો કાઉસ્સગ્ગ ભાંગે નહિ. अविराहिउ–વિરાધે નહી. એટલે ભાંગે તો નહી પણ જરા દોષ પણ

લાગે નહીં કેમકે પ્રથમથીજ છુટ રાખેલ છે. हुज्जमे हो जो मारो. १ काउसग्गो–કાયાને હલાવવી નહી તે. २ जाव अरिहंताणं–અરિહંતનું નામ લઉં ત્યાં સુધી. ३ भगवंताणं– ભગવંતનું નામ લઉં ત્યાં સુધી. ४ नमोक्कारेणं–નવકાર બોલું ત્યાં સુધી. ५ नपारेमि પાળું નહી એટલે પુરો કરૂં નહી. ताव–ત્યાં સુધી. कायं–કાયાને. ठाणेणं–એક સ્થાનકે. मोणेणं–મૌન્યપણે झाणेणं–એક ધ્યાને. अप्पाणंवोसिरामी–પાપકારી કાયા ભાવને તજું છું.

દરેક વખતે કાસગ્ગ કરવા માંડયા પહેલાં આ પાઠ બોલવોજ જોઇએ જો ન બોલે તો પચ્ચખાણ પણ ન આવે અને આગાર પણ ન આવે.

નોટઃ—[કષાયનું જ્યારે સેવન થાય ત્યારે જૈન દ્રષ્ટી તેને કષાય ઉપાધીવાળો હોવાથી કષાય આત્મા છે, એમ તે વખતે સ્વીકારે છે. કષાયથી આત્માને અલગ રાખવા માટે તે કષાય ભાવને તજવાની આ ઠેકાણે ધારણા કરાય છે]

અહીં ૯૯ અતિચારનો કાઉસગ્ગ થાય છે, તે દરેક વૃતને છેડે છેલ્લે આવશે. કાઉસગ્ગ જેનો કરવો હોય તે પાઠ મનમાં ચિંતવવો પણ જરાપણ જીભ હલાવાય નહી. કાઉસગ્ગ એ પણ એક અભ્યંતર તપ છે.

અહીં સામાયક આઉસગ્ગ પુરો થયો છે, હવે ચોવીસંથો એટલે લોગસ્સ કહે છે.

लोगस्स–લોકને વિષે. उज्जोयगरे–ઉદ્યોત કરવાવાળા. धम्म–ધર્મ. तिथ्थयरे–તિર્થ ચતુર્વીધ સંઘરૂપી તીર્થના સ્થાપનાર અથવા સંસાર રૂપી સાગરને પેલે તીર જવું તે તીર્થ અથવા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તેચાર તીર્થ. जिणे–રાગ દ્વેષના જીતવાવાળા. अरिहंते–અરિહંત. कितइस्सं–કીર્તી કરૂં છું. चउविसंपीकेवली–ચોવીશ અને બીજા ઘણા ચોવીશ તો દર ચોવીશીએ તીર્થંકર થઇને મોક્ષ જાય. તે અને સામાન્ય કેવલી થઇ મોક્ષ અનંતા ગયા તે પણ સમજવા.

उसभ–રીખવદેવ સ્વામી. मजीयं–અજીતનાથસ્વામી. च–વળી. वंदे–વંદુ છું. संभव–સંભવનાથ સ્વામી. मभिनंदणं–અભિનંદન સ્વામી. च–વળી. सुमइं–સુમતિ નાથ સ્વામી. च–વળી. पउमप्पहं–પદમ પ્રભુ સ્વામી. सुपासं–સુપાર્શ્વનાથ સ્વામી. जीणं–રાગ દ્વેષના જીતણહાર. च–વળી. चंदप्पहं–ચંદ પ્રભુ સ્વામીને. वंदे–વાંદુ છું. सुविहं–સુવિધીનાથ સ્વામી. च–વળી. पुप्फदंतं–પુષ્પ દંત સ્વામી. सियल–શિતળનાથ સ્વામી. सिज्जंसं–

શ્રી અંસનાથ સ્વામી. **वासपुजं**-વાસુપુજ્ય સ્વામી. **च**-વળી. **विमल**-વિમળનાથ સ્વામી. **मणंत** - અનતનાથ સ્વામી. **च**-વળી. **जीणं** રાગ દ્રેષના જીતણુહાર. **धम्मं**-ધર્મનાથ સ્વામી. **संति**-શાંતીનાથ સ્વામી. **च**-વળી. **वंदामी**-વાદુ છુ. **कुंथुं**-કુંથુંનાથ સ્વામી. **अरं**-અરનાથ સ્વામી. **च**-વળી. **मल्लियं**-મલીનાથ સ્વામી. **वंदे**-વાંદું છું. **मुणीसुवियं**--મુનીસુવૃત સ્વામી. **नमी**-નમીનાથ સ્વામી. **जीणं**—રાગ દ્રેષના જીતણુહાર. **च**—વળી. **वंदामि**—વાંદુછું. **रिष्टनेमि**—અરિષ્ટ નેમી સ્વામી. **पासं**—પ્રાર્શ્વનાથ સ્વામી. **तहं**—તેમજ. **वद्धमाणं**—વિર વર્ધમાન મહાવીર સ્વામી. **च**—વળી. **एवं**-એણે પ્રકારે. **मये**-મે. **आभिशुया**--વર્ણન કર્યું. **विहुय**--ખપાવ્યા. **रयमला**--કર્મરૂપા રજ અને મેલ. **पहिण**--ખપાવ્યા. **जरमरणा**—જન્મ ને મરણ. **चउविसंपि**—ચોવીસ અને બીજા સામાન્ય. **जीनवरा**-જીનવર દેવ. **तिथ्थयरा**—તીર્થંકર દેવ. **मेपसयिंतु**-મને પ્રસન્ન થજો. **कितीयं**--કીર્તી કરૂંછું. **वंदीयं**—વંદનીય છો. **महीया**-પુજાએલા છો. **जेएलोगस्स**--જે લોકને વિષે. **उतमा**—ઉત્તમ. **सिद्धं**—સિદ્ધ. **आरुग**--રોગ

रहीत. बोहिलाभं—समकीतनी प्राप्ती. समाही-समाधि. वर—प्रधान. मुतमं—सर्वोतम. दितु—मने दीओ. चंदेसु—चंद्रमा समान. निम्मलयरा—निर्मळ. आइच्चेसु—सुर्य थकी. अहीयं—अधीक. पयासरा—प्रकाशना करनार. सागर—समुद्र जेवा गंभीर. वर—प्रधान. गंभीरा—वधारे गंभीर. सिद्धा—हे सिद्ध भगवान ? सिद्धिं—मुक्तिपद प्रते. मम—मने. दिसंतु-आपो, देखाडो. एवा सिद्धनुं पद मने प्राप्त थाओ.

* चोवीसंथो पुरो थयो. *



# ईच्छामी खमासमणानो पाठ.

इच्छामी—ईच्छुं छुं. खमासमणो—हे क्षमावंत पुज्य वंदिउ—वांदु छुं. जावणीज्जाए—शरीरनी यथा शकित प्रमाणे. निसीहियाए—अशुभ जोग निषेधीने. अणुजाणह—आज्ञा आपो. मे—मुजने मि—मर्यादा मांहे. उग्गाहं—आववानी आज्ञा. निसही—ए शब्द बोलवानी मतलब उच्चारनी गुरु पासे. अहोकायं—एम तमारी

કાયાને. काए संफासं-મારી કાયાને ફરસું છું. खमणिज्जो-ખમજો. भे-હે પુજ્ય ! किलामो-કાંઇ કીલામના ઉત્પન થાય છે. अपकिलंताणं- આપની કીલામના ગઇ છે. बहुसुभेणं-ઘણા શુભ યોગે કરી ( દર્શન બહુ શુભ છે ). भे-આપનો. दिवसो वइक्कंतो-આજનો દિવસ વહી ગયો. जताभे-હે જાત્રારૂપ માહારાજ ખરી જાત્રા સાધુ મુનીરાજનીજ છે. जवणि जं च-ઇંદ્રિને એટલે ઇંદ્રિના વિષયને જીત્યા છે. भे-હે પુજ્ય ? खामेमि-ખમાવું છું. खमासमणो-ક્ષમાવંત હે પુજ્ય. देवसियं--દિવસ સંબંધી. वइक्कमं-અવિનય થયો હોય, અપરાધ થયો હોય. आवसियाए-આવશ્યક કરણીને વિષે. पडीक्कमामि-પડીક્રમણું કરતાં. खमासमणाणं-ખમાવું છું. देवसियाए-દિવસ સંબંધી. आसायणाए-૩૩ પ્રકારની અશાતના થઇ હોય. तितिसंनयराए-તેત્રીસ તથા બીજે પ્રકારે. जं कि ची मिच्छाए-કીંચીત માત્ર ખોટું કર્યું હોય. मणदुक्कडाए-મને કરી માઠું ચીંતવ્યું હોય. वयदुक्कडाए-વચને કરી માઠું ચીંતવ્યું હોય. कायदुक्कडाए— કાયાએ કરી માઠું ચીંતવ્યું હોય. कोहाए-ક્રોધ કર્યો હોય. माणाए-માન કર્યું હોય.

मायाए-કપટ કરેલ હોય. लोभाए-લોભ કર્યો હોય. सव्वकालीआए-સર્વ કાળને વિષે. सव्वमिछोवयराए-જે કાંઇ ખોટું કર્યું હોય. सव्वधमाइक्कमणाए-જે સર્વ ધર્મ કરણીને વિષે. आसायणाए-જે અસાતના ઉપજાવી હોય. जोमे देवसिउ-જે મેં દીવસ સંબંધી. अइयारो-અતિચાર. कउ-કીધાં હોય. तस्स-તે અતિચારને. खमासमणो-હે ક્ષમાવંત સાધુજી. पडिक्कमामि વેગળા કરૂં છું, દુર કરૂં છું. निंदामी-નીંદું છું. એટલે ખોટું કર્યું એમ કહુ છું. गरिहामि-( ગુરૂજીની સાક્ષીએ ) ધિક્કારૂં છું. अप्पाणं वोसीरामि-એવો જે મારો આત્મા તેને તજુ છું.

આ પાઠમાં લખેલા બોલ કરવા નહીં, તે ધ્યાનમાં રાખવું. આ એક પ્રકારની વદણા છે. ઉક્કડું આસને એટલે ઉભડક પગે તે બે વખત બોલવાની છે. વંદણાનો આ ઉત્કૃષ્ટ પ્રકાર છે. અહીં ત્રણ આઉસગ પુરા થયા છે, અને ચોથો આઉસ્સગ શરૂ થાય છે.

આજના દિવસ સંબધી જ્ઞાન, દર્શણ, ચારિત્ર, તપને વિષે જે અતિચાર લાગ્યો હોય તે, આલોઉં—અહીં આળવુંનો અર્થ ફક્ત કહું છું

ચિંતવું છું, એવો થાય છે. અતિચાર-અલ્પ દોષ. आगमे-સિધ્ધાંતને વિષે. तिविहे-ત્રણ પ્રકારના. पन्नते કહ્યા છે. तंजहा-તે છે તેમ કહુ છુ. सुत्तागमे-ફક્ત સુત્ર પાઠ જેમાં અર્થ લખેલ હોય નહી તે. अथ्थागमे-જેમાં ફક્ત અર્થ હોય તે પણ સુત્ર કહેવાય. तदुमयागमे-સુત્ર તથા અર્થ બંને સાથે હોય તે અગાઉ કહેવાઈ ગયું છે. જે જે કૃત્ય કરવું હોય તે કરવાની વીધી જાણવી જોઈએ. વિધિ પુર્વક જે કામ ન આવડે તે કામ વિપરીત થાય. જેમ દવા ખાતાં પરહેજનું ભાન ન રહે તો દવા વીપરીત પડે, તેમ જ્ઞાનની પણ (ભલે વ્યવહારીક હોય કે ધાર્મીક હોય) બનેની વીધી તે પરહેજ છે તે ધ્યાનમાં રાખવી. દરેક ક્રિયાનું મુળ જ્ઞાન છે, માટે પ્રથમ જ્ઞાન ને ત્યાર પછી દર્શન ને ચારિત્રના બોલ બોલાય છે. જ્ઞાનના ચૌદ અતિચાર ટાળે ત્યારે જ્ઞાન લેવાની લાયકાત આવે; નહી તો ઉલટું તે જ્ઞાન પોતાનેજ નડે. બીજા અતિચાર તરફ ઓછું ધ્યાન હોય તો જે બાબતના તે અતિચાર લાગ્યા હોય તે બાબતમાંજ નડતર થાય, પણ જ્ઞાન તો સર્વ ક્રિયાનું મુળ માટે તેમાં અતિચાર લાગે તે સર્વ ક્રિયામાં નડે, તે ચૌદ અતિચાર નીચે મુજબ છે.

जंवाइध्धं—સુત્ર આધા પાછા ભણ્યા હોય,

वच्चामेळीयं—ધ્યાન વગર સુત્ર ભણ્યા હોય. हीणखरं—અક્ષર ઓછો ભણ્યો હોય. अच्चरकरं--અક્ષર અદકો ભણ્યો હોય. पयहीणं—પદ ઓછું ભણ્યું હોય એટલે મુકી દીધું હોય. वीणयहीणं—વિનય રહીત ભણ્યો હોય. યાદ રાખવું કે વિનય તો મુળ છે તે વગરનું જ્ઞાન કે ક્રિયા કશું નથી. जोगहीणं—મન, વચન, કાયાના જોગ ભણતાં, ઠેકાણે ન રહ્યાં હોય ગમે તે કામ શીખવામાં જેટલું ધ્યાન હોય તેટલુંજ આવડે છે. घोसहीणं—અશુદ્ધ ઉચ્ચાર કર્યો હોય, અશુદ્ધ ઉચારથી અર્થનો અનર્થ થાય. જેમકે શૉક એટલે મોજ અને શોક એટલે દીલગીરી. લખવામાં જરા પણ ફેર નથી છતાં ઉચ્ચારના ફેરથી કેવા વીપરીત અર્થ થયા? सुठादिन्नं—રૂડું જ્ઞાન અવનિતને દીધું હોય. दुठुपडीछीयं—અવનિત પણે જ્ઞાન લીધું હોય अकालेकउसज्झाउ—અકાલ હોય ત્યારે સઝાય કરી હોય. પરોડીઉં, મધ્યાન્હ, સંધ્યાકાળ અને મધરાત તે ચાર બેબે ઘડીઓ અકાળ કહેવાય છે. તે અકાળમાં સઝાય થતી નથી. પરંતુ આવશ્યક તો પરોડીએ અને સંધ્યાકાળેજ બોલાય છે, તેથી તે સુત્રને અકાળની હરકત નથી. कालेनकउसज्झाउ—સઝાય કરવા જેવો સમય હોય ત્યારે સઝાય ન કરી હોય. असज्झाइएसज्झायं—કેટલીક અસઝાય કહેવાય

છે તે સ્થીતિમાં સઝાય ન કરાય છતાં કરી હોય. **सज्झाइए न सज्झायं**—સઝાય વખતે સઝાય ન કરી હોય. **तस्समिछामीदु:कडं**—તે સર્વે મિથ્યા હો. તે બત્રીસને કોઇ ચોત્રીસ અસઝાય કહે છે તે નીચે મુજબ :—

૧. નજીકમાં હાડકાં પડયાં હોય, ૨. માંસ પડયું હોય, ૩. લોહી પડયું હોય, ૪. વિષ્ટા પડી હોય, ૫. શ્મશાન હોય, ૬. ચંદ્રગ્રહણ હોય, ૭. સુર્યગ્રહણ હોય, ૮. મોટું પ્રખ્યાત માણસ ગુજરી ગયું હોય, ૯. રાજ્યમાં વિઘ્ન હોય, ૧૦. નજીકમાં પચેંદ્રી જીવનું કલેવર હોય, ૧૧. તારા ખર્યા હોય, ૧૨. દસે દિશા રાતી થઇ ગઇ હોય, ૧૩. અકાળે ગાજવીજ થાય, ૧૪. અકાળે વીજળી થાય, ૧૫. અકાળે કડાકા થાય, ૧૬. બીજના ચંદ્રમાની ચાર ઘડી, ૧૭. આકાશમાં નવીન ચીન્હ થાય, ૧૮. ધુમસ પડતી હોય, ૧૯. ઠાર તથા ઝાકળ પડે, ૨૦. ઘણો તોફાની પવન હોય, ૨૧. અશાડ શુદી ૧૫, ૨૨. અશાડ વદ ૧, ૨૩. ભાદરવા શુદ ૧૫, ૨૪. ભાદરવા વદી ૧, ૨૫. કારતક શુદ ૧૫, ૨૬. કારતક વદી ૧, ૨૭. ચૈત્ર શુદ ૧૫, ૨૮. ચૈત્ર વદ ૧, ૨૯. પ્રભાતે, ૩૦. મધ્યાને, ૩૧. સાંજરે, ૩૨. મધ્ય રાત્રે બે ઘડી સુધી એટલે બત્રીસ થયા. અને કોઇ આસુ શુદ ૧૫ ને આસુ વદ ૧ એમ બે ગણી કુલ ચોત્રીસ ગણે છે. તે સમયે સઝાય

કરતાં અતીચાર, એવો વખત હોય ત્યારે સઝાય ન કરી હોય તે ચૌદ પ્રકારે પાપ લાગેલ હોય તો માફ માગુ છું.

## હવે સમકીતનો પાઠ કહે છે.

આ પાઠ ઘણોજ ઉપયોગી છે. કોઇ માણુસ "मासे मासे उजो वाला, कु सग्गेणं तु भुंजए" માસ માસના ઉપવાસ કરે ને સોયની અણી ઉપર રહે તેટલોજ આહાર પારણામાં કરે પણ તે જો તે કરણી સમકીત વગરની હોય તો જન્મ મરણના ફેરા ટાળી શકાય નહિ. કેવળી ભગવાન સમાનલીંગ દીક્ષા એટલાં બધાં વરસ પાળી કે તે મુદ્દત દરમીયાન બંધાયેલી મુહપતીઓના દોરાનો ઢગલો મેરૂ પર્વત જેવડો થયો, તોપણુ જો તે કમાણી સમકીત વગરની હોય તો તે કરણુથી ફકત મીઠો ભવ મળે, સુત્રમાં કરણી દુર્લભ છે એમ નથી કહ્યુ પણ 'सध्धापरमदुल्लहा (उत्तराध्ययन)' સમકીત એટલે શ્રદ્ધા થવી દુર્લભ છે એમ કહ્યું છે. સમકીત જેવી મહત્વતા કોઇપણ શબ્દમાં નથી, જેમ દરીયામાંથી મોતી કાઢવાં તે પણ જીવ કુરબાન કરી અંદર ડુબકી માર્યા વિના નીકળતાં નથી, તેમજ સમકીત

શબ્દ આટલી બધી મહત્વતાનો છે, તો તે પણ મુશ્કેલી વગર પ્રાપ્ત ન જ થાય. તે કાંઈ પતાસાં નથી કે કોઈના દેવાથી ખાઇ જવાય? સમકીતના સ્વરૂપનાં લક્ષણને માટે તો મોટા મોટા ગ્રંથો લખાય તેમ છે. હાલ અહીં તેવો અવકાશ નથી. કેટલાક સંઘાડામાં ઘણાખરા સાધુઓ શ્રાવકના ભોળા છોકરાઓને પોતાનું સમકીત લેવાનું કહે છે. -૧. આ ક્રિયાનો જો કાંઈ અર્થ થતો હોય તો એટલોજ છે કે, જેમ એક માણુસ પાસે ઘી ભરેલું ઠામ હોય તે બીજો માણુસ ખુંચી લેવા માંડે ને ઘી ઢોળાઇ જાય, એટલે ઘી વાળો તે વગરનો થયો પણ તેથી કરીને સામા માણુસને કાંઇ ઘી મળી ન જાય; તેમ તે સમકીત દેનાર સાધુ મમત્વ ભાવને છેતરપીંડીની જાળ પ્રતાપે સમકીત વગરનો થાય. એટલે સામા માણુસે તેનું સમકીત લઇ લીધું કહેવાય. પણ તેથી સામા માણુસને કાંઈ સમકીત આવે નહીં. તે સમકીત આપનારનો હેતુ એટલો છે કે મારા ઉપર મોહ રાખજે બીજા ઉપર રાખીશમાં અને મને હમેશાં મદદમાં રેહેજે વિગેરે વિગેરે.

ભિન્ન ભાવ શીખાવે તે સમકીત કહેવાય કે મીથ્યાત કહેવાય? સમકીત તે આત્માનો ગુણ છે તે ભાવવાચક નામ છે, તે કોઈનાથી દેવાય શી રીતે? અરૂપી ચીજ

કોઈ રીતે દેવાયજ નહીં, સમકીતનું સ્વરૂપ સમજાવાય પણ મારૂં સમકીત લે, એમ કહેવું તે તો મોહની જાળ પાથરી કોઈને મિથ્યાતમાં દોરવાનું કામ છે. આવી રીતે સમકીત શાસ્ત્રમાં કોઇ ત્યાગીએ કોઈને આપ્યું હોય તેમ સંભવતું નથી. અલબત જેને પ્રતાપે જે કાંઈ જાણપણું થાય તેનો ઉપકાર માનવો તથા ગુરૂબુદ્ધિએ માન આપવું તે સહુની ફરજ છે, પણ વીતરાગના પંથમાં અપ્રસસ્ત રાગ હોઇ શકેજ નહિં. અને આવી રીતે સમકીત લેનારાઓને પણ નવકાર મંત્રમાં તો સહુ સાહુણં બોલવું પડે છે. અને એવી રીતે જો સમકીત લેવાતું હોય તો પછી કોઈ માણસ ગોંડલ સંઘાડામાં અમુક મુનીનું સમકીત લીએ, અને તેને મારવાડમાં કમાવવા અર્થે જવું પડે, તો ત્યાં તે ગોંડલ સંઘાડાના મુની ક્યાંથી કાઢે? સમકીત એ એવી ચીજ છે કે તે પ્રાપ્ત થયા પછી વધુમાં વધુ પંદર ભવે મોક્ષ જવાયજ. અને કેટલાક અભવ જીવછે તે કોઇ કાળે મોક્ષ જવાના નથી. દોરા મંતરેલ બાંધવાથી દીકરા જન્મતાં હોય તો સંસારમાં કોઈને પરણવાની જરૂર પડે નહિં; તેમ સાધુને મોઢેથી સમકીત આવી શકત તો પછી અભવ જીવ પણ કોઇ રહે નહીં, અને સર્વ જીવ મહારાજ પાસે સમકીત લઈ મોક્ષગામી થાય. આવી આવી અનેક રીતે

સમજાવવા છતાં બાળકોને તેમના ગુરૂ સમકીત લેવા લલચાવે તો પછી નીચેની વાત ધ્યાનમાં રાખવી. આવી રીતે સમકીત આપનારા પણ એટલું તો કહે છે કે જેમ માબાપ એકજ હોય, તેમ ગુરૂ એકજ હોય તે ફેરવાય નહીં. (છતાં જો અગાઉ ધરાઇ ગયેલ હોય તો તે પડતા મુકી પોતાને ધારવા માટે અનેક રીતે સમજાવવાનો પ્રયાસ કરવાનું ચુકતા નથી) હવે માબાપતો કુદરત-થીજ જેને ત્યાં પોતે જન્મ લીધો તેજ છે તેમાં કાંઈ પસંદ કરવા પણું નથી, પણ જન્મ મરણના ફેરા મટા-ડનાર ગુરૂ એકજ હોય અને પછી ફેરવાય નહી તો પછી તેમની લાયકાત જાણવા જેટલી શક્તિ આવ્યા પહેલાં કોઇનું સમકીત કેમ લેવાય ?

**નોટ:**—[ સત્ય સ્વરૂપનું યથાર્થ જાણપણું એનું નામ તે સમકિત, દેવગુરૂ અને ધર્મ. એ ત્રણે તત્વની પરિસ્ફૂટ સમજ તે સમકિત, શ્રદ્ધા, ભાષન, અને રમણતા આ ત્રણે એકમેક સ્ફાટિક જેવા સ્વચ્છ, શુદ્ધ હોય એ સમકિત. સત્યને સત્યરૂપે અને અસત્યને અસત્યરૂપે ઓળખાય. તેની પ્રતીતી હ્રદયમાં થાય તેને ઉપયોગ કરાય એ પણ સમકિત શુદ્ધ સ્વરૂપનું યથાતથ્યરૂપે કંઇ અશે જ્યાં સુધી ભાન ન થાય ત્યાં સુધી અજ્ઞાન હોય છે. અને અજ્ઞાન એ મિથ્યાત્વ છે તે અસત્યને જન્મ આપે છે, ત્રણે કાળે તપાસતાં જે મિથ્યા ન થાય એવા ભાવને જાણવું એજ સમકિત

શાસ્ત્રકારો કથે છે. જ્યાં સુધી દર્શનમોહનીકર્મનું પ્રાબલ્ય ન્યૂન ન થાય અગર ન કરાય ત્યાં સુધી સમકિતનો ઉદ્ભવ થાય નહીં એમ શાસ્ત્રકાર શાક્ષી આપે છે. ]

શોધક.

ત્યારે દીક્ષા કેમ દઈ શકાય ? આ વખતે કોઈ તર્ક કરે કે ત્યારે સમકીત ન દઇ શકાય, તેવી વાત સ્થાપવામાં આવે છે તો પછી સંજમમાં તો સમકિત કરતાં કાંઇક વિશેષ છે. કેમકે સમકિતમાં તો દીક્ષાની ભજના પણ સંજમમાં સમકિતની નિયમા, તો પછી દીક્ષા કેમ દેવાય ? જવાબ—દીક્ષા સમકિત સહીત હોય તો તો ભવના ફેરા ઘટે, પણ સમકિત રહીત હોય તોપણ કરેલી કરણીનું કાંઇક ફળ મળે. માટે સમકિત હશે કે, નહિ તે વિચાર્યા વગર કરણી તો કરવીજ એટલે દીક્ષા તો સમકીત હશે, અને સમકિત ન હોય તો પણ નિર્થક નથી માટે દીક્ષા દેવાય. દીક્ષાની કરણી તો અભવથી પણ થાય, પણ સમકિત અભવ્ય પણે હોયજ નહીં. એક વિશેષ મુદ્દો — અમુક સંસ્થામાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોને તે સંસ્થામાં દાખલ કરવાનો હક કોણ ધરાવી શકે, કે જેનામાં એવું જાણવાની લાયકાત હોય કે આ ઉમેદવાર દાખલ થવાને લાયક છે કે નહીં. અને તેની સાથે નાલાયક દાખલ ન

કરવા જેટલી હીંમત પણ ધરાવતા હોય. પણ કોઈ એવા મુનીરાજ ( સમકીત દેનારા ) કોઈને નજરે કદી પડેલ છે કે જેણે કોઈપણ સમકીત લેવા આવનાર જીવની લાયકાતની ખાગી બતાવી ? અભવ્ય જીવે કદી સમકીત થનાર નથી, તો પછી સમકીત દેનાર તરીકે હક ધરાવનાર ઉમેદવાર ભવ્ય છે કે અભવ્ય છે તેટલું તો જાણવાની શકિત હોવીજ જોઇએ. પણ જયાં પોતેજ ભવ્ય કે અભવ્ય છે એટલું પણ જાણુવાની શકિત નથી ત્યાં સમકિતના દાતાર બનવાનો દાવો કરનાર શામાટે મિથ્યાત્વથી મુકાયેલા સંભવતા નથી એમ ન માનવું ?

સમકિત પ્રાપ્તીમાં કેટલોક પ્રકૃતીમાં ફારફેર થવાની જરૂર છે. તે આગળ સમજાવવામાં આવશે.

જેમ અજવાળું સમજાવવા માટે અંધારૂં શું તે સમજવાની જરૂર છે, તેમ મિથ્યાત્વનું સ્વરૂપ સમજાયા પછીજ સમકિતનું સ્વરૂપ સમજાય છે. તે નિચે મુજબ મિથ્યાત એટલે ખોટું, તે અઢારમું પાપસ્થાનક છે. જેમ અંધારૂં હોય ત્યાં અજવાળું હોયજ નહીં તેમ મિથ્યાત્વ હોય ત્યાંસુધી સમકીત હોયજ નહી. તો પછી સમકિત વગરે જ્ઞાન, દર્શણ કે ચારિત્ર કયાંથી હોય. અર્થાત ન જ હોય.

---

## મિથ્યાત્વના ૨૫ ભેદ છે તે સમજી તેથી દુર રહેવું. તે નીચે પ્રમાણે.

૧. હઠવાદી–ખોટી વાતને પકડી રાખે મુકે નહિ (સમજવા છતાં પણ) ૨. બધા દેવને બધા ગુરૂને માને. ૩. તિર્થંકરનો માર્ગ જાણે છતાં ઉપદેશ અન્ય ધર્મનો આપે. ૪. બીલકુલ ધર્મનું જાણપણું ન કરે તે. ૫. કયો મત ખરો અને કયો ખોટો તે નકી ન કરે અને સંશયમાં રહે. ૬. આત્માના કલ્યાણને માટે પરભવને અર્થે લોકમાં મનાતા દેવ, ગુરૂ કે ધર્મને માને. ૭. કાંઇ લાલચે જૈન મતના દેવ ગુરૂ કે ધર્મની માનતા કરે. ૮. આ ભવના કલ્યાણ અર્થે લોકમાં મનાતા દેવગુરૂ કે ધર્મને માને. ૯. જૈન ધર્મથી ઓછું પરૂપે. ૧૦ જૈન ધર્મથી અધીકું પરૂપે. ૧૧. જૈન ધર્મથી વિપરીત પરૂપે. ૧૨. જૈન માર્ગને અન્ય માર્ગ કહે છે. ૧૩. અન્ય માર્ગને જૈન માર્ગ કહે. ૧૪. ધર્મને અધર્મ કહે. ૧૫. અધર્મને ધર્મ કહે ૧૬. સાધુને કુસાધુ કહે. ૧૭. કુસાધુને સાધુ કહે તો મિથ્યાત્વ ઘણાખરા માણસો એમ કહેતા નજરે પડે છે, કે આપણે સાધુની રીતભાતનું જાણપણું કરવાનું શું કામ, પાળશે તે ન્યાલ થશે, નહિ પાળે તો તેને સહન કરવું પડશે. પણ એ

સહુ એમ માનશે તો પછી સાધુપણાનાં અને કુસાધુ-પણાનાં લક્ષણ ક્યાંથી જાણવામાં આવશે? અને તે જાણવામાં નહીં આવે તો ૧૬મા અને ૧૭મા મિથ્યાત્વથી કેમ છુટાશે? અને તે નહિ છુટાય તો સમકીતની પ્રાપ્તી ક્યાં થઈ? અને સમકિત વગર જ્ઞાન, ચારિત્ર કે તપ કાંઇ છે નહી. આ ખુલાસો ૧૮ થી ૨૧ મા મિથ્યાત્વને લાગુ પડે છે. ૧૮. જીવને અજીવ સરધે તો. ૧૯. અજીવ ને જીવ સરધે તો. એટલે સમકીતમાં ખપવા ઇચ્છનારને જીવ અજીવનું જાણપણું અવશ્ય જોઈએ. ૨૦. આઠ કર્મથી મુકાણા તેને નથી મુકાણા કહે. ૨૧. આઠ કર્મથી નથી મુકાણા તેને મુકાણા કહે તો. ટુંકામા જે વાત જેવી છે તેવી ન સરધતાં ન હોય તેવી સરધે તો મિથ્યાત્વ. ૨૨. અવિનય. ૨૩. આશાતના, ૨૪. અજ્ઞાનતા. ૨૫. અક્રિયા એટલે કાંઇ ક્રિયા કરવાની જરૂર નથી એમ માને. ટુંકામાં સમકિતની વિશેષ સમજણ તો ગુણ સ્થાનકમાં છે. પણ ઉપલક સમજણ એટલી કે દેવ તે અરિહંત બીજા કોઇ નહીં. ગુરૂ ગમે તે સંઘાડાના પંચ મહાવૃત પાળનાર, બીજો કોઇ નહિ. ધર્મ તે કેવળીનો બતાવેલો કેવળ અહિંસામય. એ ત્રણ તત્વની મજબુત શ્રદ્ધા શુદ્ધ તેનું નામ સમકીત.

---

## હવે પડીકમણામાં બોલાતો સમકીતનો પાઠ લખાય છે.

दंसण-આસ્તા. समाकित-ખરા ધર્મનું આચરણ. परमथ्थ-એજ મોટો અર્થ. संथ्थवोवा-સમાગમ કરવો. सुदिठ-ભલી દ્રષ્ટીથી. परमथ्थ-એ મુખ્ય અર્થની.सेवणा સેવા કરવી. वावि-અને વળી. वावन्न-સમકિત પામ્યા બાદ ખોઇ બેસે. कुदंसण-જેને મુળગું સમકિત હોય નહિં. वज्जणा-તેને ન જવા. समत्त-એજ. सदहणा-ખરી શ્રધ્ધા. एहवासमकितनासमणोवासएणं - એવા સાધુના પડખાના સેવનાર શ્રાવકને. समस्त्तस સમકિતના पंचअइयारापयाला-પાંચ અતીચાર. જબરા અતિચારની સમજણ: જેમ એક દીવાલને લુણો લાગવા માંડે તે દરમીયાન ઘર ધણીને ખબર થાય, તે લુણો લાગવાનું મુળકારણ શોધી કાઢે ને દીવાલ રીપેર કરાવે તો દીવાલ પડી જાય નહીં પરંતુ તે લુણાની દરકાર ન કરે તો રહેતાં રહેતાં દીવાલ પડી જાય. તેમ એવું કોઇ કૃત્ય કરે જે કૃત્યથી વ્રત તદન નાશ ન પામે, પણ ડગમગી જાય તેને અતિચાર કહેવાય; તેવાં કૃત્ય કરવ નહીં પણ જો થઇ જાય તો વ્રત ભાંગવાને

શુનો નહિં, પણ અતિચાર લાગે. તેમાંથી વખતે તે માણુસ અટકે પણ ખરે ? એમ બેદરકારીથી અતિચાર વારંમવાર સેવ્યાજ કરે તો તેમાંથી વૃત ભાંગે એટલે અણાચાર થાય. પાંચ સમકીતના અતિચાર જાણવા, પણ આદરવા નહી. **संका**–જૈન માર્ગની અંદર શકા શંખે. બે ભાઈ પાસે એકેકુ ઇંડું હતું, જેને શ્રદ્ધા હતી તેનામાંથી જાનવર થયું અને જેને શક હતો તે ખંખ-ઠાવ્યા કરતો જેથી ફુટી જવાથી કાંઈ ન નીકળ્યું. **कंखा**—પારકા પંથની ઇચ્છા કરવી તે. **वितीगीच्छा**–કરણીનાં ફળનો સદેહ. **परपासंड परसंसा**–પાખંડી મતની પ્રસંશા. એટલે એનો અર્થ એમ નહિ કે કોઈ પંથને ધીકારવો. જેનામાં અમુક સારાં લક્ષણ હોય તો તે પ્રમાણે પોતાનામાં તે લક્ષણ દાખલ કરવા પ્રયાસ કરવો. **पथपासंडसंहवो**–પારકા પંથમાં અતિશય જવું આ-વવું. પોતાના માર્ગમાં પુર્ણ જાણપણું કર્યા પછી પા-રકા પંથમાં જાય આવે તો તે ફતેહ કરે, પણ પો-તાના માર્ગના જાણપણા વગર અન્ય માર્ગમાં ફસાઈ જવાનું જોખમ; એમ સમકિતરૂપ રત્નમાં મિથ્યાત રૂપ રજ મેલ લાગ્યો હોય તો મિચ્છામી દુઃક્કડં.

જુઓ સમકિતને રત્ન સમાન કહ્યું માટે તે બહુ

જાળવવાની જરૂર છે. અને તેમાં કાંઇ ક્રિયાની જરૂર નથી, એમાં તો માન્યતાની જરૂર છે. માટે જૈન સિવાય બીજી શ્રદ્ધા છોડી દેવી તેનું નામ તે દર્શન. તે ખુબ યાદ રાખવું.

અતિચાર ટાળીને શુદ્ધ સમક્તિનું સ્વરૂપ સમજ્યા પછી ચારિત્રની લાયકાત આવે છે, ચારિત્રવાળા થવું એટલે બે જાતના ધર્મમાંથી. એક જાતનો ધર્મ ગ્રહણ કરવો. બે જાતના ધર્મમાં ૧. આગાર ધર્મ, ૨. અણગાર ધર્મ.

નોટ:—[नआगारोयस्यस:अणगार—નથી બાહ્યાભ્યંતર ઘરાદે મૂર્છાસ્થાન જેને તેનું નામ તે અણગાર. શાસ્ત્રમાં આમ પુરૂષોએ જે સયમ જીવન ધુરથી તે અંત લગી પાળવા સંયમીને નિવૃતીએ રહી, આત્મ સાધન કરવા ફરમાન આપેલ છે. તે ફરમાન વૈરાગ્ય વિવેક, આત્મશ્રદ્ધા, અમૂર્છાભાવ નિર્મળ રહેવા-રાખવા પ્રણેયેલ છે. આચારંગ વિગેરે સિદ્ધાંતના નિયમો નિ:સંગ અવસ્થામાં રહેનાર સવીર્યવાન મોક્ષાર્થી મુનિ માટે છે કે જે એકે નિયમ અશક્ય કે અસ્થાને છે એવી સ્વપ્નેએ ભાવના સંભવે નહિ.

અણગાર ધર્મનો કોઇ એકાન્ત માર્ગ એવોજ અર્થ કરે છે, સાધુ ધર્મનાં પચ્ચખ્ખાણ લવે નને કોઇએજ દોષ તેમાં પ્રાણનો ભોગ આપે પણ પાંચે મહાવ્રતો વગેરેને

સદોષ ન જ કરે. સિદ્ધાંતમાં જે કાર્ય કરવાનો પ્રબોધ હોય તથાપિ તેવું કાર્ય ન કરવુ એમ દુરાગ્રહીઓ કહે છે. આ વાત ઇચ્છા, મોહ અશક્તિ કે સિદ્ધાંતની અનાજ્ઞામાં રહેતા હોય તેને માટે તો વ્યાજબી છે. પણ સકારણે ખાસ અપવાદ વખતે નદી ઓળંગવાનું મુનીને દશાસુતસ્કંધમાં કહ્યું છે, તો નવે કોટીએ તેમ કરતાં પચ્ચખાણ રહે કે જાય? કેટલાકો આવી આજ્ઞા માટે પણ આ શંકાની નજર રાખે છે. વિધિમાર્ગ બહુ વિચારણીય છે.]

ભિક્ષુ.

આગાર ધર્મ એટલે જે ધર્મમાં કાંઇક કાંઇક આગાર એટલે છુટ રાખેલ છે, અને અણગાર ધર્મ એટલે જે ધર્મમાં બીલકુલ આગાર એટલે છુટ નહી. એમાં સારો ધર્મ કયો—આગાર વગરનો ધર્મ સારો તેમાં શક શું? પણ તે પાળવો મુશ્કેલ છે. તો બીલકુલ આગાર ન રાખીને દોષમાં આવવું, તે કરતાં જેટલી વાત ન પળાય તેનો પ્રથમથીજ આગાર રાખવો તે બીજો આગાર ધર્મ.

**અણગાર ધર્મ**—એટલે સાધુ મુની રાજનું ચારિત્ર.

**આગાર ધર્મ**—શ્રાવકનું ચારિત્ર. શ્રાવકને બાર વૃત પાળવાનાં છે.

બાર વૃતનું નામ સાંભળી કેટલાક ભાઇઓ ભડકે છે, તેઓ એમ ધારે છે કે સંસારી કામ ધંધાથી પરવારવા જેવી સ્થીતિ આવે, ત્યારેજ બાર વૃત અંગીકાર કરાય છે, પણ તે તો ભુલ છે; એવી સ્થીતીવાળાથી તો આગાર ધર્મ અંગીકાર કરાય. અણગાર ધર્મમાં પણ જો એવી સ્થીતિ આવવાની રાહ જોવી પડે તો અણગાર ધર્મમાં અને આગાર ધર્મમાં ફેરશું ?

દરેક વૃતની બાંધણી બારીકીથી તપાસી જોતાં માલમ પડે છે કે જે બાબત પાળી ન શકાય તેવી બાબતોના વૃતમાં આગાર છે. પણ તે બારીકીથી જોવાની જરૂર છે.



## વૃત પહેલું.

| સાધુનું. | શ્રાવકનું. |
|---|---|
| દ્રવ્યથી—કોઇપણ જાતની હીંસાની બંધી. | દ્રવ્યથી—ફક્ત ત્રસ જીવની હીંસાની બંધી. |
| ક્ષેત્રથી—આખા લોકમાં. | ક્ષેત્રથી—આખા લોકમાં. |

| | |
|---|---|
| કાળથી–જાવ જીવ જીવે ત્યાં સુધી. | કાળથી—જીવે ત્યાં સુધી. પણ પ્રથમ મહાવરો પાડવા ગમે તેટલો વખત. |
| ભાવથી–નવ કોટી. મનથી, વચનથી,કાયાથી હીંસા કરવી નહી, કરાવવી નહિં, કરતાં રૂડું જાણવું નહિં. | ભાવથી—મનથી, વચનથી, કાયાથી, હીંસા કરૂં નહી, હીંસા કરાવું નહીં, રૂડું જાણવાની બંધી નહી. |

ઉપરની હકીકતમાં સાધુ કરતાં શ્રાવકને કેટલાક આગાર આવ્યા, હજુ પણ વિશેષ આગાર છે તે આગળ આવશે. હીંસા કરતાં રૂડું જાણવાની બંધી કેમ નહી ? તે એક સવાલ છે. શું ! રૂડું જાણવામાં પાપ નથી? રૂડું જાણવામાં પાપ તો છે, પણ હીંસાથી બનતા કૃત્યોનો લાભ લેવા આપણે તત્પર છીએ, એટલે રૂડું જાણવાની બંધી બહુ આકરી છે. રૂડું જાણવાની બંધી કરનારામાં પણ કેટલા તે બંધી પાળી શકતા હશે ! તે કેવળી ભગવાન જાણે.

## પહેલાવૃતનો પાઠ

ઉંણું—પહેલું વૃત ઓછું ઓછું શા માટે સાધુનાં વૃત પુર્ણ છે, ને આ શ્રાવકનું વૃતઅપુર્ણ છે માટે તે ઓછું બોલાય છે.

થુલાઓ—ભારે, આ શબ્દ જો વૃતને લાગુ પડે તો બારવૃતમાં આ વૃત ભારે છે એમ અર્થ થાય, જો કે સાધુ મુનીરાજના વૃતથી ઓછું છે; પણ તે શબ્દની પછી " પાણાઇવાય " એવો શબ્દ છે તેને " થુલાઓ " શબ્દ લાગુ પડે તો—મોટા જીવની હીંસાની બંધી એવો અર્થ થાય. બન્નેમાં ગમે તે અર્થ લેવામાં વાંધો નથી.

નોટ:—[..પહેલા વૃતમાં સ્થુલ-મોટું. શબ્દ રાખવાનું પ્રયોજન શું છે? તેનો ખુલાસો—

मु जल जलण नीलवण, छितीचउपंचिदिंएहिंन वजीवा ।
मणवयकायगुणया, हवंनि ते सत्तवीसेति ॥ १ ॥
इघ्यासी इसाकरण, कारणाणुमइत्ताहियाहोइ ।
सघिय तिकालगुणिया, दुन्निसयाहुंतितेयाला ॥ २ ॥

**ભાવાર્થ:**—પૃથ્વી, પાણી, અગ્ની, વાયરો, વનસ્પતિ, બેઇંદ્રી, તેઇંદ્રી, ચૌરેંદ્રી, પંચેંદ્રી. એ નવ પ્રકારના જીવને મન, વચન, કાયાએ ગુણતા સત્તાવિસ ભેદ થાય છે, તેને કરવું, કરાવવું, અનુમોદવું એ ત્રણ કરણે ગુણવાથી એકાસી

ભેદ તે એકાસી ભેદને ભુત, ભવિષ્ય, વર્તમાન એ ત્રણે કાળમાં હિંસા થાય છે, માટે ત્રણ કાળથી ગુણતાં ૨૪૩ બસો ત્રેંતાલીસ ભેદ થાય છે.

બસો ત્રેંતાલીસ ભેદની દયા પાળવામાં આવે ત્યારે **અહિંસાવૃત** સંપુર્ણ ગણાય ?

જ્યારે શ્રાવકો મોટકા-ત્રસજીવ, સઅપરાધિ વિગલેંદ્રી વર્જી હણવાના (મારવાના) પચ્ચખાણ પહેલાં પાળી શકે, માટેજ આ વૃતમાં સ્થુલ શબ્દ યોજાયો છે ]

**पहिलुं**-પેલું. **अणुव्रत**-ઓછું. **थुलाउं** - મોટકા. **पाणाइवायाउ**-પ્રાણી જીવ માત્ર ( એટલે એકેંદ્રીય સિવાય બધા જીવો ) ની હિંસાને. **वेरमणं**-તજુ છું, બંધી કરૂંછું. **त्रसजीव**-હાલતા ચાલતા જીવ **बेइंद्रीय**-બેઇંદ્રિવાળા (કાયા અને મુખ). **तेइंद्री**--ત્રણ ઇંદ્રિવાળા(કાય , મુખ નાક) **चोरेंद्रीय**-ચાર ઇંદ્રીવાળા. ( કાયા, મુખ, નાક, આંખ.) **पंचेद्रीय**-પાંચ ઇંદ્રીવાળા. (કાયા, મુખ. નાક, આંખ, કાન.) આમાં દેવતા એટલે દેવ લોકમાં રહેનારા દેવ, મનુષ્ય, ક્ષેત્રમાં રહેનારા મનુષ્ય, નરકમાં રહેનારા નારકી તથા પાંચે ઇંદ્રીવાળા જનાવરનો સમાવેશ થાય એવા. **जीव**-જીવ. **जाणी**-ઓળખી. **पीछी**-નજરે દેખી હણવાની બુદ્ધીથી એટલે ઈરાદાથી હણવાનાં પચ્ચખાણ. ( અને

સાધુને સર્વ જીવ એકેંદ્રી એટલે પૃથ્વી, પાણી, અગ્રી, વાયુ ને વનસ્પતિ સુદ્ધાંત મારવાનાં પચ્ચખાણ.) વિશેષ આગાર ફકત શ્રાવકનેજ સાધુને નહિ. **सव्वसंबंधी**--મારા પોતાના અથવા મારા કોઇ સંબંધીના **शरीर मांहीलापीडाकारी**-શરીરમાં પીડા કરનાર જીવ હોયતો બાંધી નહી. **सअपराधी**-કોઈ જીવ મારો અપરાધ કરી જાય તો, તે આધારે તેને હણવાથી મારૂં વ્રત ભાંગે નહિ. પણ એટલી વાત ખાસ ધ્યાનમાં રાખવી કે તે અપરાધ કરનાર. **विगलंद्रियविना**—એટલે વિજ્ઞાન સહીત હોય તોજ. શું એકેંદ્રીની હીંસામાં, સગા સંબંધીને પીડા કરનાર જીવની હીંસામાં અને વિગલેંદ્રી વગરના અપરાધ કરનાર જીવની હીંસામાં પાપ નહી હોય? તેમાં પાપ તો ખરૂં. પણ પહેલા વૃતમાં પાપની તદન બાંધી નથી. વળી પાળી શકાય તેટલુંજ વ્રુત લેવું, તે વાત વારંવાર ધ્યાનમાં રાખવા જેવી છે. એકેંદ્રીની જો પુરેપુરી દયા પાળવા માંડે તો રસોઇ, પાણી વગેરે સઘળાં વ્યવહારિક કામ અટકી પડે માટે સંપૂર્ણ દયા તો ત્યાગીનેજ પાલવે. અને અપરાધીને પણ ન હણવા એવું જો વ્રુત લીએ તો પછી સહુ કનેડગત કરવામાં બાકી રાખે નહીં, છતાં જેટલી સમતા રાખી શકાય તેટલો લાભ થાય; પણ સમતા ન રહે તો વ્રુત ભાંગે નહિ. આવી કહાપણુથી

સુતની બાંધણી કરવામા આવી છે, છતાં આંખ ઉઘાડી નજર ન કરીએ અને ન પળાય ન પળાય એમ કહીએ અને સાંભળ્યા કરીએ તેનું નામ કર્મની બહોળતા નહી તો બીજુ શું ?

**નોટ:**—[ ગ્રંથાતંર થકી વિશ વસા માંહેલી સવા વસો દયા બતાવવામાં આવે છે ? —

जीवा सुहुमा स्थुला, संकप्पारंभउ अते दुविहा ।
सावराह निरवराहा, सावरका चेव निर वरका ॥१॥

**ભાવાર્થ:**—જીવ બે પ્રકારના છે સુક્ષ્મ અને સ્થુલ. સ્થુલની દયા દેશ વૃત્તી પાળે છે ? પણ સુક્ષ્મની દયા પાળવાનો કામી છે; તથાપિ પાળી શકતા નથી. તેથી સુક્ષ્મના દશ વિસા બાદ જતાં બાકી સ્થુલના દસ રહે છે, તેનો આરંભ સમારભ કરતાં જીવની ઘાત થાય છે જેથી પાચ વસા બાદ જઇ ફકત પાંચ વસા દયા રહે છે. અપરાધિને માટે હણવાની છુટ રાખેલી હોઇને જે પાંચ વસા દયા હતી તેમાંથી અર્ધી એટલે અઢી વસા દયા બાદ જતાં બાકી અઢી વસા રહી; જેમાંથી સ્ત્રી, પુત્રાદિ ગાય, ભેંસ, ઢોર આદિ આપણી અપેક્ષા ( નેસરા ) એ રહ્યાં છે, તેને ગડ–ગુંબડાદિક થતાં તેમાં પડેના જંતુઓ માટે જે ઇલાજો લેવામાં આવે તેથી તેનો ( જંતુઓનો ) નાશ થાય. જેથી કરીને સવા વસો દયા બાદ જતાં બાકી નિરપેક્ષાનો સવા વસો રહ્યો. ]

**आकुटी**—જાણી જોઈને. **हणवा**-મારવાના. **निमिते**-બુદ્ધિએ. **हणवाना पच्चखाण**—મારવાની બંધી. **तथा**--તેમજ. **सुक्ष्मएकेंद्री पण हणवाना पच्चखाण**--સુક્ષ્મ એકેંદ્રી જીવ આપણા મારવાથી મરતા નથી માટે તે હણવાની પણ બંધી કરવાની છે.

**પ્રશ્ન:**—જે કામ નથીજ થઈ શકતું તે બંધી, ન કરે તો પણ થઇ શકતું નથી તો પછી બંધી કરવાથી શું લાભ ?

**જવાબ:**—રાવી રોકવી તો જે કામ પોતાથી થઈ શકે તેમ હોય તેની બધી કરતાં પહેલાં ખુબ વિચાર કરવો, પણ જે વાત ન જ થઈ શકે તેમ ખાત્રી હોય તેનાં પચ્ચખાણ તો તુરત કરવાં, કેમકે નથી થઈ શકતું છતાં અવૃતની રાવી શા માટે લેવી ?

## રાવીની વિશેષ સમજણ.

એક મકાન હોય તેમાં સરસામાન ભર્યો હોય પણ જો તે મકાન ખુલ્લું હોય તો તેમાંથી સરસામાન જેને જોઇએ તે લઇ જાય, અને તે લઇ જનાર એટલો બધો દોષવાન ગણાય નહીં, પણ જો તે મકાનનું (૧) બારણું અટકાયેલ હોય, (૨) સાંકળ બીડેલ હોય, (૩) તાળું

બીડેલ હોય. આ બધી સ્થિતિમાં પેલી સ્થિતિમાં સર-સામાન લઈ જનારનો ઓછો દોષ, તેથી બીજી સ્થિતિમાં વધારે દોષ, અને ત્રીજી સ્થિતિમાં સહુથી વધારે દોષ. પણ સલામતિ ત્રીજી સ્થિતિવાળાની સહુથી વધારે, બીજી સ્થિતિવાળાની તેથી ઓછી, અને પહેલી સ્થિતિ-વાળાની સહુથી ઓછી. આ પ્રમાણે પચ્ચખાણ તે તાળાં બરોબર છે.

**દાખલો બીજો:**—એક માણુસે વીસ વરસ સુધી કદી રાત્રી ભોજન કરેલ નથી પણ તેને રાત્રી ભોજનની બંધી નથી, ત્યારે કોઈએ રાત્રી ભોજનની બંધી કરવાનું કહ્યું, ત્યારે તે માણુસે જવાબ આપ્યો કે અમારે તો જમવાનો વખત સાંજનોજ છે. આજ વીસ વરસ થયાં કદી રાત્રી ભોજન કરેલ નથી તો હવે બંધી કરવાની શું જરૂર ? ત્યાર બાદ તેને કોઈ એક નિકટના સગાને ત્યાં જવાનો પ્રસંગ આવ્યો, ત્યાં રાત્રે પહોંચ્યો ત્યારે સગાએ રાત્રે વાળુ કરવાનું કહ્યું. આ માણુસે ચોખી ના પાડી. સામા માણુસે બહુ આગ્રહ કર્યો, પોતે કહે કે આજ વીસ વરસ થયાં રાત્રી ભોજન મેં કરેલ નથી, માટે આજે રાત્રે વાળુ ન કરૂં. પેલા સગાએ પુછયું કે, તમારે બંધી છે ? સોગનથી કહો. એટલે ના કહી. પેલા સગાએ એકના એક દીકરાના સોગન આપ્યા,

એટલે પહેલાં મેમાનને જમવું પડે કે નહીં? પણ જો કદી પચ્ચખાણ કરેલ હોત તો પછી કોઈ સોગન દીએ કે? પચ્ચખાણ નથી તો ત્યાગની કાંઈક ન્યુનતા છે.

દાખલો ત્રીજો—એક રાજા પાસે અખુટ દ્રવ્ય થયું, તે દ્રવ્ય સાચવવા માટે રાજાએ એક તળાવ ખોદાવી તળાવની અંદર દ્રવ્ય દાટી ઉપર આરસ પથ્થર પાથર્યો. ત્યાર બાદ પાણીથી તે તળાવ ભરાયું પછી કોઈ કારણે તે દાટેલું દ્રવ્ય કાઢવાની જરૂર પડી. પણ તે તળાવનું પાણી ખાલી કર્યા વગર તે દ્રવ્ય શી રીતે નીકળી શકે? તે પાણી ખાલી કરવા માટે રાજાએ ઘણા કોસ ચાલુ કર્યા, ઘણા દીવસ જવા છતાં તે તળાવ ખાલી થયું નહી. તપાસ કરતાં માલુમ પડયું કે જેટલું પાણી ઉલેચાય છે, તેથી વધારે પાણી સરોમાંથી આવે છે. તો જ્યાં સુધી એ સરો બંધ કરવામાં ન આવે ત્યાં સુધી તે તળાવ કદી ખાલી થાયજ નહિં. તેમ બાંધેલા કર્મ ખાલી કરવાને ગમે તેટલો પ્રયાસ કરે, પણ જ્યાં સુધી નવાં કર્મો આવતાં બંધ થાય નહી ત્યાં સુધી જીવ કર્મ રહિત થાય નહિં. અને આ નવાં કર્મ આવવાનો જે પ્રવાહ તેનું નામ રાવી.

દાખલો ચોથો—કેટલાક માણસો એમ કહે છે.

કે. જે રૂતુમાં જે ચીજ મળતી નથી તે ચીજની બંધી કરવાની શી જરૂર? પણ મળતી હોય તે ચીજની બંધી તેને ખાવાનું બંધ કરીએ ત્યારેજ કરાય. પણ ન મળતી હોય તેની બંધી કરવામાં જે ઢીલ કરવી, તેટલી ખાવાની ઈચ્છા ખરી કે નહિં? માટે બધો ઈચ્છા ન કરવાની છે. કારતક માસમાં કેરીની બંધી કરવાનું બે જણને કહેવામાં આવ્યુ, તેમાંના એકે કહ્યું કે આ વખતે મળતીજ નથી, ખવાય તેમ નથી, તો નકામી રાવી શા માટે ચડાવવી? બીજાએ કહ્યું કે જે ચીજ મળે નહિં તેની બંધી કરવી, એ તો એક છેતરપીંડીનું કૃત્ય છે; તે હું નહિ કરૂં. હવે એકાએક બહાર દેશાવરથી કોઈ મહેમાન કારતક મહીને આવી ચડે અને કેરી સાથે લઈ આવે તો તે કેરી રાવીની બીક રાખીને પચ્ચખાણ કરનાર પુરૂષ નહિ ખાય? કે પેલા છેતરપીંડીથી દુર રહેવાનો દાવો કરનાર ભાઈ નહિં ખાય?

**દાખલો પાંચમો**—એક વખત એક જુવાન પુરૂષે ધર્મની મશ્કરી કરતાં મને કહ્યું કે, ઉપાશ્રયમાં એક ડાશી કે જેના મોઢામાં દાંત નહોતા, તેણે ચણિયા બોરની બંધી કરી, પણ દર વરસે પાશેર ખાવાની છુટ રાખી. વળી તેણે મને કહ્યું કે તે બાઈથી બોર કયાં ખવાય એમ હતાં? આવી બંધીથી શું લાભ? આ ડાશીનું કૃત્ય

જો કે હાસ્ય જનક હતું, તોપણ પહેલા જુવાનીઆને મેં જે જવાબ આપ્યો તે ધ્યાનમાં રાખવા જેવો છે. મેં કહ્યું ભાઇ જો તે બાઈએ બોર તદન બંધ કર્યાં હોત તો તો હું તમારી મશ્કરીનો કાંઇ જવાબ દઈ શકત નહી, પણ તમે પોતેજ કહો છો કે તે બાઈએ કાંઈક પણ મોકળ રાખી, તેથી શું પ્રત્યક્ષ ખાત્રી થતી નથી કે તે બાઇને ખાવાની તીવ્ર ઈચ્છા હતી, અને તે ઈચ્છા ફક્ત તેણે પાશેરમાંજ સમાવી દીધી. કેટલીક વખત દરદને લઇને માણસો અમુક ચીજ નથી ખાઈ શકતા, તેથી શું તે ખાવાની ઈચ્છા બંધ કરી કહેવાય? નહિજ. તો પછી બધામાંનો ઈચ્છા પણ બંધ કરાયછે. કોઇ કોઈ વખત માઠા કર્મની તીવ્ર ઈચ્છા જીવને કેવી રીતે પાયમાલ કરે છે તેનો શાસ્ત્રનો દાખલો—દરીયાની અંદર મોટા મગરમચ્છ થાય છે. તે પોતાના પેટમાં ઘણુંજ પાણી ભરે છે. અને તે પાણીની સાથે કેટલાંક માછલાં પણ ગળી જાય છે. પછી જ્યારે તે પાણી તેના પેટમાં ભરાય ને સમાય નહિ એટલે કેટલુંક પાણી બહાર કાઢી નાખે છે, ને તે પાણીની સાથે કેટલાંક માછલા પણ બહાર નીકળી જાય છે, આ વખતે એક તુદલ મચ્છ આ મહાન મગરમચ્છની આંખની પાંપણ ઉપર રહે છે ને આ બનાવ જોઇને એટલું તીવ્ર કલ્પાંત

કરે કે અરેરે આવડુ મોટું શરીર મળવા છતાં આ મગરમચ્છ આટલાં બધાં માછલાંને જીવતાં જવા દીએ છે. અરેરે શું કરૂં કે મને આવડું મોટું મહાન શરીર મળેલ નથી, પણ જો મને એવું શરીર મળેલ હોત તો હું એકપણ માછલું જીવતું જવા દેત નહી. આવા માઠા ધ્યાનથી, નર્ક ગતીની અનુપુર્વિના આક્રમણથી તે સાતમી નર્કે જાય છે. મનની તીવ્ર દુર્વાસના નકી માઠી ગતી અપાવે છે. તેનો એક બીજો દાખલો—કોઇ બાઇ કે ભાઇ વિષય વાસનાની તીવ્ર ઇચ્છાથી જે કર્મ બાંધે, તે કર્મ જો તે વિષય ભોગવે તો કોઇ કાળે પણ તૃપ્તી થવાથી બધાતાં બધ થવા સભવ, પણ નપુસક ની તીવ્ર ઇચ્છાથી બધાતાં કર્મ કદી બંધ થાય ? કેમકે કનીષ્ટ વેદનો ઉદય છે. આવા આવા ઘણા દાખલા-થી સમજાશે કે ઇચ્છા રૂંધવાનાં પચ્ચખાણ કરવાં જોઇએ, નહિતર વાસના આવતા ભવમાં ભાવ ભજવે છે. આ ઉપરથી એવો ઉંધો અર્થ લેવાનો નથી કે માઠા કામના અધ્યુસાય અંતરમાં આવે કે તરત માઠુ કામ કરી લેવું. જેથી અધ્યુસાયને અગે બધાતાં કર્મ બંધ થાય પણ તે અધ્યુસાય નીકળી જાય તેવા રસ્તા લેવા, ખંજર આવે તે ખંજોરવાથી, તે વખતે બધ થઇ લાગે, પણ ખરૂં જોતાં વધારે ખંજર ઉત્પન થાય, તેમ વિષય વિકારના

અધુઆય વિષય સેવવાથી તૃપ્ત થતા નથી, પણ તપથી અને ઉંચી ભાવનાથી બંધ થાય છે. માટે તે રસ્તા અંગીકાર કરવા.

[ કેટલીક વખતે શબ્દ રસાદિ વિષય વધારે સેવાય છે, તેમ વાસના વધારે બળવંતર બને છે. નીતિશાસ્ત્ર કહે છે કે :-

उद्योगः कलहः कंडु, घुर्तं मद्य परस्त्रिय,
आहारो मैथुनं निद्रा, सेवनातु विकर्धते

અર્થ—ઉદ્યમ, ક્લેશ, ખરજ, જુગાર, મદીરાપાન, પરદારા શક્તિ, આહાર, મૈથુન, નિંદ્રા એટલાં સેવવાથી લાલસા અને તૃપ્તિ વધારે વધે છે].

દાખલો આપસો—બાળકને સ્તનપાન કરવાનું કોણ શીખવે છે? તે હિસાબે, જીવની અનંતકાળની ઇચ્છા હિંસાની છે. તો સમજણ મેળવ્યા પછી સુક્ષ્મ એકેંદ્રીની હિંસાથી દુર થવું, કેમકે દુર થયા વગર પાપ તે હિંસા મટી શકતી નથી. નકામી શવી આવે છે.

નોટ: - [ કોઇના આવેશમાં પ્રાણિઓને સંહાર કરવાની લાલસા [illegible] આ [illegible]માંના કોઇપણ પ્રાણી તરફ દયા ભાગ્યેજ [illegible] હિંસા કરવાથી હીંસા થાયછે, ચિંત- [illegible], તેમ જેથી હિંસા થાય તેનો વિવેક [illegible] હીંસા થાય છે ]

ત્યારે પહેલા વૃતમાં એમજ બંધન છે કે જાણી જોઈને હણવાની બુદ્ધિએ હિંસા કરવાની બંધી છે. તો પછી તે વૃતમાં શ્રાવકને કાંઈ કરવા પણ રહ્યું જ નહીં. એમ કોઈ કહેશે કેમકે સેહેજે એવા પ્રકારની હીંસા કોઈ શ્રાવક કરેજ નહિ; તેનો જવાબઃ—

એમ છે માટે સર્વ વૃતમાં રાજારૂપ પહેલું વૃત એકદમ આદરવાની જરૂર છે, તેથી કરીને એવા પ્રકારની હીંસા કરનારા ઘણા અજ્ઞાન જીવ જગતમાં છે તેની રાવી બંધ થાય, તે વૃતના અતિચાર જાણવા, પણ આદરવા નહિ? ત્યારે જાણવા શા માટે? છાંડવા માટે જાણ્યા વગર છોડાય કેમ? તે અતિચાર જબરા છે એટલે લગભગ અણાચારની સાથે ઉભા રહે એવા છે. પહેલા વૃતના અને સમકીતના અતિચાર, લવણ સમુદ્રના વડવા મુખ પ્રમુખ ચાર પાતાળા કલશા સામાન એટલે જબરા કહેલ છે.

जावजीवाए—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. दुविहं—બે કરણે કરી. तिविहेणं—ત્રણ જોગે કરી. नकरेमि—હું પોતે હિંસા કરૂં નહિ (અને) नकारवेमि—(બીજા પાસે) હિંસા કરાવું નહીં (એવી રીતે બે કરણ). मणसा—મને કરી. वयसा—વચને કરી. कायसा—કાયાએ કરી.

એવી રીતે ત્રણ જોગ. (બે કરણ અને ત્રણ જોગ એમ ૨×૩=૬ છ કોટીએ હણવાનાં પચ્ચખાણ). एहत्ता- એવા. पहेला-પહેલા. थूल-મોટા. प्राणातिपात-જીવની હીંસા (થકી). वेरमणं-નિવર્તવાના. व्रतना-વ્રતના. पंचअइयारा-પાંચ અતિચાર. पायाला-મોટા પાતાળા કળસા જેવા. जाणीयव्वा-જાણવા. नसमायरिव्वा-પણ આદરવા નહીં. तंजहा-તે જેમ છે તેમ तेआलोनुं-કહું છું. वंधे-દયા ઉઠી જાય તેવી રીતે કોઇ જીવને ચપોચપ બાંધવો નહિં. તેમ કરવાથી મન કઠોર થઇ જાય અને હિંસા કરતાં વાર લાગે નહિં, પણ દયા ભાવ કાયમ રાખીને કોઇ બાળકને સુધારવાની ધમકી માટે બાંધવું પડે તો અતિચાર નહિં કેમકે ઉદ્દેશ ઉપર આધાર છે. वहे-દયા ઉઠી જાય તેવી રીતે ખુબ માર મારવાથી વખતે ખુન થઇ જાય; કેમકે ક્રોધના આવેશમાં ક્યાં અને કેટલું વાગ્યું તે ધ્યાન રહે નહિં, માટે છુટો ઘા કદી કરવો નહિં તે વાત ધ્યાનમાં રાખવી. કેમકે છુટો ઘા ક્યે ઠેકાણે લાગશે તે આપણા કાબુમાં નથી, અને એવા સખ્ત મારને અંગે છ માસ સુધીમાં તે જીવનું મોત થાય તો હિંસા કરી ગણાય. छविछेए- (કોઇ જીવના) નાક, કાન છેદવાં નહિં, ગોધા સમા-

રવાનો ધંધો કરે, પણ ડાકટરો અવયવ છેદે અથવા માબાપ વ્યવહાર માટે નાક, કાન વિંધાવે તે અતિચારમાં આવે નહિ તેમાં દુષ્ટ પ્રણામ નથી. अइभारे-( કોઇ જીવના ) ગજા ઉપરાંત ભાર ભરવો નહિં. બીચારા અબોલ જીવ બોલી શકે નહિ તેને માટે રાજ્ય પણ ગુન્હેગાર ગણે છે. भतपाणवोछेए-( કોઇ જીવને ) ભાત પાણીની અંતરાય ન પડાવવી. કોઇ નોકર માણસ જમવા બેઠો તેને સાદ કરી કહે કે ઉઠ પછી જમજે, આ કામ કરી આવ. હવે, તે કામ બીજે વખતે ન થાય એમ કોઇને જમતો ઉઠાડે તો તો કદી બહુ વાંધો નહિં, પણ તેવું કાંઇ ન હોય ને શેઠાઇને અગે એવો હુકમ કરે તે દયા રહિતનું કામ કહેવાય. ગામમાં ઘણે દિવસે કોઇ જમણવાર આવે ને કોઇ જમવાની ઇચ્છાવાળો માણસ જમવા ચાલ્યો, તેને દેખીને કહે કે હજુ હમણાં કુટુંબનું આવું મરણ થયું છતાં જમવા કેમ જાય છે ? કાંઇ વિચાર છે કે નહિં ? એટલે જમવા જનારો માણસ કહે કે હું તો છોકરાંઓને ઘર બતાવવા જાઉં છું; એમ કહી પાછો વળે. આ મહા કર્મ બંધણી છે. એવું ડાઢડહાપણ કરવું નહિ. રીખવદેવ મહારાજ જેવા જબર માણસને પણ કેટલાક પહોર માટે પડાવેલ ભાત પાણીની

અંતરાયનું ફળ કેટલાક માસ સુધી ભોગવવું પડયું હતુ તો બીજાને શું પુછવું ?

## સર્વ ધર્મવાળા "અહિંસાપરમોધર્મ" એ વાક્યને પોતાનો મુદ્રા લેખ ગણે છે છતાં માત્ર જૈન ધર્મજ દયા ધર્મ કહેવાય છે તેનું કારણ શું ?

અહિંસા પરમોધર્મ એમ બધા સ્વીકારે છે, તે ખરૂં પણ કેટલાક કહે છે કે ધર્મ નીમીતે હીંસા કરવામાં બાધ નથી. વળી કેટલાક કહે છે કે કોઇ પણ જાતના પ્રયોજન વગર હિંસા કરવી નહિ, વળી કેટલાક તો જીવ કોને કહેવાય તે જાણતા નથી, અને જૈન ધર્મ એમ કહે છે કે કોઇપણ કારણે હીંસા કરવીજ નહિં, અને કદી ન ચાલતાં કરવી પડે તો તેમાં પાપ માનવું, અને ધર્મ અર્થે તો હિંસા કરવાની ચોખ્ખી જૈન ધર્મ ના કહે છે.

સંસાર ખાતે કાંઇ હિંસા થાય, તેનો પસ્તાવો ધર્મસ્થાનકમાં કરીએ, પણ ધર્મસ્થાનકમાં ધર્મ નીમીતે હીંસા કરવી તે પસ્તાવો કયાં કરવો ? જેમ કોઇ જગો પર આગ લાગે તો પાણીથી ઠારીએ પણ પાણીમાં

આગ લાગે તે શી રીતે ઠારવી ? હીંસામાં જો ધર્મ થાય તો પછી પાપ શી રીતે થાય ?

**એક રમુજી ખરો બનેલો દાખલો**—આ લેખકે એક મંદીરમાં હાંડીમાં તેલ પુરેલો ગ્લાસ દીઠો. તે વખતે શ્રાવણ માસ હતો. વરસાદનો વખત હતો, તેથી ગ્લાસમાં તેલની સપાટી ઉપર જીવાત એટલી પથરાઈ હતી કે નીચે કેવા રંગનું અને શેનું તેલ છે, તે વરતાતું પણ નહોતુ અને તે સર્વ જીવાત નાશ પામી હતી. તેનો પૂજારી એક બ્રાહ્મણ હતો અને મારે તેની સાથે બોલવાની છુટ હતી. તેથી મે તે બ્રાહ્મણને કહ્યું, જોયું મહારાજ ! આ કેવો જુલમ કેટલી હીંસા ? ને મહારાજે તદન વિચીત્ર જવાબ આપ્યો કે જે જીવ આ પવિત્ર ધામમાં મરે છે તેનો ઉદ્ધાર થાય છે. ત્યારે મેં તે બ્રાહ્મણને કહ્યુ કે મહારાજ તમને તમારા જીવનો ઉદ્ધાર કરવાની વધારે ઉત્કંઠા છે કે, આવા દીવામાં બળી મરતા ઝીણા જીવનો ઉદ્ધાર કરવાની ? મહારાજ કાંઈ જવાબ આપી શકયા નહીં. ઘર આગળ વીવા પ્રસંગ હોય અને ગમે તેટલા દીવા કરે, તેથી ગમે તેટલી હીંસા થાય તો એમ મનનું સમાધાન થાય કે મોહ દશાને વશ થઈને શોભા માટે આ હીંસા થાય છે. પણ હીંસામાં ધર્મ માનવો તે કૃત્ય ડુબાવનારૂં છે. લોહીવાળું કપડું લોહીથી સાફ કરવાના

પ્રયાસ જેવું આ ડહાપણ છે. માટે ધર્મ નીમીતે હીંસા કરવી નહી; અને હીસામાં ધર્મ હોયજ નહિ.

પ્રયોજન માટે હિંસામાં વાંધો નથી, એમ માનનારા જ્યારે એટલો વિચાર કરે કે; પ્રયોજન પડવાથી પોતાને કોઈ હણે તો વસમું લાગે કે ન લાગે? એમ છતાં પ્રયોજને હીંસા કરવામાં વાંધો ન ગણતા હોય તેઓએ એમ વાકય ગોઠવવું જોઇએ કે વિના પ્રયોજને અહિંસા તે પરમોધર્મ. પણ આમ કોઈ બોલતું નથી.

જીવ કોને કહેવાય અને કોને ન કહેવાય તે જાણપણું કર્યા વગર જીવદયા પળાય નહિં, વનસ્પતિમાં જીવ નહી માનનારા પણ કરમાયેલી વનસ્પતિને મરી ગઈ કહે છે. ખીલેલી વનસ્પતિ કેવી સુશોભીત દેખાય છે? અને તેજ લીલોતરી કરમાયા પછી કેવી વરતાય? કેટલીક વનસ્પતિમાં મનુષ્યની પેઠે નરને માદા હોય છે. લજામણી કે રીસામણીનો છોડ જેણે ધ્યાન પૂર્વક જોયો હોય તેને સમજાશે કે તેની સ્પર્સેંદ્રી કેટલી નાજુક છે. કેટલાંક ઝાડ તો સ્વભાવે એવાં સાંભળ્યા છે કે તેની નીચે આવનારનો તરત શીકાર થઈ જાય છે. નાગરવેલના વેલાની એવી ખુબી છે કે જે વખતે નાગરવેલનો વેલો સડી જાય તે વખતે તે વેલામાંથી તોડેલાં પાન ગમે તેટલા શાઉ છેટાં મોકલ્યાં હોય છતાં સડી જાય. જમીનની

અંદર રહેનાર, સુરણ વિગેરે કેટલીક મુદત સુધી સતેજ રહે છે, તેથી પણ ખાત્રી થાય છે કે તેમાં જીવની સંખ્યા વધારે છે. આવું છતાં નાજુક પુલ દેવને ચડાવનારા દેવનું કેટલી રીતે અપમાન કરે છે? જે દેવ હીંસાથી દુર રહેવાનું ફરમાવે છે, તે દેવનુ ફરમાન દેવનુંજ બાનું આપીનેજ તોડે છે. દેવને તો પુલના જીવ પણ બાલ બચ્ચાં સમાન છે, તો પોતાનાજ બાલ બચ્ચાંની હિંસાથી રાજી રહેનાર તરીકે દેવને માનવો, તે દેવ માથે કેવી નિર્દયતાનું હડહડતું તહોમત! શું મનુષ્ય જેટલી પણ દેવને દયા નહી? સુગંધીથી જે ખુશ થાય તેને ઇંદ્રીના અંકુશમાંથી છુટયો કેમ કહેવાય? વળી નીર્જીવ પદાર્થ નાનો મોટો ન થાય ને વનસ્પતિ તો વધે છે. ઢગલે ઢગલા ખારો ખડી વિગેરે વપરાય છે છતાં ખુટતાં નથી તો પછી ઉત્પતી નવી થાય છે; તે ચોકસ થયું તો ઉત્પતી નિર્જીવ ચીજની થાય નહિં; પાણીનું પણ તે પ્રમાણે થાય છે.

અગ્ની પણ ખોરાક (બળતું) ન મળે તો ઠરી જાય છે, નિર્જીવ ચીજનો નાસ થાય નહિં.

જે જ્ઞાની પુરૂષો આ છ જાતના જીવ વર્ણવી ગયા, તેને ખોટું કહેવાનું કાંઇ પ્રયોજન નહોતું.

## કેટલીક જાતની વૃતની છાપેલી ચોપડીઓમાંથી મનાતી અગવડતા.

—ઘણી ખરી ચોપડીઓમાં પહેલા વૃતમાં દરેક સ્થાવર જીવની હદ ફરમાવેલી છે. આવી હદ બાંધવી બહુ ઉત્તમ છે ને કરવાની જરૂર છે, પણ આ વાત કોઈ બીજે પાને બતાવી હોત તો સારૂં હતું. કેમકે આ બધો વિસ્તાર વ્રતમાં બતાવેલ છે તેથી ઘણાખરાનું માનવું એમ થાય છે કે વૃતમાં આવી મર્યાદા કરવીજ પડે અને તે કરવાનું પોતાથી બને તેમ નહીં હોવાથી વૃત આદરવાનું માંડી વાળે છે, પણ જે લોકોને મોઢે પહેલું વ્રત હોય તેઓએ પાઠ આખો ધ્યાન પુર્વક વિચારીને બોલી જવો, ને જોવું કે તેમાં કયાંય આવી બંધી આવે છે? આ. પ્રમાણે કરણી માત્રનું મૂળ પહેલું વ્રત છે, તે તો દરેક શ્રાવકે પાળવુંજ જોઈએ, આ જગોએ એક પ્રશ્ન થાય છે કે પડીકમણાની અંદર વ્રત બોલે તેથી પહેલું વ્રત બંધાઈ ન જાય?

જવાબ—જે પાઠમાં તસ્સભંતેથી અપ્પાણં વોસીરામી આવે તેમાં બંધાઇ જાય. આમાં તો મિછામીદુઃકડં—તે ખોટું કીધેલુ નિષ્ફળ થાઓ એમ છે માટે આ પદ આળવાનું છે તે પ્રમાણે બધા વ્રતમાં સમજી લેવું.

# વ્રત બીજું.

**નોટઃ**—[ બીજા વૃતમાં સ્થુલ શબ્દ આવે છે તેની સમજ—જગતમાં આટલા કારણે અસત્ય બોલાય છે, અર્થાત એથી અસત્યની ઉત્પત્તિ છે.

ક્રોધ, માન, માયા, લોભ, રાગ--કામરાગ, મોહરાગ, દ્રષ્ટીરાગ-દ્વેષ, હાંસી, ભય, જુગુપ્સા, કુતુહળ વિકથા-સ્ત્રી-કથા, ભતકથા, દેશકથા, રાયકથા. રતિ, અરતિ અને નિંદા, આ દોષેના વશથી જો સત્ય બોલનાર બોલે છે પરંતુ તે તે દોષોએ પરાભવેલો હોઇને તે સત્ય પણ અસત્યમાં ગણાય છે.

ગૃહસ્થ માણસ ઉપલા દોષોની જતના ન કરી શકે એવો સંસાર સંબંધ છે. જેથી સર્વથા ત્યાગ કરવું એ દુષ્કર છે. માટે આ અસત્ય સુક્ષ્મ હોઇને તેની યત્ના કરવાની જરૂર છે ]

## बीजुं अणुव्रत थुलाउ मुसावायाउ वेरमणं.

| ત્યાગીને માટે સર્વ પ્રકારનું | સંસારીને માટે અમુક પ્રકારે |
|---|---|
| દ્રવ્યથી—જુઠું બોલવાની બંધી. | દ્રવ્યથી—મોટું જુઠું બોલવાની બંધી. |
| ક્ષેત્રથી—આખા લોકમાં. | ક્ષેત્રથી—આખા લોકમાં. |

| | |
|---|---|
| કાળથી—જાવ જીવ જીવે ત્યાં સુધી. | કાળથી—જીવે ત્યાં સુધી. પણ પ્રથમ મહાવરો પાડવા ગમે તેટલો વખત. |
| ભાવથી—નવ કોટી. મનથી, વચનથી, કાયાથી જુઠું બોલવું નહી, જુઠુ બોલાવવું નહિં, જુઠું બોલતાં રૂડું જાણવું નહિં. | ભાવથી—છ કોટી મનથી, વચનથી, કાયાથી, જુઠું બોલવું નહિ, તેમ બોલાવવું નહિં. |

ફક્ત છ કોટી શા માટે તે પહેલા વૃતમાં જોઈ લેવું.

મોટકું જુઠું કોને કહેવું તેનો ન્યાય પણ બોલનારને મોઢેથી નહી, તો તો પછી જેને જેને જે પ્રકારનું જુઠું બોલવાની જરૂર પડે તેને નાનું જુઠુંજ ગણે, માટે મોટા જુઠાના પણ દાખલા આપ્યા છે.

कनालिक—વરકન્યાના કામ અર્થે તો મોટકું જુઠું બોલવાનું કારણ એ છે કે તેમાં થયેલો અનર્થ આખો જન્મારો પહોંચે છે, કોઇને કોઇ ખરાબ પાડોશી જુઠું બોલીને ગોતી આપ્યો હોય, કે ખરાબ નોકર ગોતી આપ્યો હોય તો તેનું માઠું પરિણામ આખો જન્મારો.

સહન કરવું ન પડે, કેમકે તે તો બદલાવી શકાય પણ પરણેતર કાંઈ રદ કરી શકાય ?

**આ ઉપર એક રમુજી દાખલો** — એક શ્રાવક વૃત પાળવાનો ડોળ કરતો હતો તેનો આવો ડોળ જોઈને તેના ઉપર કેટલાક માણસોને બહુ વિશ્વાસ હતો, આસપાસના ગામમાં એક આંધળી કન્યા હતી તેનું સગપણ કરવાને કન્યાના પિતાએ કાંઈ અ શા આપી, આ શ્રાવકજીને કહી રાખેલ, પછી તેજ શ્રાવકજીના સ્નેહીમાં એ કન્યાનું સગપણ કરવાની વાત ચાલવા લાગી. વરવાળાએ આ શ્રાવકજીને વૃતધારી જાણી તેના ઉપર વિશ્વાસ રાખીને પુછયું કે ભાઈ તમોએ તે કન્યાને નજરે જોયેલ છે કે નહી ? આંખે કાને કાંઈ હરકત નથી ને ? આપણે કાંઈ રંગરૂપની જરૂર નથી. શ્રાવકજીએ જવાબ આપ્યો કે, હા મેં તો જોયેલ છે, તે કન્યાને આંખે કાંઈ નથી, આમ વિશ્વાસઘાત કરી ફેરા ફેરવી દીધા. પરણીને ઘેર આવ્યા બાદ તેના સાસરીઆએ શ્રાવકજીને કહ્યું કે તમને વૃત ધારી જાણી જુઠું કોઈ કાળે બોલશો નહી એમ ખાત્રી હોવાથી અમે તમારે ભરોસે આ સંબંધ જોડયો, અને કન્યા તો આંખે બીલકુલ દેખતી નથી, તો આ વખને તમારૂં બીજું વૃત કયાં ગયું ? શ્રાવકજીએ છાતી ઠોકીને જવાબ આપ્યો કે, મેં તે વખતે તમોને જે

શબ્દો કહ્યા, તે બરાબર યાદ રાખ્યા હોત તો મારા ઉપર આવું તદન હડહડતું તહોમત મુકવાનું જોખમ, તમે ખેડત નહી. મેં ખુલે ખુલ્લું કહ્યું હતું કે આંખે કાંઇ નથી, એટલે આંખે કાંઇ છેજ નહીં. તો પછી જ્યાં કાંઇ હોય નહી તે દેખે શી રીતે? તમે મુરખાઓ મારો જવાબ સમજો નહી તો દોષ કોનો? આમ કહી પોતાની નિર્દોષતા સાબીત કરી, પણ તેથી શું તે કાંઇ નિર્દોષ ઠરે? તેમાં કપટ યુકત જુઠું બોલાય છે. ખુલ્લા જુઠા કરતાં આ વધારે દોષને પાત્ર છે.

આપણે બોલેલા શબ્દો ગમે તેટલા ખુલા હોય, પણ તે શબ્દોથી આપણે સાંભલનારને શું સમજાવવા માગીએ છીએ તે ઈરાદા ઉપર સત્ય અસત્ય નકી થાયછે.

**ગોવાલીક**—ગાય ભેંસ વીગેરે ઢોર સંબંધી કામમાં. આ મોટકા જુઠાનો બીજો દાખલો છે—કોઇ ઢોર કોઇ પ્રકારની ખાગીવાળું હોય અને કોઇને દગો કરી વેચી માર્યું હોય, તો તે ઢોર અને તેનો ખરીદનાર બન્ને પોતાની હયાતી સુધી દુઃખ વેઠે, માટે જે પ્રકારનું જુઠું બોલવાથી કોઇને દીર્ઘ કાળ સુધી દુઃખ સહન કરવું પડે તે પ્રકારનું અસત્ય તે મહા અસત્ય ગણાય.

એવા અસત્યનો એક રમુજી દાખલો — એક વૃતધારી તરીકે ગણાવવાનો દાવો કરનાર શ્રાવક પાસે એક ભેંસ હતી, તે ભેંસ બીલકુલ દુધ દેતી ન હતી તેથી આ શ્રાવકજીને વૃતમાં ખામી ન આવે, અને તે ભેંસ કોઈને ત્યાં જાય, એવું કરવું હતું. પણ—

પરનારીમેં પ્રીત, ઓર પરમેશ્વરકુ ભજના;
દોનું કામા ના બને, લોટ ખાના ઓર ભસ્ના.

આ ભાઈની ગામમાં બહુ પ્રતિત હતી, આથી અંદર રહેલી દાનત કોઈ જાણતું નહી, પણ કેવળીથી કાંઈ અજાણ્યું નથી, તે વાત તે ભાઈ તે વખતે કોણ જાણે કેમ વીસરી ગયા હશે. ભેંસનું એક ઘરાક શેઠ પાસે આવ્યું. અને શેઠને પુછ્યું કે શેઠ સાહેબ આ ભેંસનું દુધ કેટલું ? શેઠ તો પોતાને વૃતધારી ગણતા હતા, તેથી મોઢેથી કાંઈ બોલ્યા નહી, અને છીપર સામી આંગળી કરી એટલે તે ઘરાક એમ સમજ્યો કે આ છીપર જેટલું તોલમાં દુધ છે, આ ઉપરથી તેણે ભેંસ ખરીદી. ઘેર ગયા પછી દુધ લેશ માત્ર દીઠું નહી, એટલે પહેલા ગૃહસ્થને કહ્યું કે શેઠ તમને વૃતધારી જાણી તમારા ઉપર પ્રતિત રાખી અમે ભેંસ ખરીદી, તો આવો દગો કરવો તે આપને લાજમ છે કે ? મહેરબાન સાહેબ

મારા ઉપર દયા ન આવી તે ખેર, તમારા વ્રત સામું તો જોવું હતું ? શેઠે કહ્યું મેં મારા વ્રત બરોબર સાચવ્યાં છે; મેં પત્થર સામે આંગળી કરી હતી તેનો અર્થ એટલો કે પત્થરમાંથી દુધ નીકળે તો ભેંસમાંથી નીકળે, આ કપટ યુકત જુઠું કહેવાય.

ઘણી વખતે ઢોરોથી અસંતોષ ઉપજ્યા પછી આવાં ઢોરોને કસાઇને અગરં અનાર્યને અપાએલાના દાખલાઓ જોવાય છે, ને મહા અનર્થનું કારણ છે. પ્રથમના દાખલાને આ દાખલો તદન મળતો છે એટલે વિશેષ વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. કપટ યુકત જુઠું બોલવું તે વિષના ઘડાને અમૃતના ઢાંકણ સમાન છે. અમૃતનું ઢાંકણું તે ઉપરની બનાવટ છે, અને ઉપરની બનાવટ ઘણાને ભુલ ખવરાવે છે. પણ ચોકસ ધ્યાન રાખવું કે પ્રભુને ઘેર પોપાંબાઇનું રાજ નથી. કરેલાં કર્મ અવશ્ય ભોગવવાં પડશે, કેટલાકને તો કપટ કરતાં એટલું અભીમાન આવે છે કે, તેઓ ધારે છે કે આ પરાક્રમીનું કપટ તો કોઈ કળવા સમર્થ નથી. આપણામાંથી કયું કોઈ એમ ધારે તેને ઠગવાની રમત કેટલાં કરું ને કોઈને ખબર પણ ન પડે, પણ તેને ખબર નથી કે ભોગવવા ટાણે આકરું લાગશે.—તેનો એક દાખલો—

એક સુતારે પોતાના ધંધાની નિર્દોષ કમાણીથી સંતોષ નહિ માનતાં, એક ચોરની પુષ્કળ કમાણી જોઇ ચોર સાથે સૈયારો કર્યો ને ખાતર પાડવા જાવા માંડયું. એક વખતે એવું બન્યુ કે એક ગૃહસ્થને ત્યાં ખાતર પાડવા જતાં પ્રથમ એક પત્થરની દીવાલ આવી તે આ ચોરે તોડી, એટલે આડી બીજી એક લાકડાના પાટીઆંની દીવાલ આવી એટલે સુતારને કહ્યું કે ચાલ હવે તારૂં કામ આવ્યુ, સુતારે તે દીવાલ તોડવા માંડી પણ તોડતાં તોડતાં વિચાર કર્યો કે ફકત કાણું પાડવું તેમાં શું? તે તો હરકોઇ પાડી શકે પણ મારે તો એવી કમળ કોરણી કરવી કે જોનારા કોતરનારની કળા ઉપર તાજુબ થઇ જાય: એમ કરી ફુલ, સુરજ કાંગરા વિગેરે વિગેરે એવી એવી કોતરણી કરીને ફાંકું પાડયુ. ત્યાર બાદ પહેલા ચોરે કહ્યું કે હું ઘણી વખત અંદર દાખલ થાઉં છું, તો તું પણ અંદર જતાં શીખ. તે સુતારે અંદર પગ ઘાલ્યા અને હજુ દાખલ થયો નથી તેટલામાં અંદર એકાએક ખડખડાટ થવાથી તે ઘરધણી જાગી ગયો. અને સુતારના પગ દેખી પગ ઝાલીને ખેંચવા મંડયો. પેલો ચોર સુતાર પકડાઇ ન જાય માટે માથું ખેંચવા મંડયો. આ પ્રમાણે એક બાજુએથી પગ ખેંચાય, ને એક બાજુથી માથું ખેંચાય. તેમાં જો આ સુતારે ફકત ફાંકુંજ પાડયું

હત તો તો એ ખેચનારમાંથી વિશેષ બળવાળો સુતારને ખેંચી કાઢત, પણ જે કળા બતાવવા સારૂ કમરકોરણી કરેલ તેમાં સુતારનું શરીર વેરાઈને કટકા થઈ ગયું.

આ દાખલામાં અનીતીનાં ફળ ફકત બતાવ્યાં છે, એટલુંજ નહી, પણ અનીતીમાં કુશળતા બતાવવાનું અતી માન ધરાવનારની શી વલે થાય તે દર્શાવ્યું છે. આ તો આ ભવની દશા થઇ, પણ પરભવમાં જે થશે તે તો જુદું. માટે કદી કોઇ વખતે કાંઈક લોભને લઇને કાંઈક અણસમજાઈને લઇને અનીતી કરવી પડે તો તિવ્ર રસથી ન કરવી.

ભોમાલીક—આ મોટકાં જુઠાનો ત્રીજો નમુનો છે, અને તેનો અર્થ જમીન સંબંધી અસત્ય એવો થાય છે, અમુક જમીનમાં બે પાડોશીને વાંધો પડે ત્યારે જે હકીકત જાણમા હોય તેથી વિરૂદ્ધ દર્શાવવું તે આ પ્રકારનો દાખલો છે.

કોઈની જગાની જમીન થોડા ઘણું પણ ગેરવાજબી રીતે [illegible] અને બીજે સ્થળે તેને તેથી ઘણાજ [illegible] આપવી, તેમજ જગાની જમીન બરોબર [illegible] [illegible] કોઈના મકાનમાં અંધારૂં રહી જાય, કે [illegible] મકાનમાં [illegible] રહી જાય, કોઈને જવાની હરકત

રહી જાય, તે તમામ પ્રકારની મુસીબતનું માઠું પરિણામ તેમાં રહેનારાઓને વંશપરંપરા ભોગવવું પડે છે. પછી મકાનમાં અંધારૂં દેખી, કોઇ તેમાં રહેનારને પુછે કે તમે બધા સદાય માંદા કેમ રહોછો? ત્યારે તે બીચારો કહે કે ભાઇ શું કરીયે. ઘરમાં અજવાળું આવી શકતું નથી; તેથી ભીનાશ સુકાતી નથી પણ ઘરનાં ઘર મુકી ક્યાં જઇએ? ત્યારે પુછનારે સવાલ કર્યો કે ઘર બાંધતી વખતે જુદી રીતે બાંધવાનું ધ્યાનમાં કેમ ન રાખ્યું? ત્યારે જવાબ મળ્યો કે ભાઈ પાછળનું નવેરૂં અમારૂં હતું તેથી જાળી મુકવાનો અમારો હક હતો, માટે આ બહારના ઘર બાંધ્યાં, નહિંતર બીજી રીતે બાંધત. પણ ફલાણા ડોસાએ લાંચ ખાઇને નવેરામાં હક નથી એવી સાક્ષી આપી અને તેની વૃદ્ધ અવસ્થા સામું જોઈ તેના ઉપર પ્રતિત આવી અને મારૂં બધું ટળી ગયું. આ વંશપરપરાનાં આંસુડાં કહેવાય. તે આ પ્રકારનું અસત્યનું પરિણામ.

**થાપણમોસો**—કોઇએ વિશ્વાસ રાખી સાચવવા માટે કાંઇ થાપણ સોંપી અને પછી ઇનકાર જવું તે મહા વિશ્વાસઘાતનું કામ છે. કહેવત છે કે "વિશ્વાસઘાતી મહાપાપી" સંસારની ગીલગીચ એવી છે કે આવી બાબતમાં ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે એવું

થાય છે. એટલે આગ લુટાઇ જાય. તે કોઇને કહેવાય પણ નહિ અને સહેવાય પણ નહીં. વખતે પડેલું દુઃખ કોઇને કહેવાથી તેની અગર ઓછી થાય છે, પણ આ તો કહેવાય એવું નહી હોવાથી કંઇક તો દીવાના બની જાય છે.

**मोटकी कुडी साख**–એટલે જે ખોટી સાક્ષી ભરવાથી મહા અનર્થ થાય. તેવા પ્રકારની ખોટી શાક્ષી. એટલે થોડું નુકશાન થાય તેવી ખોટી સાક્ષી પુરવાથી પાપ નહિ એમ સમજવાનું નથી. પણ વ્રત આદરવું તે કાંઇ પાપની બાંધી કરવાનું નથી. પાપની બાંધી કરનાર તો કોઇપણ પ્રકારની જુઠી સાક્ષીમાં આવી શકેજ નહિ અહીં ખુલાસો કરવાની જરૂર રહે છે કે કોર્ટની અંદર સોગન ઉપર અધિકારી તરફથી જે પુછપાછ થાય છે તેને વ્યવહારીક ભાષામાં સાક્ષી કહે છે. જો સાક્ષી શબ્દનો એવો ટુંકો અર્થ લેવાનો હોત તો પછી મોટો શબ્દ લગાડવાની જરૂર નથી. ને બાકી પચ્ચખાણમાં લગ માત્ર અસત્ય વદવું તે સર્વ મોટકી કુડી સાખ જાણવું. આ જગોએ શાખ શબ્દ બહુ વિસ્તારે અર્થમાં વાપરેલ છે. કોઇ ગમે તેની સાધારણ બાબતમાં અનુમોદન આપવું તે શાક્ષી ગણાય છે.

દાખલો—બે મીત્રો મળી કોઈ ગૃહસ્થને ઘેર ગયા ત્યાં તે ગૃહસ્થે તેમાંથી એકને જમવા બેસવાનું કહ્યું. તે માણસે

(ફક્ત વ્યવહાર અર્થે અને જમવા નહિં બેસવાની મતલબથી બીજે કોઈ કારણે નહિં) ગપ મારી કે હું જમીને આવ્યો છું. ને બીજે માણસે તે વાત મજબુત કરી, તો આ પણ કુડી શાખ કહેવાય. પણ મોટકી નહિં; પરંતુ તેમ બોલવાથી પણ કોઈને મહા નુકશાન થાય તેમ હોય તો પછી તેટલા શબ્દો પણ મોટકી કુડી શાખમાંજ ગણાય. ઉપરના પાંચ નમુના આપ્યા એટલે કાંઈ એ પાંચ પ્રકારનું અસત્ય એજ આવૃતમાં તજવાનું છે એમજ સમજવાનું નથી. જેમ માલનું ગાડું ભર્યું હોય તેમાંથી નમુના તરીકે ફક્ત એક મુઠીજ બતાવાય, તેમ આ પાંચ તો મોટા જુઠાનાં નમુના બતાવ્યા પણ એવા એવા અનર્થ જે જે વાણીમાંથી ઉત્પન્ન થાય તે સર્વ પ્રકારની વાણી બોલવાથી તે વૃતનો ભંગ થાય. એટલા માટે આ વ્રતના પાઠમાં ઇત્યાદી મોટકું જુઠું બોલવાનાં પચ્ચખાણ શબ્દ વાપરેલ છે.

जावजीवाण—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. दुविहं—બે કરણે કરી. तिविहेणं— ત્રણ જોગે કરી. नकरेमि—એ કરૂં નહીં. (જુઠુ બોલવું નહીં.) नकारवेमि—એ કરાવું નહીં. (બીજા પાસે જુઠું બોલાવવું નહીં.) मणसा—મને કરીને. वयसा—વચને કરીને. कायसा—કાયાએ

કરીને. એટલે ત્રણ જોગ ને બે કરણ ૩×૨=૬ એમ છ કોટીએ પચ્ચખાણ.

एवांबीजाथुल—એવા બીજા મોટા. मृषावाद— જુઠું બોલું તે. वेरमणं—તજવાના. व्रतना—વ્રતના. पंचअइआरा—પાંચ અતિચાર. जाणीयव्वा—જાણવા. नसमायरिवा—(પણ) આદરવા નહીં. तंजहा—તે જેમ છે તેમ. तेआलोउं—તે કહું છું.

મુળ દ્રવ્યથકીમાંજ એવા પ્રકારની મર્યાદા કરી છે કે હવે કાંઇ આગાર રાખવાની જરૂર રહેતી નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પહેલાં વ્રત પ્રમાણે.

## તેના પાંચ અતિચાર.

सहस्साभखाणे—કોઇ જીવને ધ્રાસકો પડે તેવી વાત કરવી નહીં.

હવે જે વાત સાચી હોય પણ જો ધીમે ધીમે અને વિગતસર કહેવામાં ન આવે, તો તેમાંથી વખતે સાચા હૃદયના માણસને ઘણું ભયંકર અસર થાય; માટે તેવા અનર્થ ઉત્પાદક કૃત્યને જુઠું તો નહીં પણ લગભગ જુઠા જેવું અનર્થકારી એટલે અતિચાર રૂપે ગણ્યું. કહેવત છે કે—

બાડાંને બાડું કહે, વસમાં લાગે વેણ,
ધીમે ધીમે પુછીએ, કેમ ગયાં તમ નેણ.

સંસારમાં સારૂં માઠું તો બન્યાજ કરે છે, અને ગમે તેવા અકરે કાળના ખબરહોય તે પણ આપ્યા વગર છુટકો નહી. પણ તે વિગતથી રીતસર ખબર આપ્યા હોય તો ઓછું વસમું લાગે. તે વિષે એક વાત.

એક સારી સ્થીતિનો ગરાસીયો જરા નબળી સ્થીતિમાં આવી ગયો, તેથી બહાર દેશ કમાવવા ગયો. કેટલાંક વર્ષ વિત્યા બાદ તે ગરાસીયાનાં ઘરનાં બધાં માણસ મૃત્યુ પામ્યાં એટલુંજ નહીં પણ મિલ્કત બધી નાસ પામી, ફક્ત એક નોકર રહ્યો. તે નોકર પોતાના શેઠને શોધવા નીકળ્યો, કેટલેક વખતે શેઠ મળ્યા, હવે શેઠને જો એકદમ બધા પાયમાલીના ખબર આપે તો શેઠના ત્યાંજ બાર વાગી જાય, માટે નોકરે કેવી યુક્તિ કરી તે સાંભળો.

શેઠે પુછયું કે—ભાઈ ઘર આગળ સહુ છે તો સારી પેઠે ને.

નોકરે જવાબ આપ્યો—સહુ છે તો સારી પેઠે ક્ષેમ કુશલ પણ...એમ કહીને જરા અટકયો.

એટલે ગરાસીએ સોગન આપીને અચકાયાનું કારણ પુછયું, એટલે તેણે કહ્યું કે પણ તમારો પાળેલો કુતરો મરણ પામ્યો.

ગીરાસીયો—અરે મારો વાઘ જેવો કુતરો કેમ કરતાં મરણ પામ્યો?

નોકર—તમારી ઘોડીના હાડકાં ખાઇને.

ગીરાસીયો—(ચમકીને) અરે, દેવતાઇ ઘોડીને શું થયું?

નોકર—ચંદી વગર.

ગીરાસીયો—અરે આ શું ગજબ? ચંદીના કોઠાર ભરી ગયા હતા તેનું શું થયું?

નોકર—ડોશીના કારજમાં ખલાસ.

ગીરાસીયો—અરે! મારાં પુજ્ય માતુશ્રીને શું થયું?

નોકર—કુમાર સાહેબના વિરહથી ઝુરી ઝુરીને.

ગીરાસીયો—શું કુમારનું પણ તેમજ થયું? તે શી રીતે?

નોકર—ધાવણ વગર.

ગીરાસીયો—ત્યારે શું તેની મા પણ ગુજરી ગઇ તે શાથી?

નોકર—કોલેરા થવાથી.

**ગીરાસીયો**--ત્યારે હવે રહ્યું કોણ?

**નોકર**--આ તમારી સેવામાં હાજર છે તે સેવક.

**ગીરાસીયો**--પણ તું તો આંહી છે? તો મકાન મિલ્કત વીગેરે કોને સોપ્યાં?

**નોકર**--બધે ઠેકાણે લાળબાઈ લાગી ગઈ.

આ પ્રમાણે સર્વ પ્રકારની પાયમાલી ક્રમેક્રમે સંભળાવવાને બદલે બધું સાથે સંભળાવ્યું હોત તો કેવી માઠી અસર થાય?

**रहस्साभक्खाणे**—કોઈની ગુહ્ય વાત ખુલ્લી કરવી નહિ. આપણને કોઈએ પોતાની ગુપ્ત વાત કરી હોય, તે પ્રથમ તો આપણે ખુલ્લી નહિ કરીએ તેવા ભરોસાથીજ કીધી હોય, છતાં જો તે ખુલ્લી કરવામાં આવે તો વિશ્વાસઘાત કહેવાય. વળી તે વાત જો બહુ નામોશી ભરેલી હોય તો બહુ લાગણીવાળું માણસ વખતે આપઘાત કરે, તો મનુષ્ય હત્યાનું પાપ લાગે.

**सदारमंतभेए**—પોતાની સ્ત્રીની વાત ખુલ્લી કરવી નહિં. આ શબ્દોમાં સ્ત્રીઓએ "**सभरथारमंतभेए**" શબ્દ બોલવો જોઇએ.

આગલા અતિચારમાં આવી ગયું કે કોઇની ગુહ્ય

વાત પ્રકાશમાં ન લાવવી છતાં આ અતિચાર જુદો લખવામાં એક અતિ ઉત્તમ વ્યવહારીક શિક્ષણ મળે છે. દરેક પુરૂષે પોતાની સ્ત્રીને અને સ્ત્રીએ પોતાના પુરૂષને પર ગણવાના નથી. એવું વ્યવહારીક બંધારણ હોય, એમ આ અતિચારથી સિદ્ધ થાય છે, કેમકે બંનેની સમૃદ્ધિ, સુખાકારી, લાજ, આબરૂ, ફરજંદ, મિલ્કત બધું સંયારૂંજ હોય છે, કોઇ સ્ત્રી એમ નહિં કહે કે આ મકાન મારા ધણીનાં છે. પણ મ્હારાં છે—એમ કહે છે. અને તે સ્ત્રીનો હરકોઇ દાગીનો પુરૂષ પોતાનો છે એમ કહે છે. એટલે કોઇના મર્મ ખોલવાની ના પ્રથમના અતિચારમાં કહી, પણ સ્ત્રી પુરૂષ તે કોઇ નથી, પણ પોતાનું અંગ માની, એક બીજાના મર્મ ખોલવા માંડે તો આગલા અતિચારથી બાદ આવે નહિ; માટે આ અતિચાર જુદો લખ્યો છે કે, કોઇ સ્ત્રીએ પુરૂષના—કે પુરૂષે પોતાની સ્ત્રીના (જો કે પર નથી તે જાણી) મર્મ ખોલવો નહિ. આટલું છતાં કેટલા બધાં દંપતી કુસંપથી રહે છે?

मोसोवयसे—ખોટો ઉપદેશ કરવો નહિ. ઉપદેશ કરવો તે ઉદ્દેરણી છે.

દાખલો—એક લશ્કરે સામાં લશ્કરના સ્વરૂશીમકું

બજાવનારને પકડયો, અને સજા કરવા માંડી, ત્યારે તે બજાવનારાએ કહ્યું મને શા માટે મારો છો? હું કદી તમારા સામે હથીયાર ઉંચકતો નથી. ત્યારે તેને કહેવામાં આવ્યું કે તું હથીયાર ઉંચકતો નથી તે ખરૂં, પણ તું રણશીંગડું બજાવીને લડવાની ઉશ્કેરણી કરે છે તે કાંઇ જેવો તેવો ગુન્હો નથી.

कुडलेहक्करणे–કુડા (ખોટા) લેખ કર્યા હોય. આ અતિચારમાં પણ બહુ ખૂબી છે.

અતિચાર તે કાંઇક અલ્પ દોષ છે તે અગાઉ કહેવાઇ ગયું છે. ઉપલક વિચારથી અજાયબી થયા વગર રહેશે નહિ કે ખોટા લેખ કરનારને અહીંના વ્યવહારી કાયદા કરતાં ધાર્મિક કાયદા બહુ આકરા હોય છતાં આ કૃત્યને ફક્ત અતિચારમાં કેમ ગણેલ હશે?

## ધાર્મીક કાયદા વધારે આકરા હોય તેનો ખુલાસો.

અહીંનો ગુન્હો કર્યો હોય છતાં પૂરાવો ન હોય કે બચાવ કરતાં આવડે તો બચી જવાય, પણ ત્યાં કાંઇ પુરાવાની જરૂર પડે નહીં. વળી કોઇ એક બકરીને મારે, તે બકરીનો ધણી ફરીયાદ કરે તોજ ગુન્હો ગ-

ણાય, અને તે પણ બકરી તો ધણીઆતું પ્રાણી છે તો, પણ નિધણીઆતાં પ્રાણીને મારવામાં અહીં તો કાયદો લેશ પણ ગુન્હેગાર ગણતો નથી. પણ ધાર્મિક કાયદો તો ગુન્હો કરવાનો આભાસ અંતરમાં માત્ર થાય; ત્યારથીજ ગુન્હેગાર ગણે છે, એટલે ધાર્મિક કાયદા એવા બારીક છે, કે જે કૃત્યને વ્યવહારીક કાયદો ગુન્હો ન ગણે તેને પણ ધાર્મિક કાયદો તો વૃતિ, કૃતિ અનુસાર ગુન્હો ગણેજ. એવાં ઘણાં કૃત્યો છે કે જે વ્યવહારીક બાબતમાં ગુન્હો નથી ગણાતાં પણ ધાર્મિકમાં તો ગુન્હો ગણાય, પરંતુ એવું તો એક પણ કૃત્ય નજ હોય કે જેને વ્યવહારીક કાયદો ગુન્હો ગણે, અને ધાર્મિક કાયદો ન ગણે. જો એમ થયું હોય તો પછી ધાર્મિક કાયદાની બારીકી શું? આ પ્રમાણે જે કૃત્યથી વ્યવહારીક કાયદાથી કેટલાક માસની જેલ મળે તે કૃત્યને ધાર્મિક કાયદો માત્ર અતિચારજરૂપે ગણે તે કોઈ રીતે વાસ્તવીક લાગતું નથી. પણ શ્રી વિતરાગના માર્ગમાં તો જે કૃત્ય જેટલે દરજ્જે નિંદને પાત્ર હોય તેટલોજ દોષવાન તે કૃત્યને ઠરાવે છે. "ભીખડાના ચોરને ફાંસીની સજા" શ્રી વિતરાગ માર્ગમાં હોયજ નહીં. જે કૃત્ય નહીં કરવાની પ્રતિજ્ઞા કરી છતાં તે કૃત્ય કરે તો પછી અતિચાર કહેવાયજ નહિં, ત્યારે પછી અનાચાર કેમ ગણાય? જેલમાં

જવું પડે એવો લેખ ઉપયોગમાં લીએ તે તો મોટકી કુડી શાખમાં ગણાય એટલે તે અણાચારજ ગણાય, પણ તેવો લેખ લખ્યો, (હવે જો કે તે રજુ કરવાની મતલબથી લખ્યો છે.) છતાં વખતે કોઇ બોધ દેનાર મળી આવે તો પછી તે રજુ કરવાનું માંડીવાળનું મન થાય કે નહિ? અને આ પ્રમાણે તે લેખ રજુ કરવાનું માંડીવાળે તો વ્યવહારીક કાયદો તેને બીલકુલ દોષમાં ગણે નહીં, ત્યારે શું ધાર્મીક કાયદો તેને બીલકુલ દોષમાં ગણે નહીં? ના, એમજ જો તે જતું કરે તો પછી ધાર્મીક કાયદાની બારીકી શું? ત્યારે શું? જે કૃત્ય ખરેખર કર્યું નથી પણ જે કૃત્ય કરવાની તૈયારીજ થઇ છે, તેવી સ્થિતિમાં ગુન્હો કર્યાનું ઠેરાવવું? આવી પોલ પણ કાંઈ વિતરાગી કાયદામાં હોય કે? નહીંજ. માટે ખોટો લેખ જો કે ભલે રજુ ન કરે પણ કર્યો ત્યારથી અતિચાર તો થઈ ચુકયો; અને જો તેનો ઉપયોગ કરત તો અતિચાર નહીં પણ અનાચારજ કહેવાત.

## સાચું બોલવું સહેલું કે જુઠું બોલવું સહેલું?

દેખીતી રીતે જુઠું બોલવું સહેલું લાગે છે, પણ જરા ઉંડા વિચાર કરતાં માલુમ પડે છે કે જુઠું બોલવામાં કેટલીક રચના કરવી પડે છે, એક જૂઠ માટે ઘણાં જૂઠ ગોઠવવાં પડે છે, અને સત્ય બોલવામાં લેશ માત્ર ગોઠવણ કરવી

પડતી નથી, વળી કુદરતી વેગ સત્યની તરફે છે; કેમકે અમે તેવો જુઠા બોલો માણસ હોય તો પણ આખો દિવસમાં જુઠાં વેણ કરતાં સાચાં વેણ તેને અવશ્ય વધારે બોલવાં પડે છે: કેમકે જુઠું તો કાંઈ પોતાનો સ્વાર્થ હોય ત્યારેજ બોલવું પડે છે; માટે જે કૃત્યો વધારે વખત થાય તે કુદરતી છે અને તેથી વિરૂદ્ધનું કર્તવ્ય કૃત્રિમ છે. એ ઉપર કહેલા પાંચ અતિચાર માંહેલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તો तस्समिच्छामिदुक्कडं— તે ખોટું કરેલું નિષ્ફળ થાજો.

## વ્રત ત્રીજું.

નોટ—ત્રીજા વ્રતમાં સ્થુલ શબ્દ આવે છે તેનું પ્રયોજન— બધી ચોરી ચાર જાતની છે ૧ સ્વામીની. ૨ જીવની. ૩ ગુરૂની. ૪ તિર્થંકરની

૧ **સ્વામીની**—સોનું, રૂપું, ભાંડપાત્ર આદિ જે જેની માલીકીનાં હોય તે માલેકની રજા વિના લેવાય તે ચોરી સ્વામીની કહેવાય.

૨ **જીવની**—સચિત-જીવ સહિત-ફળ, ફુલ, બીજ, વ- ગેરેમાં જીવ છે, એ જીવો પોતાને છેદન

ભેદન કરવાની રજા ન આપે અને જો કરે તો ચોરી લાગે

૩ **ગુરૂની**—જે કાર્ય કરવા ગુરૂએ મનાઇ કરી છે, તે કાર્ય પ્રછન્નપણે કરે અથવા કોઇ પણ રીતે કરીને ગુરૂની આજ્ઞાનો ભંગ કરે તે ચોરી કહેવાય.

૪ **તિર્થંકરની**—આધાકર્મી આદિ જે દોષો ટાળવા તિર્થંકર મહારાજે શ્રમણ, શ્રમણી, શ્રાવક, શ્રાવિકાને ફરમાવેલુ છે, તે દોષોનું જો સેવન કરે તો ચોરી કહેવાય.

આ ચાર પ્રકારની ચોરી સર્વ વૃતી ટાળી શકે. જયારે ગ્રહસ્થ બીજી ત્રણ પ્રકારના અદત્તની યતના કરી ખાસ રીતે—સ્વામી અદત્ત ટાળવા નીયમ કરે આટલા માટે સ્થુલ શબ્દ યોજાયેલો છે ]

**ત્રીજું અણુવ્રત**-ત્રીજું ઓછું (સાધુના મહાવૃતથી ઓછું.) **थुलाउ**- મોટું. (બીજા જગતના જીવો સાથે સરખાવતાં મોટું) **अदिनादाणाउ**-અદત્તા દાન, અણુદીધેલું લેવાથી. **वेरमणं**-નિવર્તુ છું. ત્રીજા વૃતનો જે ભંગ કરે તેને બીજા વૃતનો ભંગ કરવોજ પડે. ત્રીજું વૃત ચોરીનું છે, પણ ચોરીની ઇચ્છા કરવી તે તો હલકા વર્ણને હોય, ઉંચ્ચ વર્ણને તો વગર આજ્ઞાએ કોઈ ચીજ

લેવી તેથીજ ત્રીજાનો ભંગ થાય છે. જે વ્યભિચાર કરવાની મના તો હલકા વર્ણને થાય, પણ ઉંચ્ચ વર્ણને તો ફરી તેવી કરવી તેજ લાંચ્છન છે. ઘોડા, ગધેડા, જાહેર રસ્તા ઉપર ગલીચી કરે, પણ કાંઈ કોઈ વકીલ બારીષ્ટર કરે? તેમ શ્રાવકો તો સુલેહના અમલદાર છે માટે તેમને તો વગર આજ્ઞાએ કોઈ ચીજ લેવાનીજ મના છે.

ત્યાગીને

દ્રવ્યથી-અણ દીધેલી ચીજ લેવી નહિં.

ક્ષેત્રથી-આખા લોકમાં.

કાળથી-જાવ જીવ જીવે ત્યાં સુધી.

ભાવથી-નવ કોટી. મનથી, વચનથી, કાયાથી ચોરી કરવી નહીં, ચોરી કરાવવી નહિં, ચોરી કરતાં રૂડું જાણવું નહિં.

સંસારીને

દ્રવ્યથી—મહત્વતા વાળી ચીજ અણ દીધી લેવી નહિ.

ક્ષેત્રથી-આખા લોકમાં.

કાળથી—જીવે ત્યાં સુધી. પણ પ્રથમ મહાવરો પાડવા ગમે તેટલો વખત.

ભાવથી—છ કોટી મનથી, વચનથી, કાયાથી, ચોરી કરવી નહિ, તેમ કરાવવી નહિં.

**खातरखणी**–ખાતર પાડીને લેવું. **गांठडी छोडी**–ગાંસડી છોડીને લેવું. **तालुपरकुंचीएकरी**–કોઈનું તાળું બીજી કુંચીએ ઉઘાડીને લેવું. **पडिवस्तु धणीयाती जाणी**-પડેલી ચીજ પણ ધણી કોણ છે તે જાણમાં હોય તો ખપે નહિં. **इत्यादीक मोटकुं अदत्तादान लेवाना पच्चखाण**–એ વગેરે જાતની ચોરી મોટી કોઇની રજા સિવાય લેવું તેના પચ્ચખાણ. (તેમાં નીચે મુજબ આગાર મુકેલો છે.) **सगां संवंधी तथा व्यापार संवंधी न भरमी वस्तु उपरांत**–સગાની, સંબધીની, વેપારમાં વાનગી નમુનાની તે સરવે પણ ભરમ વિનાની વસ્તુ (એટલે એવી હલકી કે જે લેતાં કોઇ ચોર ઠરાવે નહિ કે ઠપકો આપે નહી.) તે સિવાય બીજી બધી વસ્તુઓ.

વિશેષ ખુલાસો કોઇ કોઈ છાપેલી પ્રતમાં એમ છાપેલ છે કે સગાં સંબંધી, વેપાર સંબંધી, અને નિભર્મીનો આગાર આ પ્રમાણે ચાર આગાર રાખે તો પછી વૃત રહ્યુંજ કયાં ને, ભાંગે શી રીતે?

સગાંનું ગમે તે લઇ લેવાથી જો વૃત ન ભાંગે તો માલ, મીલ્કત સંબંધી વાતમાં અહીંના રીવાજ પ્રમાણે સહુથી નજીકના સંબંધમાં સ્ત્રી–હવે તેનો કાંઇ દાગીનો

તેની માલીકની વગર ઉઠાવી લેવાથી, જો તે દાદ માગવા ઇચ્છે તો, વ્યવહારીક કાયદેથી સજા થાય કે નહી? તો પછી અગાઉ કહેવાઇ ગયેલ છે કે જે બાબતમાં વ્યવહારીક નીતિનો કાયદો સજા કરે તે બાબત ધાર્મિક કાયદો માફ કરેજ નહીં. તેજ પ્રમાણે સંબંધીનું અને તેજ પ્રમાણે વેપારમાં ઓછું દીએ અને અધીકું લીએ તો સજા થાય, અને દીવાસળીની સળી જેવી તદન કીંમત વગરની ચીજપણ અજાણ્યાની કે વેપારના કામ વગર લેવાથી સજાને પ્રાપ્ત થાય છે; માટે તે ચાર છુટ હોયજ નહીં, પણ છુટ તો એવી છે કે સગાંની, સંબંધીની, વેપારમાં અને તે બધી પણ નજીવી ચીજ હોય અને અજાણતાં આવી ગઇ હોય તોજ છુટ અને તે નજીવી પણ સગાંની, સંબંધીની, કે વેપારનીજ હોવી જોઇએ. ગમે તેની નહી.

## નજીવી એટલે કેટલી કીંમતની?

આ વાત નક્કી ન હોય તો પછી જેને જેટલી કીંમતની ચીજનો ખપ પડે તે નીકળી ગયો, પણ એ કોઈ કીંમત ઉપર આધાર નથી જે ચીજ લેવાની વાત તેનો ધણી જાણે તો આફતમાં ન આવે તે નિર્માલ ગણાય. જે મનુષ્યની ચીજ લેવાય તે માલુમ તે ચીજને

કેટલી મહત્વતાવાળી ગણે છે તે વિચારવાનું છે. એક બાળકની કોડી લેવાથી (ધનવાનનું ધન લીધેલ હોય તે કરતાં) તે બાળકને વધુ વસમુ લાગે; માટે તે વખતે કોડી નિભર્મી નહી. अदत्तादान લેવાના पच्चखाण- અણુ દીધેલું લેવાની બંધી, ચોરી કરવાની બંધી. जावजीवाए—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. दुविहं—બે કરણે કરી. तिविहेणं—ત્રણ જોગે કરી. नकरेमि—ચોરી કરૂં નહીં. नकारवेमि—બીજા પાસે ચોરી કરાવું નહિં. मणसा—મને કરીને. वयसा—વચને કરીને. कायसा- કાયાએ કરીને બે કરણ અને ત્રણ જોગ. ૨×૩=૬ એમ છ કોટીએ પચ્ચખાણ. एहवा त्रीजा थुल—એવા ત્રીજા મોટા. अदत्तादान—અણુદીધેલું લેવું. ચોરી કરવાના. वेरमणंव्रतना—તજવાના વ્રતના. पंचअइयारा—પાંચ અતિચાર. जाणीयवा—જાણવા. नसमायरिवा—પણ આચરવા નહિ. तंजहा—તે જેમ છે તેમ. तेआलोउं—તે કહું છું.

નોટ—[ ચોરીના શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે પ્રકારો કહ્યા છે. ૧ ચોર સાથે મળવું. ૨ ક્ષેમ કુશળનું પુછવું. ૩ સંજ્ઞા પહલવી કરવી. ૪ ચોરીનું ધન સંતાડવું. ૫ જગ્યાઓની ફાડ વિગેરે તપાસવી. ૬ ગલી કુંચીનો રસ્તો

બતાવવો. ૭ શય્યાદિ/પથારી આપવી. ૮ ચોર ચાલેલો હોય તેના પગની નીશાની ટાળવા માટે પ્રયત્ન કરે ૯ વિશ્રામો આપવો. ૧૦ પાદ પતન કરે. ૧૧ આસન આપે. ૧૨ ચોરને છુપાવે. ૧૩ ચોરને મિષ્ટાન આપે. ૧૪ તેલાદીકથી મર્દન કરે. ૧૫ રસવતી કરવાનાં સાધન આપે. ૧૬ પીવાને શીતળ પાણી આપે. ૧૭ ચોરી કરવાનાં સાધનો આપે ]

**તેનાહૃડે**—ચોરની ચોરેલી વસ્તુ ખરીદી હોય, ચોરની ચીજ આપણે તો જોકે કીંમત આપીને લીધેલ હોય; તો પણ જો તે ચીજનો માલીક આપણા ઘરમાં તે ચીજ દેખે તો આપણને ચોર સમજે. વળી સ્થાનીક કાયદામાં ચોરાઉ ચીજની આપેલી કીમત પાછી ન મળે અને સજા થાય તથા આબરૂ જાય.

## ચોરાઉ ચીજ સમજવી શી રીતે ?

જે ચીજ તેની સાધારણ કીમત કરતાં ઘણું ઓછે મળે તે ચીજ ચોરાઉ હોવાનો ઘણું સંભવ છે, માટે ઓછી કીંમતે ખરીદ કરવાની ઈચ્છાવાળા જીવ આ પ્રકારના ગુન્હામાં ઘણું ભાગે આવે, તેવી ઈચ્છા વગરના જીવ ભાગ્યેજ એવા ગુનામાં આવે એમ સંભવ રહે છે.

**તસ્કર પ્રયોગ**—ચોરને ચોરીના કામમાં મદદ કરવી તે.

विरुद्धरजाइक्रमे--રાજાએ જે કામ કરવાની મના કરી હોય, તે કરવું તે ત્રીજો અતિચાર.

રાજાનો થયેલો હુકમ ગમે તેવો પ્રતિકુલ હોય તો પણ તે પાળ્યા બાદ તે બાબત વિનંતી કરવી. અહાહા ! રાજ્યભક્ત રહેવાનું કેવું ઉત્તમ પ્રકારનું શિક્ષણ ? આમાં રાજ્યદ્રોહી ગુન્હાને કયાં અવકાશ મળે છે ? જો જૈનો પ્રભુના હુકમને માન્ય કરીને વર્તે તો તેઓની રાજ્યમાં કેટલી પ્રતિષ્ઠા વધે ? આવાં જૈન ધર્મનાં ફરમાન છે, એમ માની એક અમલદારે એક જૈન પત્રકારને પત્રકાર તરીકે જોઇતા જામીન દેવામાંથી મુક્ત કર્યો હતો એમ સાંભલ્યું છે, પણ પાછળથી ખુદ જૈનોથીજ આ દેખી શકાયું નહોતું એવી અફવા ચાલી હતી.

कुडतोले—कुडमाणे—કુડાં તોલાં કુડાં માપ રાખવાથીજ અતિચાર લાગે ને વાપરવાથી અણાચાર થાય છે; કેમકે વધારે માલની કીમત અણદીધેલી લીધી છે. આના ખુલાસામાં ઘણું લખાય તેમ છે, પણ તે સર્વે ખુલાસો બીજા વ્રતના "કુડલેહકરણે" બોલમાં આવી જાય છે.

तपडिरुवगववहारे--હલકી અને ભારે ચીજ સેળભેળ કરીને આપે અથવા બતાવે કાંઈ ને આપે કાંઈ.

આવા ગુન્હાને ફક્ત અતિચાર કેમ કહ્યા હશે? અણા-ચાર કેમ નહીં? એવો પ્રશ્ન ઉપલક દ્રષ્ટીએ નજર કરતાં આવે છે, પણ અગાઉ કહેવાઈ ગયું છે કે જેવો ગુન્હો એવી સજા. જો એક ચીજની અંદર અનેરી ચીજ ભેળવી મુળ ચીજ તરીકેજ ભેળવાયલી ચીજ વેચે તો અતિચાર નહિ, પણ તેજ ચીજમાં હ-લકી નાંખીને વેચે તો અતિચાર.

ઉંચા ચામાં હલકો ચા નાંખે તો ત્યાંજ અતિચાર, પણ ચાને બદલે બીજું કાંઈ નાંખે તો અણાચાર. કેમકે વેચતી વખતે ચા કહીને વેચાય છે. એવા ત્રીજા વૃતમાં જે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તો तस्समिच्छामिदुक्कडं.

## ચોથું વ્રત.

**નોટઃ**—[ ચોથા વ્રતમાં સ્થુલ વિશેષણનું પ્રયોજન.

પાંચ ઇંદ્રિના શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ એ પાંચ વિષય છે.

૧. શ્રોતેંદ્રિના—સચેત, અચેત ને મિશ્ર એ ત્રણ તેને રાગ-દ્વેષ એ બંનેએ ગુણતાં ૬ ને ગમતા ને અણગમતા એવી રીતે (૧૨)

૨. **ચક્ષુઇંદ્રિના**—કાળો, લીલો, રાતો, પીળો, ધોળો, એ પાંચ તેને સચેત, અચેત, ને મિશ્ર એ ત્રણે ગુણતાં પંદર તથા રાગ, દ્વેષ એ બેથી ગુણતાં ત્રીસ તે ગમતાં ને અણગમતાં એ રીતે (૬૦)

૩. **ઘ્રાણેંદ્રિના**—સુરભિ ને દુરભિ એ બનેને સચેત, અચેત ને મિશ્રથી ગુણતાં ૭ તથા તેને રાગ દ્વેષ બંનેથી ગુણતાં બાર તે ગમતાં ને અણગમતાં એ રીતે (૨૪)

૪. **રસેંદ્રિના**—તીખો, કડવો, કસાયલો, ખારો, મીઠો, એ પાંચ તેને સચેત, અચેત, મિશ્ર એ ત્રણથી ગુણતાં પંદર તથા તેને રાગ–દ્વેષ એ બેથી ગુણતાં ત્રીસ તે ગમતાં ને અણગમતાં એ રીતે (૬૦)

૫. **સ્પર્શેંદ્રિના**—સુંવાલો, ખરખરો, ભારે, હલકો, લુખો, ચોપડયો, ઊનો, ટાઢો એ આઠ તેને સચેત, અચેત, મિશ્રથી ગુણતાં ચોવિસ તથા તેને રાગ–દ્વેષ બંનેથી ગુણતાં અડતાલીસ તે ગમતાં અને અણગમતાં એ રીતે (૯૬)

ઉપર પ્રમાણે શ્રોતેંદ્રીના ૧૨. ચક્ષુઇંદ્રિના ૬૦. ઘ્રાણેંદ્રિના ૨૪. રસેંદ્રિના ૬૦. સ્પર્શેંદ્રિના ૯૬. એ પ્રમાણે **કુલ વિષયના ૨૫૨ ભેદ થાય છે.**

ભાવાર્થ—પાંચ ઈંદ્રિના ત્રેવિશ વિષય અને બસો બાવન વિકારો એ સર્વનો ત્યાગ પવિત્ર આત્મા મુની મહારાજથીજ બની શકે છે. તે સંસારીથી પાળવું મુશ્કેલ છે જેથી સ્થુલ શબ્દ યોજાયેલ છે.]

**चोथुं अणुव्रत थुलाउ मेहुणाउ वेरमणं**—ચોથું ઓછું સાધુના વ્રત કરતાં ઓછું. તે મોટકા મૈથુન સેવવા થકી નિવર્તુ છું. ( દુર રહું છું )

આ વ્રત બહુ મોટું છે છતાં આ વ્રતને માટે મુળ શબ્દાર્થનો વિચાર કર્યા વગર એવી અંધાધુની ચાલે છે કે આ વ્રત ૬૦ વરસે પણ થોડાજ અંગીકાર કરે છે, અને તેથી નાની ઉમરે તો આ વ્રતનું નામ સાંભળતાંજ છાતી ઠેકાણે રહેતી નથી. અજ્ઞાન માણસો પોતાનું ગમે તેમ ચલવે, પણ જે સમજુ માણસોએ આ વ્રતની વ્યાખ્યા પુરેપુરી વિચારી આ વ્રત આદર્યું હોય તે માણસોને જો ફરજંદ થાય તો પછી તેના ઉપર વ્રત તોડયાનું કે અનીતિનું તહોમત મુકે છે, માટે આ અજ્ઞાન દિશા ટાળવાની જરૂર છે. ચોથા વ્રતમાં—**सदारसंतोसिए अवसेसंमेहुणं विहंना पचखाण**—એટલે જે પોતાની પરણેલી સ્રીથીજ સંતોષ માને, અને બીજા કોઈની સાથે મૈથુન સેવવાનું પચ્ચખાણ કરે તેનું

ચોથું વ્રત લેશ માત્ર અપુર્ણ નથી; તેમ આગારીક પણ નથી. આ પ્રમાણે પોતાની સ્ત્રી ઉપરાંતનાં પચ્ચખાણનેજ જ્યારે ચોથું વ્રત ગણાય છે, તો પછી તેમાં આગાર હોય એમ બોલવું તે શ્રાવકનું તો રહ્યું પણ માણસાઈનુંજ લક્ષણ નથી, અને પોતાની સ્ત્રીના પણ પચ્ખાણ લેવાં તે તો ચોથા વ્રત ઉપરાંત એક ઉત્તમ પ્રકારની તપસ્યા છે; કેમકે શ્રી ભગવંતનું ફરમાન છે કે બ્રહ્મચર્ય સમાન કોઈ તપ નથી. કેટલાકની સમજણ એવી હોય છે કે દરેક ધાર્મીક ક્રિયાને વિશેષ આકરૂં સ્વરૂપ આપવાથી વધારે લાભ થાય, પણ તે મોટી ભૂલ છે. આકરૂં સ્વરૂપ તેમ મોળું સ્વરૂપ બંનેમાંથી એક પણ નહીં રાખતાં જેવું હોય તેવું બતાવવું એજ શ્રેય છે. આકરાં પચ્ચખાણ પાળવાવાળા બહુ થોડા મળે છે, અને આકરાશને લઈને વ્રત લેતાં ઘણાં અટકતાં મેં જોયાં છે. જે વખતે લોકોને એમજ ખબર હતી કે લાખોની મુડી રોકી શકે તેવા લોકોજ મોટાં કારખાનાં સ્થાપી શકે ત્યારે વેપારની વધારે ખીલવટ હતી? કે હવે જ્યારે લોકો સમજે છે કે બધા કાંઈ લખપતી ન હોય, એક દોકડાનો એક પાઈનો પણ ભાગ રાખી શકાય છે ત્યારે વેપારની ખીલવટ વધી છે? શું? પળે તો ક્રિયાજ માળવી નહીંતર પાપમાં પડ્યાજ રહેવું? એમ

કદીજ નહીં. કરણી તો યથા શક્તિ, બુદ્ધિ, સાધન અનુસાર કર્યાંજ કરવી.

અભવ્ય જીવને પણ કરેલી કરણીનું ફળ મળ્યા વગર રહેજ નહીં, તેમ ભવ્ય જીવને પણ કીધેલાં કર્મ ભોગવવાંજ પડશે; માટે કરણી તો કર્યેજ જવી, વળી સર્વથા ત્યાગ તો છઠી પડીમા પછીથી છે.

શીયલરૂપી રત્ન જેનું ગુમ થયું છે તેને નરસિંહ મહેતાએ પશુ ગણેલ છે. જ્યારે નરસિંહ મહેતાને ભ્રષ્ટ કરવાનું કામ એક કુલટાએ કરવાનું માથે લીધું, તે કુલટાએ નરસિંહ મહેતા ઉપર અનેક પ્રકારના હાવભાવ કર્યા, ત્યારે મહાન ભક્તે તે બાઇને કહ્યું કે તમે માણુસ છો કે જનાવર? તે બાઇએ જવાબ આપ્યો કે હું માણુસ છું, ત્યારે નરસિંહ મહેતાએ કહ્યું કે માણુસને તો ઓડલાં નાતથી નીમી આપેલ છે. જેને દેખે તેના સામી દ્રષ્ટી કરવી તે કામ તો જનાવરનું છે, કે જે સહોદરને પણ ઓળખે નહીં, તેમ જનેતાને પણ ઓળખે નહીં.

એક એવી કલ્પના થઇ શકે છે કે જે લોકોને મનુષ્યપણે ઉત્પન્ન થયાથી, એમ ઓરતો રહેતો હોય કે અરેરે અમે જાનવર કેમ ન થયાં? તે લોકોથી પછી

શીંગડાં કે પુછડું તો લગાડી શકાતું નથી, પણ કર્તવ્ય તદ્દન જનાવર જેવું કરી, પોતાની મુરાદ પાર પાડે છે.

## શિયળવંતાની સંખ્યા બહુ થોડી જોવામાં આવે છે, તેમાં કારણભુત સ્ત્રીઓ છે કે પુરૂષો ? આ બાબતનો કેટલાંક દ્રષ્ટાંત અને પુરાવા સહીત અંગત અભિપ્રાય.

જ્યારે ચીતરવાની કળા ચીતારાના હાથમાં હોય ત્યારે ચિતારાએ સીંહને પકડીને તાબે કરેલ છે, એવા દેખાવનું ચિત્ર ચીતરાય તેમાં નવાઇ શું ? પણ જો તે કલમ સિંહના હાથમાં હોય તો પછી તે ચિત્ર બીજેજ રૂપે ચીતરાય; પરંતુ સિંહ અને ચિતારો બંન્ને પક્ષકાર છે, તે પ્રમાણે જો હું પક્ષકાર તરીકે અભિપ્રાય આપું તો મ્હારે સ્ત્રીઓનેજ વિશેષ દોષીત કહેવી પડે, પણ જ્યારે ધાર્મીક લખાણ લખવાની કલમ હાથમાં લીધી છે, ત્યારે એક ન્યાયાધીશ તરીકે ચુકાદો આપવો પડે અને તે વખતે પોતાનો પક્ષ ખેંચવા માંડુ તો મોટો ગુન્હો ગણાય. મ્હારી નીચેની દલીલો ધ્યાનપુર્વક ઉંડા ઉતરી વાંચવાથી ધ્યાનમાં આવશે કે વધારે દોષીત પુરૂષોજ છે, છતાં પણ જેને કારણ કાર્યનો વિચાર કર્યા વગર એમજ નકી કર્યું હોય કે અમે પુરૂષો તો બ્રમ-

રની માફક ગમે ત્યાં ઉંડા ઉતરી સુગંધ લેવાને હકદાર છીએ; ત્યાં મારી દલીલ ચાલે નહિ, કારણ કે મમત વાળાઓ પાસે મૌન્ય ધર્યા વગર હું તો—

" જ્ઞાનીનો ગુરૂ છું, અજ્ઞાનીનો દાસ;
પેલે ઉપાડયો ધોકલો, તો મેં જોડયા હાથ.

બીજો રસ્તોજ નથી" પણ વીસ, પચીસ વરસો થયાં પડીકમણું કરનારાઓ અને કરાવનારાઓ ચોથા વ્રતમાં "સદાર સંતો-ષીએ" શબ્દબોલે છતાં એમ બોલે,કે સર્વથા મુકયા વિના ચોથું વ્રત કહેવાય નહીં, એવી હઠ કરે તેને શું કહેવું? જેને પડીકમણું ન આવડતું હોય તેને પાઠ દેખાડી ખાત્રી કરાવીએ. આમ ઉંઘેલાને જગાડાય, પણ જાગતાને શી રીતે જગાડાય?

## એક સ્ત્રી પુરૂષનો રસુજી સંવાદ—હરીગીત.

પુરૂષ–અળખાં ઠરી અતિ આદમીના કાળજાં તે વેતરે,
સ્ત્રી—ઉલટા અતિસે આદગી ભોળી ત્રિયાને છેતરે;
પુરૂષ–કુણાં મરદનાં કાળજાં આ કાળકાંઓ ખાય છે,
સ્ત્રી—ગરજે બિચારા બાપડા ખવરાવવાને જાય છે. ૧.
પુરૂષ–હું કામની ને કુતરી એ બેઉને સરખા ગણું,
સ્ત્રી—રખડયા કરે મદ્રો લુઓ તો શ્વાનની પેઠે ઘણું;

પુરૂષ—મેં દુઃખ દીઠું બહુ બહુ, નથી સાર કાંઈ આ વાદમાં,
સ્ત્રી—વિતવી ઘણી બાકી હજુ, સીદને પડયા ફીસાદમાં. ૨.

ઉપર જેમ ચીત્રકાર પુરૂષ બતાવવામાં આવેલ છે, તેમ ભાષા જ્ઞાનનો વધારે દાવો કરનાર પુરૂષે ભાષા જ્ઞાન બતાવવા કહ્યું કે સ્ત્રીઓ પોતાનું નામ અબળા એટલે બળ વગરનું ઠરાવેલ છે; એમ છતાં કામો તો એવાં કરે છે કે ઘણાં આદમીની બીજી કોઈ પણ ચીજને રંજાડ નહિ પોચાડતાં ફકત તેનાં કાળજાંજ વેતરે છે, આમ પહેલી લીટી બોલી જ્યાં બીજી લીટી બોલવા જાય છે; ત્યાં સ્ત્રીએ નિચે મુજબ જવાબ આપ્યો, કે ચોર કોટવાળને દંડે તે કયાંની રીત?

ઉલટા ઘણા ઘણા આદમી અમારી બૈરાંની ભોળી જાતને છેતરે છે. પરણતી વખતે શું કોલ કરાર કર્યા છે તે કેટલા પુરૂષો યાદ રાખી તે પ્રમાણે વર્તે છે? સ્ત્રી ગમે તેવી અનાચાર સેવતી હશે તોપણ પકડાય ત્યારે છાતી ઠોકીને નિર્દોષ હોવાની દલીલ નહિંજ કરે, અને પુરૂષ ઘણાખરા કદી રોગ વીગેરે બીકથી અનાચાર નહિ સેવતા હોય, તોપણ પોતાનો કરેલો કોલ કરાર યાદ નહીં રાખતાં પોતાને ગમે તેમ ભટકવાને અને કરેલ કોલકરાર તોડવાની સનંદ મળી એમ માને છે એટલે છેતરે છે કોણ તેનો ખ્યાલ કરે?

સ્રીની દલીલ પુરી થઈ, વાદવિવાદ ભારે ચાલ્યો. સ્રીની દલીલ કાંઈક વધારે લીટીઓમાં આવી, હવે તો જે પ્રત્યક્ષ દાખલાથી સિદ્ધ કરે તે સાચું ઠરે એમ હતું, તેથી પુરૂષે નીચે મુજબ દાખલો આપ્યો કે તમે કાળ-કાઓ (જુઓ જ્ઞાની પુરૂષની સભ્યતા) બીજું કાંઇ ન ખાતાં ફક્ત મરદના કુણાં કાળજાંજ ખાવ છો, એટલે કે મરદનું શરીર હજુ બંધાણું ન હોય ત્યાંથીજ સ્રીના સંગથી ખવાઈ જાય છે. વળી બીજો અર્થ પણ એવો થાય છે કે; પુરૂષ વર્ગને જે કમાવાની વ્યાધી છે, તે સ્રીને લઇને, કેમકે દ્રવ્ય વંશ વિસ્તારને જરૂરનું છે. ને તે સ્રીને લઇનેજ તેથી ચાર પાંચ વર્ષના બાળકને ભણવા માટે સીંહ જેવી માસ્તરની બીક રાખવી પડે છે, તે કમાવવાની કડાકુટ માટેજ છે, એટલે હજુ જે સ્રી પોતા કરતાં પાંચ વર્ષથી વધારે નાની હોય તો તે તે જન્મી પણ ન હોય, તે પહેલાં પુરૂષનાં બંધાતાં કાળજાં ખવાઈ જાય છે. પુરૂષ પરાક્રમ વર્ણવાઈ ગયું. એટલે સ્રી જવાબ આપે છે કે? બીચારા બાપડા તે કાળજા ખવરાવવા ગરજે જાય છે, કાળજાં ખવાઈ જાય છે તે વાત ખરી? પણ પુરૂષ વર્ગ તે કાળજાં ગરજ-વાન થઇને ખવરાવે છે, ગમે તેવા રાજ્યકર્તાને પણ સ્રી કદી તેડવા જતી નથી. બહુ જબર હોય તો ખાંડું

મોકલે પણ સ્ત્રી કદી પ્રથમ જતી નથી. સગાંસાઈ ઓળખીતા સંબંધી વિગેરેને લઇને પુરૂષો જાય છે, અને જાન જોડીને આનંદ માને છે. વળી ભોગ ભોગવવામાં જે પુરૂષોની પાયમાલી થાય છે, તેમાં પણ તેવી દુરાચારણી સ્ત્રીઓ તો એક સ્થાનક રાખે છે, ફેરીના ધંધા માફક રખડતા રખડુ લોકો ગોતતા જાય, ફાંસામાં ભરાય તે કોનો વાંક? સ્ત્રીની દલીલ એવી સજડ થઇ કે પુરૂષ કાંઈ બોલી શકયો નહીં; અને મનમાં વિચાર કર્યો કે આની સામે આપણું ભાષણ ન ચલાવ્યું હત તો ઠીક હતું. જે કહ્યું તેથી અધીક સાંભળ્યું (જો કે વાત શરૂ કરનાર પોતે હતો) તેથી બોલ્યો કે હું સ્ત્રી અને કુતરી બંનેને સરખા ગણું છું. જેમ કુતરી વડચકું ભરે તેમ મેં તને જરા કહ્યું તેટલામાં તેં વડચકું ભર્યું: સ્ત્રીએ જવાબ આપ્યો કે તમો પુરૂષ વર્ગ એટલે કોઇ તમારૂં મુખતીઆર નથી એટલે તમે જેમ બોલો તેમ પાંસરૂં. દીને રાત કહો તોપણ તમારે પાલવે; તે પ્રમાણે તમે સ્ત્રીને કુતરી કહોછો, પણ જરા નજર તો કરો? કુતરો જે ઘરઘરનો રોટલો પડાવે, ઘણાં ઘર ભાટકે ત્યારેજ નીરાંત કરે, અને જ્યાંથી લાકડી લાગે ત્યાં પણ પાછો જાય, તેવો કયો વર્ગ? અને ભલે વિષય વાસના ગમે તેવી પ્રબળ હોય તો પણ પોતાનો ઉંબરો ઝાલીને બેસી રહેનાર

ક્યો વર્ગ? આમ અપમાન છતાં જુદે સ્થળે ભટકનાર ક્યો વર્ગ છે? આ વાત ઉપર જરા આંખ ઉઘાડો તો ખબર પડે કે શી રીતે છે. પુરૂષ મનમાં સમજી ગયો કે આ મને પરોક્ષ રીતે મારાજ શબ્દો પાછા આપે છે. તેથી બોલ્યો કે મને તો આ વાદ વિવાદમાં દશ ગણું સાંભળવું પડ્યું, આ વાદમાં કાંઈ સાર નથી એટલે કે હું થાક્યો, ત્યારે સ્ત્રીએ કહ્યું કે એમ અત્યારમાં શું થાકી જાવ છો, હજુ તો આપણે બેજ છીએ પણ હજુ તો છોકરાં થશે ત્યારે ખબર પડશે; આમ હતું તો આ પીંજાદમાં પડ્યા શા માટે? આ સંવાદથી જણાઈ આવે છે કે દોષને પાત્ર કોણ છે.

એક વધારે દલીલ—ગમે તેવી લંપટ સ્ત્રી હોય છતાં તેવી નથી તેવો ડોળ બતાવવા માટે જે પુરૂષ વર્ગ તેને નિર્લજ શબ્દો કહે, તેને કહે છે કે મારી લાજ લીધી અને કંઈક તોફાન કરે, કોરટથી ગુન્હેગાર પણ ઠરાવે, અને બીજી બાજુથી (એક ગણ્યા ગાંઠ્યા ધર્મ પરાયણ પવિત્ર પુરૂષો બાદ કરતાં) ઘણા ભાગે તો જ્યારે કોઈ સ્ત્રી કોઈ કારણે પોતાની આંખે કે કપાળે તદ્દન નિર્દોષ વૃત્તિથી હાથ અડાડે ત્યારે તે પુરૂષને લાજ લેવાની વાત તો રહી, પણ ઉલટો જોડના માણસને કહે કે મારા સામો ઈસારો કેવો કરે છે!

મેરદનો ઝપાટો જોયા ? હવે આમાં પુરૂષની બાબતમાં લાજ રહી કયાં ? એટલે પુરૂષ વર્ગે પોતાની લાજની કીમત ધુળની ચપટી જેટલી પણ રાખી નથી. નહીંતર આબરૂનો જવાબ માગવાની ચાનક ચડવાને બદલે ઉલટો ખુશી થાય કે ?

## પુરૂષો દોષીત વધારે છે તેનો બીજો દાખલો.

સ્ત્રીઓ લાજ કાઢે છે તેનો શું અર્થ છે ? પોતાનું મુખ પુરૂષોથી સંતાડવા માગે છે; હવે વિચાર કરવો કે જે ચીજ ઉપાડી જવાનો જેની તરફથી ભય હોય તેનાથી તે ચીજ છુપાવાય છે. માટે સ્ત્રીઓ પુરૂષોને એટલા શકદાર ગણે છે કે તેઓને પોતાનું મુખ અદ્રશ્ય રાખવું પડે છે. પોતે તો લાજ કાઢવા છતાં પુરૂષોનું મુખ જોઇ શકે છે, એટલે તે જાત શકદાર સંભવતી નથી, લાજ તો કેવળ મર્યાદા માટે કઢાય છે એમ કોઇ દલીલ કરે તો વિચારો કે—પિતા, માતા વિગેરે પીયર પક્ષના વડીલો શું મુરબ્બી નથી ? છતાં તેમની લાજ કેમ કઢાતી નથી, તેનું કારણ એજ કે તેઓ તો પુત્રીભાવથી જુવે છે. આ પ્રમાણે પુત્રી ભાવથી જોવાને અંગે અથવા બીજા કોઈ કારણે જ્યાં પવીત્રતા સાચવવાની ખાત્રી છે ત્યાં લાજ કાઢવી પડતી નથી. અને જો તે પ્રમાણે

પુરૂષ વર્ગની પવીત્રતાની પૂર્ણ ખાત્રી હોત તો લાજ કાઢવાનો રીવાજ હોતજ નહીં, આથી મારી માગણી લાજ ન કાઢવી એમ નથી. હવે તો વ્યવહારસર લાજ કાઢવી પડે છે, ને તે બહુ લાભકારક છે; પણ તેની ઉત્પતિ પુરૂષ વર્ગને શકદાર ગણવાને એક આધાર રૂપે માની શકાય તેવી છે.

વળી રેલ્વે ટ્રેનમાં પણ ગમે તેવી સ્ત્રી પુરૂષ વર્ગના ડબામાં બેસે છે તેથી વધારે સાંકડ થાય છે. કેમકે સ્ત્રી વર્ગ સાથે પુરૂષને બેસવા દેવામાં આવે નહીં, એટલે તારૂં મારૂં સહીયારૂં અને મારૂં મારા બાપનું. આ પ્રમાણે વર્તવામાં સ્ત્રીઓ ફાવે છે, કેમકે કોઇ પુરૂષ વાંધા લેતા નથી; પણ કેટલાક તો એવા નીકળે છે કે તે વર્ગ હોય તેવા ડબામાં સાંકડ ભોગવતાં છતાં પણ બેસીને ખુશ થાય છે. પુરૂષ વર્ગ એટલો બધો શકદાર છે કે તેને સ્ત્રીઓના ડબામાં પણ દાખલ થવા હુકમ નથી.

[illegible] આ બધી દલીલોમાં કોઇ એમ કહેશે કે સ્ત્રી [illegible] વધારે ફાવી હોય છે, પણ તેથી કરીને તે [illegible] તેમ નથી. અનીતિ કરવી તે તો તૃષ્ણા [illegible] રૂપે છે. ગમે તેવો શ્રીમંત પણ

તૃષ્ણાને વશ થયો અનીતિ કરે; અને ગમે તેવો રાંક ખાવા ન હોય તોપણ ટેક રાખી અનીતિ ન કરે, તો તે વધારે પ્રશંસાને પાત્ર છે. વળી દરેક ધર્મ શાસ્ત્રમાં, કથામાં, નાટક વિગેરેમાં પુરૂષોએ સ્ત્રીઓને કનેડગત કરી છતાં, સ્ત્રીઓએ પોતાની ટેક જીવને જોખમે જાળવી. એવા જેટલા દાખલા આવે છે તેના પ્રમાણમાં પુરૂષે ટેક જાળવી એવા કેટલા દાખલા થોડા આવે છે તે શું બતાવે છે ? વધારે કામી છતાં પહેલ ન કરે તે વધારે પ્રસંશાપાત્ર કેમ નહીં ?

જે માણસ મર્યાદામાં છે તે તો કુછંદી ગણાતાં બીએ છે, પણ જેને મર્યાદા નથી તે તેમાં લાંછન ન ગણતાં ઉલટું બડાઈ મારે છે. આ પ્રમાણે કુછંદમાં પણ લાંછન ન ગણનારાની સંખ્યા પુરૂષોમાં વધારે છે કે સ્ત્રીઓમાં ?

સ્ત્રીઓ ધર્મથી બીક ન રાખે તો વ્યવહારથી પણ શરમાય છે, અને કેટલાક પુરૂષો તો પોતાના મનને એમજ માને છે કે પોતાને ગમે તેમ ભટકવાનો હક છે પણ તેઓને એટલો પણ વિચાર નહિ સુજતો હોય કે જે જગોએ પોતે ભટકવાનો હક માને છે, તે પણ જો કોઈની સ્ત્રી છે તો પછી સ્ત્રીને પણ વગર હકે

ભટકવાની સ્થીતીમાં તેમણે મુકી કે નહિ? આ જગતમાં દરેક માણુસને દરેક ચીજ પોતાની આવગી રાખવાની બહુ ઇચ્છા હોય છે; સર્વની એમ ઇચ્છા હોય છે કે મારી લાકડીને મારી છત્રીને વિગેરે વિગેરે ચીજને કોઈ ન અડે, અને હુંજ વાપરૂં તો સારૂં પણુ જેમ સ્થિતી વધારે સારી તેમ આવગી ચીજો વધારે રહે છે: ગરીબને દરેક ચીજ માણુસ દીઠ રાખવી પાલવતી નથી. રાજા બાદશાહો તો સલુન આવગાં રાખે છે, શિક્ષકો આવગા રાખે છે, ડોકટરો આવગા રાખે છે, અને ટ્રેન પણુ આવગી રાખે છે; તે વધારે જલદી પહોંચાડવા માટે નહિ; આવગી ટ્રેન માટે પણુ બંદોબસ્ત કરતાં એટલો વખત જાય છે કે તે પહેલાં પણુ સાધારણુ ટ્રેન મળે છે. ફકત આવગીમાં જવાનું પોતે પોતાનું પોઝીશન માને છે. આવી રીતે ચીજ આવગી રાખવાની પ્રબળ ઇચ્છા સર્વ જીવને પાલવતી નથી, પણુ સહુને સ્ત્રી તો જ્ઞાતી બંધનથી આવગી નીમી આપેલ છે છતાં સદીયારામાં પડી પારકી એંઠમાં પડતી વખતે આવગી રાખવાનું અભિમાન કયાં જતું હશે?

## લંપટ પુરૂષો ક્યાં સુધી પાયમાલી કરે છે?

લંપટ માણસની રોગથી કેવી પાયમાલી થાય છે તે અહીંથી વાંચીને જાણવા કરતાં કોઇ મોટા દવાખાનાની મુલાકાત લઇને વાકેફ થવું. તેઓ જીવે ત્યાં સુધી દુઃખ સહન કરે છે એટલુંજ નહિ પણ ફરજંદોમાં રોગનો વારસો મુકી જાય છે. ગર્ભમાથીજ બાળકમાં રોગનાં બીજ રોપે છે, વળી પ્રજા પણ પિતા પ્રમાણે થાય છે; અને તે પુરૂષનાં અપલક્ષણ તેના બાળકો પણ દેખીને શીખે છે.

લંપટ માણસો તાબાના માણસોથી બહુ દબાયેલા હોય છે, પોતાના ગુન્હા છતા થઈ જવાની તેમને બીક રહે છે. એટલુંજ નહિ પણ જે કામમાં તેઓ દોષીત ન હોય તે કામમાં પણ તાબેદાર કોઇ તહોમત મુકે તો તે પુરૂષને બીવું પડે છે, કેમકે તેનું ઓઢણું ઓછું હોય છે.

## લંપટતામાં આવતા સ્વાદનું એક કવીએ દ્રવ્ય દાખલાથી કરેલું વર્ણન.

એક કુતરૂં એક હાડકુ ઠોલવા માંડે છે, અને એટલે સુધી ઠોલેછે કે તે હાડકુ અણીદાર બની તેની પોતાની દાઢમાં લાગે છે ને દાઢમાં

લોહી નીકળે છે. તે લોહી કુતરાને મીઠું લાગવાથી કુતરો હાડકાંને વધારે ઠોલવા માંડે છે, પણ જે સ્વાદ આવે છે, તે પોતાનાજ લોહીનો છે એમ બીચારો સમજતો નથી. તે પ્રમાણે લંપટ આદમીને જે સ્વાદ આવે છે, તે પોતાનાજ ધનને, તનને અને આબરૂને ભોગે છે; પણ તે તેને ખબર પડતી નથી.

એક પ્રત્યક્ષ પરિમાણ—એક શુદ્ધ શિયલવંતી બાઈ ફાટેલાં તુટેલાં વસ્ત્રો પહેરી ફરતી હોય, અને કોઈ મોટા રજવાડાના ખાસ .તાયફા એકલું ઝરીયન ઓઢીને ફરતા હોય, તો તે બંને દેખાવમાં આત્મા કોની તારીફ કરે છે, તે બાબતનો સહુએ પોતપોતાના દિલથી વિચાર કરી લેવો.

શિયળનો મહીમા—શિયળનો મહીમા લખવાથી પારો આવે તેમ નથી. શ્રી ઉવવાઇ સુત્રમાં એટલે સુધી કહેલું છે કે કોઇ બાઈ ને શીયળ.પાળવાની બીલકુલ ઇચ્છા નથી, છતાં જોગ ન મળવાથી શરમને લઇને શીયળ પાળવું પડે છે, તે શિયળ પણ જો ચોખ્ખું હોય તો તે મરી ૬૪૦૦૦ વરસને આવખે દેવતા થાય; તો પછી છતી જોગવાઈએ અને ઇચ્છાએ શિયળ પાળવાના લાભનું શું કહેવું ?

## કેટલાક લોકો શ્રૃંગારમાં ધર્મ કહે છે.

જયાં શ્રૃંગાર હોય ત્યાં ધર્મ હોઈજ ન શકે "રામ ત્યાં કામ નહિ અને કામ ત્યાં રામ નહિ" કોઈ ધર્મનું આવું ફરમાન સ્વપને પણ હોવા સંભવ નથી. વિષય લંપટ ધર્મ ગુરૂઓએ પાછળથી અનર્થ કરી આ વાત ઘુસાડી દીધી એમ ખુલ્લું જોવામાં આવે છે. રાસલીલા વગેરે એમ સુચવે છે કે પ્રભુ ઉપર અત્યુત્તમ પ્રેમ ભાવ રાખવો. તે પ્રેમ કોના જેવો તેને માટે દ્રવ્ય દાખલો શોધવો પડે છે. દ્રવ્ય પ્રેમમાં સ્ત્રી પુરૂષનો પવિત્ર પ્રેમ અતી ઉત્તમ હોય છે તે કરતાં પણ પ્રભુ ઉપર વિશેષ પ્રેમ રાખવો એ ઉદૃેશથી તે રાસલીલા વગેરે યોજાએલ છે. આ પ્રમાણે ગમે તેટલું લખતાં પણ લંપટતાના નુકશાનનો અને શીયળના લાભનો પાર આવે તેમ નથી. લંપટ પુરૂષને ચોરી ર્ક્યા વગર ચાલતુંજ નથી. લંપટતાનો કૃત્રિમ ઉત્પન્ન થયેલો પ્રેમ નાણાને લીધે ટકે છે. તે નાણું ગમે તેટલું હોય પણ બેઠા બેઠા ખુટી જાય છે, અને વધારે કસાવામાં લંપટ માણસનું મન ખુંચતું નથી. એટલે કે તૃષ્ણા રહિત હોય તોપણ ન ચાલતાં ચોરી કરીને અવળે રસ્તે દ્રવ્ય મેળવવું પડે છે.

તેનાથી સાચું બોલાય શી રીતે ? શેમાં હીંસા છે લાભ છે, ગુણ છે, ધર્મ છે તે વિચારવાનું મન લંપટ માણસને થતુંજ નથી, કારણ કે કામી બાર ગાઉમાં અંધકાર દેખે છે.

નોટ:—[શબ્દ, રૂપ રસાદિ વિષયોમાં મોહાશકિત ધરી મનની વૃતિઓને તાબે થઇ કામાંધ બની, કામરાગ, કામભાવ, કામ અનાચાર, કામવાળા કર્તવ્યો, કામી દ્દષ્ટિ કરવા ઉતેજવામાં આવે એટલે ઇન્દ્રિયેને વિકારી, અતૃપ્ત, લાલચુ, સંદીગ્ધ, કામેચ્છાવાળી, અશુદ્ધ, વ્યભિચારી કરવામાં આવે અગર એવી જાતના કામો કરતાં કારવતાં પ્રતિમન બુદ્ધિ જાય તો તે પણ અનાગારી સમજવો.

મૈથુનની સંજ્ઞાને આધીન થઇ, મોહ કે વિષયાદીમાં અંધ થઇ ખરાબ ચિંતવના કરે છે તે પણ કામી ગણાય છે. કામી પુરૂષોનું વીર્યબળ કામી વૃતીને લીધે ક્ષણે ક્ષણે ક્ષીણ થાય છે. અધીક લાલસા વધે છે, દુઃસ્વપ્ન આવે છે, ચિંતાગ્રસ્ત રહેછે, શરીરમાં દર્દો થાય છે, અશક્તિ આવે છે, માતા બેહની સુદ્ધાનું ભાન ભુલી જાય છે. એકાંન્ત સેવાય છે, લાજ મર્યાદા રૂચતી નથી, છેલબટાઉ થઇ ફરતું ગમે છે, ગાળો ચેન કરે છે, કોઇપણ મોહક કે સામાન્ય રૂપવાન ગાડુંગી એટી કે સારા વેષથી સ્ત્રી જાય તો તેને જોવામાં નિર્લજ્જપણાનો ઉપયોગ કરે છે, કુવા, રસ્તો, બારી, બારણે કે ગોખે બેસવું કે ઉભવું બહુ ગમે છે. ડોકીયા કરવા, નટ્ટ વેષ રાખવો, કુંમારી જાતનો

ગાવાં, ઘણી વખતે ધાર્મીક પદો પેલીને કાંતે પાડવા લલકારી ગાતા સાંભળ્યા છે. આ વિગેરે વ્યભિચારી પુરૂષોના આચાર છે. કેમ ઓળખ્યા તો કે આચારે ? આવા લોકો ધર્મ ઉપાશ્રયે, દેવમદીરમાં ખાસ ભટકતા જોવામાં આવે છે, તેની નજર ઉપરથીજ તેવા લોકો ઓળખાય છે. ]

ભિક્ષુ.

## લંપટ માણસોનો ભરોસો નહિ.

કોઇ કરાર થયો હોય તે તુટવાનો સંભવ હોય તો કરાર કરતી વખતે બહુ સારા આબરૂદાર માણસોને પાસે રાખવામાં આવે છે અને જેમ તેવા વધારે માણસોની હાજરીથી કરાર થયા તેમ વધારે બંધનકારક હોય છે. એટલાજ માટે સગપણ અને લગ્નનો કરાર સ્ટેમ્પના કાગળ ઉપર નહિ એટલુંજ નહિ પણ કોઈપણ જાતના કાગળ વગર થયેલ કોલ કરાર કોરટને પણ માન્ય રાખવો પડે છે. લગ્નની ક્રિયા વખતે સ્ત્રીએ પુરૂષને અને પુરૂષે સ્ત્રીને શું વચન આપ્યાં છે તે તો જુઓ "અમે આજથી એક બીજાના જીવન પર્યંત કોઈ પણ જાતની ન્યુનતા અંતરમાં પણ નહીં લાવતાં એકત્ર થઈને રહીશું કોઇ પણ પ્રકારે જુદાઈ રાખીશું નહી." છતાં એવી જગ જાહેર કબુલીયાત જે તોડે તે બીજો શું કરાર પાળશે ?

કરાર તોડનારાની સ્ત્રીઓ વ્યવહારથી દબાઇ જાય તો વાત જુદી, પણ જો તેઓ કોરટ સુધી પહોંચે તો પોતાના ધણીની સ્થીતીને અનુસરીને ખોરાકી પોશાકીનું હુકમનામું મેળવી શકે છે, ત્યારે કરાર તોડનારા કેમ સું કે ચાં કરી શકતા નથી? એ તો કોરટનો ભાવ ચીજો ઉપર અધીકાર નથી એટલે તે ઉપર હુકમનામું બનતુ નથી. કરારમાં ભાવ અને દ્રવ્ય બધું અરસપરસ ગીરવી મુકાયેલ છે તો જે સ્ત્રીએ પુરૂષ ઉપર ઈતબાર રાખી માત, પિતા, સગા, સ્નેહી સર્વસ્વ તજ્યું અને મુઆ પછી પણ તેનું નામ લઇને તે કરારથી બંધાય છે, તે સ્ત્રીને દગો દઇ ગીરવી મુકેલી ચીજ અન્ય સ્થળે ઉપયોગ કરે તો વિશ્વાસઘાતી કયાં છુટશે?

પ્રશ્ન—દિક્ષા લેનારે કરાર તોડયો કહેવાય કે નહિ?

ઉત્તર—દીક્ષા લેનારે કરાર તોડયો કહેવાયજ નહીં કેમકે કરાર જીવતાં સુધીનો છે અને દીક્ષા એ તો ફરી જનમ છે,

## સ્ત્રીને ધર્મ શીખવનાં પુરૂષને ગુરૂ બનાવવાનું પાપ લાગે કે નહિ?

એક એવી અજાણ જેવી દલીલ સાંભળવામાં આવે છે કે પુરૂષ જો સ્ત્રીને ધર્મ શીખવે તો તેનો ગુરૂ થયો

કહેવાય ને પાપ લાગે. કેવી ઉંધી સમજ! સર્વ જીવને ધર્મ પમાડવો તે સહુની સાધારણ ફરજ છે, પણ બંધન તો એકનેજ ધર્મ પમાડવાનું છે. સ્ત્રી સાથે હસ્ત મેળાપમાં વચન આપેલ છે, કે જે નાવમાં હું બેસીશ તે નાવમાં તને બેસાડીશ; તો પછી પોતે હમેશાં ઘોડાગાડીમાં મોજું કરે અને પોતાની સ્ત્રી ટાંટીયા ઢરડા કરે તે કેટલી હીણપત આપનારૂં કૃત્ય છે? તે પોતે ભવપાર ઉતરવાનાં વહાણને ઓળખી પેતે બેસે અને સ્ત્રીને તે વહાણ ઓળખાવતાં અચકાય; આ કરાર પુરો કર્યો કે? હઠીલાઇથી વહાણ સામું ન જોતી હોય તો ઉપાય નહી પણ વહાણ (ધાર્મીક રસ્તો) ન બતાવાય ત્યાં સુધી ફરજ પુરી થતી નથી. આ પ્રમાણે દરેક મનુષ્યે અનેરાનાં પચ્ચખાણ કરવાં જોઈએ અને પોતાને માટે હદ બાંધવી જોઈએ. જેમ શરીરને કારણે દિશાયે ગયા વગર છુટકો નથી અને ગમે તેવા સુઘડને પણ જવું પડે છે, પણ બે વખતથી ચાલતું હોય તો કોઈ ત્રણ વખત જવા ઈચ્છતું નથી અને જેટલો ઓછો વખત ત્યાં ગળાય તેટલોજ ગાળવા સહુ કોઈ ઇચ્છે છે, તેમ મોહ દિશાના ઉછાળાથી વિષય વૃતિમાં દબાવવું પડે તો તેજ પ્રમાણે વરતવાનું છે.

## ચોથા વૃતના કરાર.

| સાધુને. | શ્રાવકને. |
| --- | --- |
| દ્રવ્યથી-સર્વથા મૈથુન ત્યાગ | દ્રવ્યથી-પુરૂષને પોતાની સ્ત્રી સિવાય અને સ્ત્રીને પોતાના પુરૂષ સિવાયનાં પચ્ચખાણ. |
| ક્ષેત્રથી-આખા લોક પ્રમાણે. | ક્ષેત્રથી-આખા લોક પ્રમાણે. |
| કાળથી-જાવ જીવ. | કાળથી-જાવ જીવ. |
| ભાવથી-નવ કોટી. | ભાવથી-દેવતા, મનુષ્ય, તિર્યંચ સહુની જુદી જુદી રીતે. |

अने जे स्त्री पुरुपने मूल थकी कायाए करी मेहुणं सेववानां पच्चख्खाण होय- જે સ્ત્રી પુરૂષને સર્વથા કાયાએ મૈથુન સેવવાની બાધી કરી હોય. तेहने देवता मनुष्य तिर्यंच संबंधी मेहुणना पच्चख्खाण- તેને દેવતા, મનુષ્ય અને પશુ વગેરે સંગાથે મૈથુન સેવવાની બંધીછે. जावजीवाए-જ્યાં સુધી જીવું ત્યાંસુધી. देवतासंबंधी- દેવના સાથે અબ્રહ્મ સેવવાનાં પચ્ચખાણ. दुविहं-એકરણ. तिविहेणं-ત્રણ જોગ. नकरोमि, नकारवेमि- હું પોતે

મૈથુન સેવું નહિ અને બીજા પાસે સેવરાવવું નહિ. બે કરણ. मणसा, वयसा, कायसा—મન, વચન, કાયાએ, કરી. એ ત્રણ જોગ.

(બે કરણ અને ત્રણ જોગ એટલે) દેવતા સંબંધી છ કોટીએ પચ્ચખાણ.

કોઇપણ દેવતા કે દેવી સાથે મન, વચન, કાયાથી મૈથુન સેવવા સેવરાવવાની બંધી. વિષય સુખ સેવતાં કોઇ વખત દેવતા દેવીનાં વિષય સુખ કેવા પ્રકારનાં હશે એમ અનુમોદના થઇ જવા સંભવ છે માટે અનુમોદનાની બંધી નહીં. અને ત્યાગીને તો સેવવું પણ નહી એટલે અનુમોદનાનો પ્રસંગ પણ રહ્યો નહિ, એટલે તેને અનુમોદનાની પણ બંધી છે.

मनुष्य तिर्यंच संबंधी एगविहं एगविहेणं नकरेमि कायसा—મનુષ્યમાં માત્ર એક કોટી. મનુષ્યમાં માત્ર કાયાની કોટીએ બંધી. ત્યારે શું મન વચનમાં પાપ નથી? એક કોટી બીજે કોઇ સ્થળે નથી અને અહીં એક કોટી કેમ? પાળવાનો પ્રયત્ન તો ત્રણ કોટીનો કરવો પણ પચ્ચખાણ એક કોટીના છે, થોડું લેવું અને ઝાઝું પાળવું.

દીકરા દીકરીને લાયક થતાં લગ્ન કરવાં તેમાં પાછળથી ત્રણ કોટી રહી શકતી નથી. જેને તેવી પંચાયત ન હોય તે સમજણ પુર્વક વીચાર કરી પળાય તેટલી કોટી લીએ, પણ સામાન્ય નિયમ એક કોટીનો છે. કામકાજના વ્યવહારનો પ્રસગ સ્ત્રીઓ સાથે રહ્યો, વળી પોતે સર્વથા ત્યાગી નથી એટલે થોડી છુટને અંગે વીકારી વસ્ત્રાલંકાર તથા ખોરાક વીગેરે રાખે છે. તેથી મન પણ દોડી જવા સંભવે છે, અને હાંસી-મશ્કરીમાં કે કજીયામાં જીભ આમ તેમ ચાલી જાય છે માટે વચનનું પણ બંધ નથી.

## ત્યારે ત્યાગીના મન વચન કેમ ન જાય, તે શું જુદા જુદા પુદગળના છે?

ત્યાગીના તેમજ સંસારીના પુદગળ તો સરખાં હોય છે પણ ત્યાગીઓએ ગોપવવાની વીધીથી ગોપવી રાખેલ છે પણ સંસારીને સર્વથા ત્યાગ નથી. એટલે ગોપવવા પાલવતું નથી જેમ એક ગૃહસ્થ પાસે દાગીના હોય પણ તે કદી પહેરવા કાઢે નહિ અને તેથી સંભારે પણ નહી તો તે દાગીના લુટાઇ જવા દહેશત નથી પણ એક બીજા ગૃહસ્થને રાજ્ય દરબારમાં તે દાગીના પહેરીનેજ જવું પડતું હોય તો બહાર પણ કાઢવા પડે,

અને રીપેર પણ કરાવવાં પડે તો તે લુંટાવવાનો સંભવ છે. માટે ત્યાગીથી સર્વ પ્રકારે નવ કોટી બની શકે છતાં પણ તે કોટી જાળવવા માટે શ્રી ઉત્તરાધ્યયન સુત્રના અધ્યયન ૧૬મામાં નવ વાડ કહી છે, તે જો ત્યાગી ન પાળે તો તેની પણ નવ કોટી ગઇ. એવી નવ વાડ કેટલા રાખે છે તે જાણવા માટે આ વૃત પુરૂં થયા પછી નવ વાડ અત્રે આપવામાં આવશે.

## ત્રિજંચ સંબંધી એક કોટી.

ઘર આગળ ઢોર હોય તેને દવરાવવાં પડે અને જેમ તેને સારાં વાછડાં, પાડાં આવે તેમ સારૂં મનાય, માટે છેલ્લી છ કોટી જેને ઢોર રાખવાં પડે તેનાથી બને નહીં; પણ નજ રાખવાં હોય એવો નિશ્ચય હોય તો વીચાર કરીને પોતાને પાલવે એટલી કોટીએ ત્રીજંચનાં પચ્ચખાણ કરે.

## પણ આગલી બે કોટી તિર્યંચમાં મોકળી શા માટે ?

જો ત્રીજંચ ઉપર ગુસ્સો થતી વખતે પણ તિર્યંચને ગાળ ન દેવી એટલી વાત ધ્યાનમાં રાખે તો તેનાથી ત્રીજંચ માટે પહેલી ત્રણ કોટી બંધ થઇ શકે. ત્યારે તિર્યંચની એકજ કોટી કેમ કહી ?

જે કારણે મનુષ્યને એક કોટી કહી છે તેથી વધારે બાંધી મનુષ્યથી મનુષ્ય સાથે બનતી નથી તેજ પ્રમાણે ત્રીજંચ પણ શ્રાવક છે, પ્રતિક્રમણ કરે છે માટે તેમનાથી ત્રીજંચ સાથે એક કોટીથી વધારે બંધી બને નહી માટે એક કોટી ત્રીજંચ સાથે કહી છે.

આ ખુલાસાને અનુસરી દેવતાથી છ કોટી કેમ બને ?

દેવતા પ્રતિક્રમણ કરતાજ નથી એટલે ફકત મનુષ્ય અને ત્રીજંચનેજ પ્રતિક્રમણ છે, અને તે બન્ને દેવતા સંબંધી છકોટી કરી શકે છે.

પ્રતિક્રમણ તો સામાન્ય પત્રક છે. આસન સહુ સહુને પાલવતાં પુરે, ઘેર ઢોર હોય છતાં પણ જરા વધારે ઉંચા ઉતરી પચ્ચખાણ કરવા ધારે તો તિર્યંચ સંબંધી મન, વચન, કાયાએ ભોગ ભોગવવો નહી એમ [illegible] કોટી કરી શકે, છતાં ત્રીજંચ ન બાન્યાં માટે [illegible] ત્રીજંચ પ્રમાણે પચ્ચખાણમાં [illegible] ત્રીજંચ [illegible] રાખવાનો સંતોષ માનવો [illegible]

## એક વિશેષ ખુબી.

કેટલાક સાધુ તરીકે ખપવા ઇચ્છતારાઓ સંસારી ઉઘાડે મોઢે વાતો કર્યા કરે છતાં તેને વારે નહિ, અને વાતો કર્યે જાય છે અને કહે છે કે વાયરાની દયા ક્યાં પુરણ પળી શકાય એમ છે? કેવો વીચીત્ર જવાબ. ત્યારે પચ્ચખાણ લેતી વખત વીચાર કેમ ન સુજયો? છકાયના પીયરનો ઇલકાબ શા માટે લેવા ઇચ્છે છે? ન પળાય તો પાંચ કાયના પાલકનું પદ ગ્રહણ કરો. શ્રી ભગવાનને એમ ખબર નહોતી કે હાલતાં, સુતાં, બેસતાં વિગેરે ક્રિયામાં વાયરાની દયા નહી પળાય. છતાં શ્રી દશવિકાલીક સુત્રમાં અધ્યયન ચોથું ગાથા સાતમીમાં શિષ્યે પુછ્યું કે— કેવી રીતે હાલતાં, ચાલતાં, સુતાં, બોલતાં પાપ કર્મ ન બંધાય? તો કહે જતનાએ.

શું સર્વથા દયા પળાય તોજ પાળવી નહીંતર કાંઈ નહીં? મકાનમાં આગ લાગે ને કીંમતી કાપડ બહાર નીકળી ન શકે તો પછી શું સાધારણ કપડાં પણ બની શકે તો બહાર ન કાઢવાં? તો પછી તેઓ શા માટે મુહપતી બાંધે છે? આજ્ઞા ત્યાં હુકમ છે. વર્ષાદના પોટલા પડતા હોય છતાં દીશાએ જવામાં

વિરાધીક નહીં, અને લેશ માત્ર ફોરૂં પડતું હોય તો આહાર પાણી માટે જતાં વિરાધીક. એમ જેટલો નીકળી શકે તેટલો માલ કાઢવાનું ન હોય તો પછી જ્યારે મનુષ્ય તિર્યંચનું એક કોટીથીજ બની શકે છે, ત્યારે આખું વૃત એક કોટી રાખત; પણ જેટલું છ કોટી બન્યું તેટલું છ કોટી રાખ્યું, તે બતાવી આપે છે કે જેટલો બચાવ થાય તેટલો કરવાનો પ્રયાસ છે.

## આ વૃત બોલવામાં થતી ભુલ.

આ વૃત સમજવામાં થતી ભુલ વિષે કહેવાઈ ગયું છે, હવે બોલાતી ભુલ એ છે કે ?

૧. સ્ત્રીયો પણ સદારા સંતોષીએ બોલે છે.

૨. વિધુરો અથવા વિધવાઓ અથવા સર્વથા પચ્ચખાણવાળાં સ્ત્રી પુરૂષો પણ એકજ રીતે બોલે છે.

આ એક એવું કારણ છે કે એથી સાફ જણાય છે કે બોલનારને લેશ માત્ર પણ જે બોલાય છે તેનું રહસ્ય સમજવા દરકાર નથી તે પ્રતિક્રમણ કેવી રીતે ફળીભુત થશે ? આટલા આટલાં સાધુજી ને આર્યાજી વિચરે છે તે પૈકી થોડાંજ આવી અસાધુનીની દરકાર કરે છે, નહીંતર તે વાત કેટલેક વરસે સુધરે ખરી.

સ્રીઓએ સભર્તાર સંતોષીય કહેવું.

વિધુરે કે વિધવાએ સર્વથા સંતોષીય કહેવું.

## આગાર.

માણુસમાં ખપવા ઇચ્છનારે આમાં કાંઇ આગાર રખાયજ નહી. જરૂરીઆત જેટલી છુટ કરણ કોટીમાંજ મુકાઇ ગયેલ છે.

આ વૃત તો મોતી સમાન છે, સોનાની કટકી ગમે તેટલી લેવાય પણ મોતીની એક જરીપણ કણી ખરી કે એક પાઇની કીંમત નહીં. ચઢતા ઓછાં પાણીનું હોય પણ ભાંગેલ ન હોય, તેમ પોતને માટે કોઇને થોડા દીવસની છુટ હોય, કોઇને ઝાઝા દીવસની છુટ હોય, પણ પરનો આગાર હોય નહી. એ વાત લખતાં પણ મને શરમ આવે છે, છતાં પણ કોઇની આગારની સમજણ દુર થાય, માટે મારે લાચારી સાથ લખવું પડે છે **एहवा चोथा थुल**–એવા ચોથા મોટા. **मेहुणं**–મૈથુન સેવવા થકી. **वेरमणंव्रतना**– નિવર્તવાના વૃતના. **पंच-अइयारा**–પાંચ અતીચાર. **जाणीयव्वा**–જાણવા. **नसमायरिव्वा**–(પણ) આદરવા નહિ. **तंजहा ते आलोउं**–તે જેમ છે તેમ તે કહું છું.

## અતિચાર.

આ વ્રતના અતિચારના કેટલીક ચોપડીઓમાં એવા વીચીત્ર અર્થ કરેલ છે કે જે મારે અહીં લખવા તે પણ લજા ભરેલું છે, ઘણાં વર્ષ લજ્જાથી દબાઇ રહયો છું પણ તે અર્થ દિવસો દિવસ એટલા પ્રચલીત થતા જાય છે કે હવે તે ખોટા પાડવની દલીલ કર્યા વગર છુટકો નથી અને તે અર્થ બતાવ્યા વિના છુટકો નથી.

આ જે ખોટા અર્થ પ્રથમ હું અત્રે આપું છું તે અર્થ આ લખનારને માન્ય છે એવુ કોઇ ઉપલક વાંચનારે માનવું નહી.

इत्तरिय परिग्गहियागमणे–ખોટા અર્થ–અલ્પકાળનું સ્ત્રી-ગમન.

ખરો અર્થ–અલ્પકાળની સ્ત્રી સાથે ગમન.

ખરા અર્થમાં અલ્પકાળનો વિશેષ્ય સ્ત્રી છે, ને ગમન શબ્દ જુદો છે. હવે જો અલ્પકાળના વિશેષ્ય ગમન થાય, એટલે થોડા વખતને માટે સંભોગ સ્ત્રી ભોગવવાથી અતિચાર થાય, તો પછી વ્રત ભાંગે શી

રીતે? ગમન તો સદારા સાથે પણ અલ્પકાળનુંજ હોય. મુળે પરની જ્યાં બંધીછે ત્યાં વળી થોડા વખતની વાત આવેજ ક્યાંથી? અને જો આવોજ અર્થ લેવામાં આવે તો સ્ત્રીઓ તેનો અર્થ શુ કરે? સ્ત્રીઓ માટે તો કોઇ આવી છુટ નહી આપી શકે ને? વળી કદાચ વિષયલંપટ પુરૂષો ભ્રમર થવાનો દાવો કરશે, માટે તે અર્થ કોઇ રીતે સંભવતો નથી અને એવો અર્થ કરનાર અથવા કાંઇ વિચાર કર્યા વગર માનનારને શું કહેવું તે શબ્દોજ મળતા નથી. ખરો અર્થ એ છે કે પોતાની સ્ત્રી પણ ઉમર લાયક ન હોય તો ભોગવવાથી અતિચાર લાગે. તે પર હોય તો તો વ્રત તુટયું, પણ પોતાની છે, ફકત ઉમરનો બાદ છે, માટે અતિચાર દોષ ગણાય અને અહીં તે સ્થીતીને માટે વ્યવહારીક કાયદામાં પણ સજા છે. ઉપલા ખોટા અર્થ પ્રમાણે પોતાની સ્ત્રીની ઉમરનો નો બાદજ ન રહ્યો ને જે કૃત્ય વ્યવહારીક કાયદામાં ગુન્હો ગણાય, તે કૃત્ય ધાર્મીક કાયદામાં ગુન્હામાં કેમ ન આવે? જરાક વિચાર કરનારને ચોખું સમજાય તેવું છે, બાકી આ ભુલ **આવશ્યક** સુત્ર જોવાથી પણ સુધરે તેમ નથી; કેમકે આવશ્યકમાં તો "ઇતીરીય" એટલે થોડા કાળ એટલુંજ આપેલું છે તે ક્યાં લાગુ પાડવું તેજ જોવાનું છે. સોનાની છરી ભેઠમાં સારી લાગે પણ પેટમાં ન ખોસાય,

તેમ ઉપલા ખોટા અર્થમાં તો સોનાની છરી પેટમાં નંખાય છે ને તેથી સંખ્યાબંધ ખુનો થાય છે.

अपरिग्गहियगमणे—નહી ગ્રહણ કરેલી ભોગવે તો અતિચાર. શબ્દાર્થ તો ખોટો નથી પણ લાગુ પાડવામાં ભુલ ભારે થાય છે. ખોટા અર્થવાળા એમ લાગુ પાડે છે કે જેને કોઇએ ગ્રહણ નથી કરી એવી એટલે વેશ્યા, વિધવા કે કુંવારી ભોગવે તો અતિચાર. આ ત્રણે કલાસ પરમાં ગણાય છે તે કેમ સમજાતું નહિ હોય? પરની કોઈ જાતની છુટ છેજ નહિ, જે કૃત્યને ઓછું હોનીત ગણવું કે વધારે હોનીત ગણવું તે સર્વ પોતાના ઘર માટેજ છે, અને જો તેનો ખોટો અર્થ બતાવેલ છે તે પ્રમાણે અર્થ કરાય તો પછી પ્રતિક્રમણ તો સ્ત્રીઓ પણ કરે અને સ્ત્રીઓને પણ અતિચાર વીગેરે હોય છે. પછી તે ખોટા અર્થ પ્રમાણે સ્ત્રીઓ અર્થ શી રીતે કરે? તેનો જે ખરો અર્થ અહિ બતાવવામાં આવશે તે સ્ત્રીઓને પણ લાગુ પડે છે.

તેનો ખરેખરો અર્થ એવો થાય છે કે—જેને પોતે પુરે-પુરી રીતે ગ્રહણ કરેલ નથી એટલે પોતાની વ્યવહારથી ભોગવાય, પણ જેના લગ્ન થયેલાં નથી પણ વાગ્દાનજ થયેલ છે તેને ભોગવે તે અતિચાર, કેમકે પોતાની છે

એટલે અણાચાર નહિ પણ પુરેપુરી રીતે નથી માટે તદન દોષથી મુકત પણ નહિ, અને જો ખોટા અર્થ ઉપર જઇએ તો પછી ફકત સગાઈ કરેલ ભોગવવાથી લેશ માત્ર ગુન્હો થતો નથી; માટે પાછળથી કરેલો અર્થ ખરેખર લાગુ પડે છે. આ બંને અર્થનું નિરાકરણ આવશ્યકસુત્ર જોવાથી પણ થવા સંભવ નથી, કેમકે શબ્દાર્થ બંને મતના ખરા છે, ફકત લાગુ પાડવાની રીતમાં ફેરફાર છે.

## સાચી વાત ગમે તેમ હોય તો પણ સંભવિત બાબત ઉપર નિરાકરણ થાય તે ઉપર એક દાખલો.

એક વેપારી જારની ખાંણ નાખતો હતો. ત્યાંથી એક મીયાંભાઈ નીકળ્યા, આસપાસ જારના દાણા ઘણા વેરાએલા હતા તેથી મીયાંએ એક દાણો ઉપાડીને તેની એક ફાડ કરીને વેપારીને કહ્યું કે આ ખાણમાં અર્ધી જાર મારી નાખ. વાણીઆએ કહ્યું કે ફકત અર્ધી જારમાં શું વળે ? એમ કહી ના કહેવા લાગ્યો. એટલે મીયાંભાઈએ કહ્યું કે તેમાં તમને શું હરકત છે ? અમારે મીયાંભાઈને વીઆજ હરામ છે તમારી ખાણ ખોલો ત્યારે ફકત જેટલી નાખી છે તેટલી જાર પાછી આપજો.

**अनंगकीडा**—અનેરે અંગે ક્રિડા કરી હોય, આ બોલ પરને માટે છે.

ધ્યાનમાં રાખવાનું છે કે અતિચાર તે પણ દોષ છે, તે કૃત્ય પણ વર્જવા લાયક છે છતાં કરે તો અતિચાર લાગે, અને તે અતિચાર વારવાર સેવાયા કરે તો અણુચાર થઈ જાય, પરદારા ગમન કરવાથી, વ્રત મુલથી ભાંગે પણ ફકત અન્નઅગ ચેષ્ટા (ચુબન વીગેરે) કરવાથી વ્રત ભાંગે નહિં, છતાં પણ અતિચાર લાગે માટે તે પણ ન કરવું. કેમકે તે અણાચારના દરવાજામાં પેસવા જેવું છે, અને આ બોલ પોતાના ઘર ઉપર પણ લાગુ પડે છે. જરા મતી આગળ ચલાવતાં માલુમ પડે છે કે જ્યારે પોતાની સ્ત્રી ભોગવવાથી ચોથુ વ્રત ન ભાંગે તો ચુંબન વિગેરેથી કેમ અતિચાર લાગે પણ તે શબ્દોનો અર્થ અહિં સૃષ્ટી વિરૂદ્ધ કર્મ સભવે છે.

**परविवाहकरणे**—પારકાં દલાંલાં એવા કામ કરવા તે પણ વ્રત ભંગનો દરવાજો છે.

**कामं भोगेस्सुतिवाभिलासा**—કામ ભોગની તિવ્ર અભિલાષા.

કામ ભોગ ભોગવવાથી તે ભોગવાય એટલીજ વખત કરમ બંધાય છે, પણ તિવ્ર અભિલાષામાં લાંબા વખત સુધી તિવ્ર રસની ગાંઠ બંધાય છે. જેને સર્વથી ચોથું વ્રત પાળવું હોય તેણે સર્વથી, અને દેશથી પાળવું હોય તેણે દેશથી, નવ વાડ માંહેલી એક પણ દેશથી કે સર્વથી ભાંગવા ન દેવી. કેમકે શીયળ એક રત્ન છે, તે લુંટાઈ જાય માટે આડી વાડ જોઈએજ. તે વાડ નીચે મુજબ ધ્યાનમાં લેવી.

(૧) સ્ત્રી સાથે એકાંત જગોમાં રહેવું નહિ. (૨) સ્ત્રી સાથે એકાન્તમાં વાત કરવી નહિ. (૩) જે સ્થળે સ્ત્રી બેઠેલ હોય તે સ્થળે બે ઘડી અગાઉ બેસવું નહિ. (૪) કામ ઉત્પન્ન કરે એવા પદાર્થોનો, સ્પર્શ કોઇ પણ ઇંદ્રિથી કરવો નહિ, એટલે કાનથી તેવી વાત ન સાંભળવી, હાથથી તેવી ચીજોને અડકવું નહિ, નાકથી સુગંધ લેવી નહિ, અને આંખથી સ્ત્રીઓના અંગ ઉપાંગ તો શું પણ એવું ચીત્ર પણ જોવું નહીં. (૫) સ્ત્રી રહેતી હોય ત્યાં ભીંતને આંતરે રહેવું નહિ. (૬) પુર્વના કામભોગ સંભાળવા નહિં. (૭) દરરોજ પુષ્ટીકારક આહાર કરવો નહિ. (૮) સાદો અહાર પણ અતિશય ખાવો નહિ. (૯) શરીરની અને કપડા વિગેરેની

શુશ્રુખા કરવી નહિ. વારંવાર ન્હાવું, ધોવું, પટીયાં, સેથા વગેરે આ વાડમાં આવે.

કેટલાક શુરાઓ એમ બોલતા સાંભળવામાં આવે છે કે આવી રીતે વાડ રાખીને માલ સાચવવો તેમાં જબરાઈ શું ? અમે તો માલને વાડમાં ન રાખીએ છતાં લુંટાવા ન દઈએ ત્યારે મરદ ખરા ? આવી મરદાઈમાં પડી રહેવા માગનારાઓએ ઘણાએ ખતા ખાધા છે, માટે એટલી મરદાઈ ભલે ઓછી ગણાય પણ વાડ તો રાખવીજ. આવા માણસોએ એવી કથા ચલાવી છે કે સ્થુલીભદ્રે ગુણીકાને ત્યાં ચોમાસું કર્યું, આ વાતો માનનારા એટલો પણ વિચાર નહિ કરતા હોય કે મુનીને સ્ત્રી સેવવાની મના છે કે સ્ત્રી સગાથે રહેવાની મના છે ? જે ભગવંતની આજ્ઞા વિરાધે તે મુની કહેવાય કે? વિજયશેઠની ને શેઠાણીની એવીજ વાત ચલાવે છે પણ શું ઉંદર ને બીલ્લી સાથે રહી શકે કે ? દારૂ ને દેવતા સાથે રહેવા દેવા તે વાત વગર જોખમની મનાય કે ? કદી કોઈ જગાએ દારૂમાં રહેલો દેવતા અનાયાસે બુઝાઇ ગયો હોય અને દારૂ અનાયાસે સલામત રહ્યો હોય તેથી કરીને હર વખત એમ ભરોસો

રખાય કે ? સરકસમાં સિંહને ઘણા વખત સુધી કુતરા માફક રમાડનારાઓને પણ સિંહે ઝપાટામાં લીધાંના દાખલા જોવામાં આવ્યા છે. માટે એ બડાઈમાં જવુંજ નહિં, અને એટલા ભોળા મનવાળા ગણાવવામાં હીણુ-પત સમજવી નહીં. આ વાડો સર્વથા તો ત્યાગીને માટે છે પણ ગૃહસ્થે પણ જેટલે દરજ્જે શીયળ પા-ળવું હોય તેટલે દરજ્જે વાડો પાળવાની છે. જો જરા તરા વાડનું ઉલંઘન કરે તો તો દેશથી એટલે સદારા સંતોસી એ વૃત પાળી શકે; પણ જો વધારે દરજ્જે કે બંધ નજ કરે તો તે વ્રત તુટેજ.

વિષય સુખ એટલે ફકત ગુહ્યાંદ્રીનો ભોગવટો એટ-લુંજ નથી, પણ ફરસ ઇંદ્રીનો ભોગવટો તે વિષય સુખ છે, તો વર્ણ ગંધ રસ શબ્દ રૂપ વિગેરેની લાલસામાં ચોથા વૃતનો ભંગ પ્રત્યક્ષ છે, માટે સર્વથા ત્યાગીને તેવું કાંઈ પણ કરવાથી તેનું ચોથુ વૃત ટકતું નથી.

નોટ—[ સ્થુલીભદ્ર અને વીજયશેઠનું નામ લખાણમાં કાયમ રાખવા એક તરફથી હૃદય મનાઇ કરતું હતું તેમ એવા નામોને આગળ લાવી સ્વેચ્છાચારી વર્તન કરનારાઓના વર્તનો જોવા સાંભળવામાં આવેલાં તેથી ઉપજેલો ખેદ દબાઇ ન શકવાથી, હૃદય એ નામો ઉપરની કર્તાની ટીકા સાથે રાખવા કહેતું. છેવટે પાછળની વાત મંજુર થઇ છે.

ઘણી વખતે વિશુદ્ધ પુરૂષોના પવીત્રાચારોનાની **અતિશય-મર્યાદા ઉલ્લંઘી જવાથી** A કથાનુયોગનો કોઇ વિશેષ હેતુ કથાકારે યોજ્યો હોય તે ધાર્મીક વ્યવહારમાં અશુદ્ધ થતા કાર્યો નજરે જોવાથી સહન થતા ન હોઇને અનાદાર કરવા અગર અનુમોદવાનો દુઃપ્રસંગ પ્રાપ્ત થાય છે.

એટલું તો ચોકસ છે કે જે દ્રષ્ટાંતો કથાનુયોગમાં કથાકારોએ યોજેલા છે તે દ્રષ્ટાંન્તોમાં અતિશયોક્તિ, અલંકાર વિશેષણનો વેગ, તે વખતની ધુંનને લઇને પરાકાષ્ટાએ પહોંચી હદ ઓળંગાય છે તેવુ કેટલાક દ્રષ્ટાંતો લેતા સમજાય છે, તેમ કેટલાક વાંચનારાઓ પણ કથાનું યોગનો ઉંડો અભ્યાસ કરી તેના અંતરમાં ઉકેલવાનું કામ નહિં કરવાને બદલે ઉપલક દ્રષ્ટીએ છિન્ન ભિન્ન કરી વગોવે છે આ બંનેમાં કોણ કેટલા કેમ દોષીતો છે તે વિચારવાનું વાંચકવૃંદને સોંપીશું ].

સંશોધક.

કેટલાએક ત્યાગીમાં ખપનારાઓ ચટામટા રાખે છે, અને ફુલ ફટાકીઆ જેવા થઇને ફરે છે; તેઓનું બ્રહ્મચર્ય ચોખું શી રીતે હોઇજ શકે? કોઈ કહેશે કે કાયાની કોટીએ તો ચોખું છે ને? પણ એટલો વિચાર કરવો જોઇએ કે તેઓ પોતાને નવ વાડ સહિત નવકોટીથી બ્રહ્મચર્ય પાળવાવાળા ગણાવે છે, તો આમાં વાડ ક્યાં રહી?

વળી તેઓ ઇંદ્રીઓના જીતનાર ગણાય છે, તો તેઓએ ફરસેંદ્રી જીતીજ નથી. ફરસ ઇંદ્રીનો ભોગવટો કાંઈ વિષય સેવવામાંજ સમાયેલો નથી, કોઇ પણ જાતના સ્પર્શથી ઉપજતો આનંદ તે ફરસ ઇંદ્રીનું સુખ ગણાય.

કોઈ ચોકીદારે ધણીનો માલ તાળા કુંચી વગર રખડતો મુકયો છતાં કદી કોઈ ઉપાડી ન ગયું તોપણ તેણે તો ઉપડી જાય તેવી સ્થીતીમાં તો મુકયું કે નહીં? એક નોકર રાખવો હોય–તોપણ તેવો માણસ પસંદ કરવામાં જોખમ છે, કેમકે ટાપટીપ કરતાં શેઠનું કામ કયારે કરે? તેમ આ સાધુ ધ્યાનનું કામ કરે કયારે?

કેટલાક એવું બહાનું બતાવે છે કે અમારે કાંઈ મોહદિશા નથી, પણ અજ્ઞમતીઓ અમને ગંદા દેખી અમારી પાસે આવે નહી, તેથી તેમને બુઝવવાનો પ્રસંગ હાથમાંથી જાય માટે અમે સાફ સુફ રહીએ છીએ. આ તદન ખોટું છે. જો તે માટે રહેવું પડતું હોય તો સાધારણ રીતે બધા સંસારીઓ રહે છે તેથી વધારે સાફસુફ શા માટે રહેવું જોઇએ? સંસારી એટલા બધા સાફ કોણ રહે છે? શિયળવૃત પાળવું હોય તેવા સંસારી શોભા કેવી રાખે છે? શું કોઈ સાદાઈ તિરસ્કારે છે?

ચોથા વૃતમાં જે કાંઈ દોષ લાગ્યો હોય તો तस्समिच्छामिदुक्कडं.



# પાંચમું વ્રત.

નોટ—[ સૂક્ષ્મ પરિગ્રહ.

કોઇપણ સચેત, અચેત, મિશ્ર, વસ્તુ ઉપર મોહનો, અમુક અંશ આશક્તિનું રૂપ લઇ તે રૂપે પરીણમે બંધાય અથવા ન છુટી શકે–એવી જાતનાં આવેશને મુર્છા કહેવાય છે. અને "દસવૈકાલીક" સૂત્રકાર **मुच्छा परिग्गहो वुतो**—મુર્છાનેજ પરિગ્રહ કહે છે.

આવી મુર્છા જે જે ઠેકાણે જે પ્રકારનો ભાવ બતાવે તે પરિગ્રહ કહેવાય છે; આ સુક્ષ્મ પરિગ્રહનો ત્યાગ વીરલા જીવો કરે છે પણ આ વૃતમાં બતાવ્યા પ્રમાણે મોટકું પરિગ્રહ પરિમાણ કરવા ધારે તેથી થઇ શકે.]

**पांचमु अणुव्रत थुलाउ परिग्गहाउ वेरमणं**—પાંચમું મહાવ્રતની અપેક્ષાએ ઓછું. મોટકા (જગતના બીજા લોકો સાથે સરખાવતાં મોટું) પરિગ્રહ થકી (ધન દોલત વીગેરેની તૃષ્ણા) તજવાનું. (આગળ હવે પછી કહ્યા પ્રમાણે).

**मुच्छा परिग्गहो वुतो**--પરિગ્રહ એટલે મમતા. ઉપલક દ્રષ્ટીથીજ જોતાં એમ સમજાય છે કે વધારે દોલતવાળાને વધારે પરિગ્રહવાળા ગણાય. પણ ખરી વાત તેમ નથી. એક બાળકને પોતાના પાંચીકા ઉપર દ્રવ્યવાનના દ્રવ્ય જેટલીજ મમતા હોય, એટલે મમતાનો આધાર ફકત મન ઉપરજ છે. લાખોપતી મનુષ્ય લાખો રૂપીયા મેળવે, ખુવે, ખરચે છતાં મનમાં એવો ભાવ રાખે કે દ્રવ્યનો તો જવા આવવાનો સ્વભાવજ છે. અને તે ઉપરથી મેળવતાં અતી ઉછરંગ ભાવમાં આવે નહી, અને ખોતી વખત એવો ઉદવેગ ધરાવે નહીં, તો આ લાખોપતીને એક ભીખારી કે જેની પાસે ફકત એક કાચલી છે છતાં કાચલી સાથે મડાગાંઠ વાળી છે, તેના કરતાં મમતા ઓછી ગણાય અને ભીખારીનો પરિગ્રહ લાખોપતી કરતાં વધે. પરિગ્રહની વ્યાખ્યા સમજ્યા પછી પ્રત્યક્ષ થાય છે કે પરિગ્રહના વધારામાં ખપવું અથવા ઘટાડામાં ખપવું તેનો આધાર ફકત જ્ઞાન વૃતી ઉપર છે.

ખરો સોદાગર કોણ?--એક મનુષ્ય પાસે પાંચસો લાકડીઓ છે, છતાં કોઈ કહે કે મારી પાસે એક બહુ ફક્કડ લાકડી છે. આપને ખપ હોય તો મારી

ઇચ્છા આપને તે આપવાની છે. હવે જો આ પાંચસે લાકડીવાળાને પાંચસેથી વધારે રાખવાની બંધી ન હોય તો તરત લાવો એમ કહે, એટલે એની લાકડીની ભુખ રહી કે ગઇ ? અને એક માણસ પાસે બે કે ત્રણ લાકડીજ હોય છતાં વધારે મેળવવાનાં પચ્ચખાણ હોય અને પછી ગમે તેવી સરસ લાકડી દેખે તો પણ "ન જોઇએ" એમ કહે તો પછી બેમાં લાકડી ને આશરે સાહુકાર કોણ ? માટે ખરી શાહુકારી તો જ્યારે "નહી જોઈએ" એવા ઉદગાર ઉત્પન થાય ત્યારે આવી કહેવાય, અને તે ઉદગાર પચ્ચખાણ વગર આવે નહીં; એ ઉપર પાંચમું વ્રત તે ખરેખર શ્રીમંત થવાની ચાવી છે—અને તે વગર આખા જગતની સમૃદ્ધી હાથ કરવા છતાં ભિખારી અવસ્થાજ રહે છે. જ્યાં સુધી તે જીવે પચ્ચખાણ નથી કર્યા ત્યાં સુધી તેને કોઇ કહે કે આખા જગતનું દ્રવ્ય આપને સોંપ્યું, પરંતુ એક જગોએ એક પાઈ રહી ગઈ છે :તે લાવી આપું ? તો પછી આ માણસ હા કહે ત્યાં સુધી ભુખ મટી ગણાયજ નહીં.

**બંધી વગર તૃષ્ણા મટે નહી—**ગણીત શાસ્ત્રમાં સંખ્યાનો અંત છેજ નહી. એકસો ચોરાણું આંક સુધી તો સંખ્યાના નામ જૈનશાસ્ત્રમાં છે પણ એટલેથી શું કાંઈ બસ થાય છે ? તેના ઉપર પણ જેટલાં મીંડા

ચડાવીએ તેટલી સંખ્યા વધે કે નહી ? ભલે તેનાં નામ ન હોય પણ કાંઈક સંજ્ઞા તો હોયજ ને ? જેમ કોઈ માણસ જંગલમાં ફરવા જાય, ઘણે દુર નીકળી જાય અને જો મનમાં એમ સંકલ્પ કરે કે પેલું ઝાડનું ઠુંઠું દેખાય છે ત્યાં સુધી જઈને પાછું વળવું છે. તે તો મોડો વહેલો પાછો વળવા પામે, પણ જે એમ નિશ્ચય કરે કે પેલી આકાશ અને જમીન મળી ગયાની લીટી છે ત્યાં પહોંચ્યા પછી પાછું ફરવું છે; તે કોઈ કાળે પાછો ફરવા પામે ખરો કે ? આ પ્રમાણે હદ વગર તો "પાડી શાઈનો દીકરો જીવે ત્યાં સુધી શીવે" જે મર્યાદામા ન આવે તેનાથી પેલાં ત્રણ વૃત પણ જોઈએ તેવાં પળાય નહી કેમકે અસંતોષવૃતી હીંસા કરવા જુઠું બોલવા, તથા અદત્ત લેવા લલચાવે પણ જેણે હદ કરી છે, તેને તો બધો પ્રયાસ હદ સુધીનોજ છે માટે હદ પુરી થાય ત્યાર બાદ તેને એવું કશું કરવું રહેતું નથી.

**હદ કેવડીક જોઇએ ?**—એકદમ વૈરાગ ભાવમાં આવી બહુ થોડીક રકમમાં હદ બાંધવાથી કોઈ કોઈની હદ તુટવાનો સંભવ છે કેમકે આ પચ્ચખાણ જીવંત પર્યંતના છે. સો રૂપીયાની મુડીવાળો બીચારો એમ સમજે કે મારે પાંચસે કયારે થવાના હતા એમ કરી

જાવજીવ તે ઉપરની બંધી કરે ને જો નભાવે તો ઉત્તમ પણ જો ન નભે તો લાભ કરતાં હાની થાય. તેજ પ્રમાણે ગમે તેટલી મોટી રકમ મોકળી રાખે તો પણ કાંઇ ખોટું નથી, ભલે તેવડી મોટી રકમ કોઈ કાળે મળવા સંભવ ન હોય તોપણ બંધી છે, તે મેળવવાની ઇચ્છાની છે, ને પુરૂષના નશીબ આડું પાંદડું છે તે પાંદડાં ઘણાનાં એકાએક કોઇ સુરતી મળવાથી કે વારસો મળવાથી ખસી જઈ ભીખારીના શ્રીમંત થતાં નજરે જોવામાં આવ્યા છે, માટે હદ મોટી હોય તો કાંઇ વાંધો નહીં. એથી વધે તો ન રાખે. પણ તે હદ એવડી હોય છે કે પોતાની આજીવકા સુખેથી ચાલી જાય છે એટલે વાંધો આવે નહીં.

### આવી હદ પુરી થઇ રહ્યા પછી ધર્માદો કરવાને ઇરાદે દ્રવ્ય મેળવાય કે ?

ધર્માદો એ પણ એક પ્રકારનો ભોગવટો છે, તેમાં શુભ કર્મનો બંધ છે. લોકમાંથી કિર્તી પ્રાપ્ત થાય છે. ધર્માદો આપણે આપણા ભોગવટા માટે જે રકમ કમાતા હોઇએ તેમાંથી થાય, પણ ધર્માદા માટે કાંઈ કમાવા બેસાય નહી; કેમકે પાપ વગર કમાવાતું નથી અને હાણુવા, ન્હાણુવા પાપ કરાય તે વાત જુદી પણ

કાંઈ કેવળ ધર્માદા કરવા પાપ કરાય નહીં, એમ તો ન થાય પણ ધ્યાન ન રહેવાથી હદ ઉપરાંત પરિગ્રહ થઇ જાય ત્યારે તો તે ધર્માદે વાપરવી, છતાં ધ્યાન ન રહેવા બદલ અતિચાર દોષમાં તો આવવુંજ પડે.

નોટ—[ ઘણા શ્રીમંતો મર્ણ અવસ્થામાં પડેલા પોતાના સંબંધીને અમુક રકમ ધર્માદા કરવાનું સંભળાવે છે. તથાપી વર્ષોના વર્ષો સુધી તે રકમમાંની એક પાઇ વપરાતી નથી, અથવા તો જૈનશાળા, કન્યશાળા વગેરે કેળવણીના આવેલ ખરડાઓમાં એ રકમ ભરાવે છે. આ વ્યાપારીઓની ઉદારતાની કેટલી ને કેવી કુશળતા લેખવી].

સંશોધક.

**खेत वथ्थुनुं यथा परिमाण**--ખેતર વાડી વગેરે ઉઘાડી જમીન, ઘર વગેરે ઢાંકી જમીનની જેટલી મર્યાદા (યથાશકિત) કરી છે. **हिरण सोवननुं यथा परिमाण**-રૂપાની, સોનાની, જેટલી મર્યાદા (યથાશકિત) કરી છે. **धनधाननुं यथा परिमाण**—મહોરબંધ નાણાંની, સીક્કાબંધ નાણાંની, ચોવીસ જાતના અનાજની જેટલી મર્યાદા (યથાશકિત) કરી છે. **दुपद चउपदनुं यथा परिमाण**-બે પગાં મનુષ્યાદિક ચાકર, નોકર, બે પગાં પક્ષી-મેના વીગેરે ચોપગાં-ઢાર, ઘોડા, હાથી, ગાય વિગેરેની જેટલી

મર્યાદા ( યથાશકિત ) કરી છે. कुवियत्नुं यथा परिमाण-ઘરવખરીની. ઘરમાં રાખવા જોગ રાચ રચીલું વિગેરેની જેટલી મર્યાદા ( યથાશકિત ) કરી છે.

## પાંચમા વ્રતની વીધી.

| સાધુનું | શ્રાવકનું |
|---|---|
| દ્રવ્યથી—કોઇ પણ જાતની મમતાની બંધી. | દ્રવ્યથી—ઉપર બતાવેલા બાહ્ય પરિગ્રહની હદ બાંધવી તે. |
| ક્ષેત્રથી—આખા લોક પ્રમાણે | ક્ષેત્રથી—આખા લોક પ્રમાણે |
| કાળથી—જાવજીવ | કાળથી—જાવજીવ અથવા મહાવરા માટે અમુક વખત. |
| ભાવથી—નવકોટી | ભાવથી—મન, વચન અને કાયાથી હદ ઉપર માત્ર મેળવવાની બંધી પણ મેળવવાની નહીં. |

ए यथा परिमाण कीधुं छे ते उपरांत पोतानो परिग्रह करी राखवाना पच्चखाण—એ પ્રમાણે ( ઉપર

કહ્યા મુજબ) યથાશક્તિ જેવી જેવી મર્યાદા કરી છે તે ઉપરાંત (ઉપર કહ્યા પ્રમાણે) હદ કરતાં વધારે પરિગ્રહ કરવાની બંધી. जावजीवाए--જ્યાં સુધી જીવું ત્યાં સુધી (ત્રણ કોટીએ). एगविहं--એક કરણે કરી. नकरेमि--કરૂં નહિ (મર્યાદા ઉપરાંત) કરણ. तिविहेणं –ત્રણ જોગે કરી. मणसा, वयसा, कायसा-મને, વચને, કાયાએ. એમ ત્રણ જોગ અને એક કરણ એટલે ત્રણ કોટીએ.

### આ વ્રત ત્રણ કોટી શા માટે?

અગાઉ કહેવાઇ ગયું છે કે જેટલી કોટી પળે તેટલી પાળવી, કાંઇ વધારે લેવાથી વધારે લાભ નથી. જો છ કોટી કરે ને પોતાની હદ જેટલું પોતા પાસે થઇ જાય તો પછી છોકરાઓને કાંઇ કામ ન શીખવી શકે? કેમકે કમાણીનું કામ શીખવવું તે પણ પરિગ્રહ મેળવાવ્યો કહેવાય, માટે વ્રત ધારીનાં છોકરાં ભુખે ન મરે તે વાત પણ જાળવવામાં આવી છે.

एहवा पांचमा थुल—એવા પાંચમા મોટા. परिग्रह–દોલત વગેરે. परिमाण—પ્રમાણ. वेरमणं व्रतना—તજવાના વ્રતના. पंचअइयारा-પાંચ અતિચાર. जाणीयव्वा

—જાણવા. नसमायरिवा—(પણ) આચરવા નહિં. तंजहातेआलोउं—તે જેમ છે તેમ કહુંછું.

અતિચાર-૧ खेतवथ्थु पमाणइकमे-ઉઘાડી જમીનની[1] ઢાંકી જમીનની[2] બાંધેલી મર્યાદા તોડી હોય. ૨ हिरण सोवन पमाणाइकेम—રૂપાની[3], સોનાની[4] બાંધેલી મર્યાદા ઓળંગી હોય. ૩ धन धान पमाणाइकमे-રોકડ નાણું[5] દાણા[6] ધાનની મર્યાદા ઓળંગી હોય. ૪ दुपद चउपद पमाणा इकेम- બેપગાં[7], ચોપગાંની[8] મર્યાદા ઓળંગી હોય. ૫ कुविय पमाणा इकमे-ઘર વખરાની[9] મર્યાદા ઓળંગી હોય.તે નવે બાબત હદથી વધારે રાખે તો તે વ્રત ભાંગે ને અણાચાર થાય, પણ હદ ઉપરાંત થઇ ગયેલ હોય તો તે વાત ધ્યાનમાં ન હોય તોપણ અતિચાર તો લાગેજ. પણ તે ધ્યાનમાં આવે કે તરત હદમાં લાવી મુકે તોજ અતિચાર, નહીં તો અણાચાર—અમુક વખત સુધી તે ધ્યાન ન રહેવા સંભવ છે, કેમકે સરવૈયું કાંઈ હરરોજ કઢાતું નથી.

## સાધુ મુનીરાજ ઉપગરણ રાખે છતાં પરિગ્રહના ત્યાગી શી રીતે ગણાય ?

પ્રથમ કહેવાઇ ગયું કે પરિગ્રહમાં મુખ્ય વાત મમતાની છે. જે સાધુ ભલે કલપતાં ઉપગરણથી પણ કમતી રાખે, છતાં પણ તે ઉપર મમતા રાખે તો તેણે પરિગ્રહ ત્યાગો નથી. પોતાના શરીર ઉપર પણ મમતા રાખવી કલ્પી નહિં. તેને વળી ક્ષેત્ર ઉપર, સ્થાનક ઉપર, પુસ્તક ઉપર, કપડાં ઉપર, પાતરાં ઉપર મમતા ભાવ હોયજ શી રીતે ? અને તે મમતા જો હોય તો પછી પરિગ્રહના ત્યાગી કહેવાયજ કેમ ? માટે ગમે તેટલા ઉપગરણથી વધારે રાખીને મમતા રહિતછું એમ કહેવું પણ ન પાલવે. શાસ્ત્રનાં ફરમાનથી વધારે ઉપકરણ તે મમતા રહિતપણે પણ ન પાલવે. અને શાસ્ત્ર અનુસાર ઉપગરણ અને તે પણ કેવળ મમતા રહિત જોઇએ અને પોતાથી બંને વખત પડીલેહણ ન બને તેટલું ઉપગરણ તો રખાયજ શી રીતે ? આમાં પેટી પટારાની છુટ કયાં રહિ ?

આ ઉપર એક દાખલો—એક ત્યાગી હતો તે પોતે દ્રવ્ય ન રાખતો પણ સાથે એક શિષ્ય હતો તેની પાસે રખાવતો. (પચ્ચખાણ ત્રણ કોટી હોય તો આમાં

કાંઈ વાંધો નહિં, આ તો પોણી નવકોટીમાં પણ અણાવવું તે પણ પાલવતું નહિં.) તે ત્યાગી કોઈ વિચીક્ષણ રાજા પાસે સહેજે જઈ પહોંચ્યો, રાજાએ પુછયું મહારાજ કાંઈ દ્રવ્ય રાખો છો ? સાધુએ જવાબ આપ્યો અમારે ત્યાગીને દ્રવ્ય રાખવું ન કલ્પે પણ આ શિષ્ય સાથે છે તે રાખે છે. રાજાએ કહ્યું મહારાજ ત્યારે હું અને તમે બંને સરખા; હું પણ દ્રવ્ય હાથ ઝાલતો નથી, ગણુતો નથી, હિસાબ માંડતો નથી. બધું ખજાનચી કરે છે. પોતાની નેશ્રાએ પરપાસે દ્રવ્ય રખાવનાર આ રાજા જેવા છે, પણ શ્રાવકો રાજા જેવા વિચીક્ષણ બને ત્યારે ભોપાળાં ખુલાં થાય.

**કેટલાક ઢીલ સાધુ સાધ્વી તરફથી થતી દલીલ-** આ વૃત્તમાં બતાવવામાં આવ્યું છે તેવું ચોખ્ખું પળાય તો પછી કેવળ આ ભવમાં શા માટે ન થાય? આ ભવમાં કેવળ નથી, તેથીજ એમ ખાત્રી થાય છે કે આજ ચાલે છે, તેમજ ચાલવા દેવું. આજે વીતરાગી સંજમ છે કે સરાગી એટલું તો વિચારી જુઓ? આ પ્રમાણે કહેનારને જવાબ—કેવળ થાય નહીં અને સરાગી સંજમ છે તે વાત ખરી પણ કેવળ શું કારણે થતું નથી તેનો દાખલો—કોઈ ઉતમ ત્યાગીને કોઈએ

વાત ઉપરથી વાત નીકળતાં સમાચાર આપ્યા કે તમારા સંસારી ગામનો શામજી ગુજરી ગયો, સમાચાર સાંભળી મહારાજ ચમકી ગયા (છદમસ્ત માટે જેથી કરીને કેવળ થતું નથી) પછી તેની શ્રદ્ધા ક્રિયા વિગેરેની તારીફ કરવા લાગ્યા ત્યારે સમાચાર આપનારે કહ્યું કે શામજી શ્રાવક નહિ પણ ખોજો. ત્યારે મહારાજ શાંત થઇ ગયા. કાંઇ ખોજાના મૃત્યુથી ખુશી નહી પણ આટલી સંબંધીની ગાંઠ માટે સરાગી સંજમ, વિતરાગીને ભિન ભાવ લાગેજ નહીં.

## ક્રોધ, માન, માયા, લોભમાં ધુંધવાતા ત્યાગી એવો બચાવ કરે છે. આજ કાલે સંજમની ચોકડી તો રહેલી છે નહિંતર કેવલ ન થાય?

જવાબ—જેમ એક માણસ પાસે તેલની ભરેલી બરણી હોય તેથી તે બરણીમાં તેલ હોય ત્યાં સુધી ઘી લઇ શકાય નહિ, તેમ ત્યાં સુધી સંજળના દળીયાં ચોટેલાં હોય ત્યાં સુધી કેવળ આવે નહિ. પણ તેથી તેલની બરણીવાળાને તેલના બનાવેલા પદાર્થો ખાવાજ જોઇએ એવું બંધન નથી, તે પ્રમાણે સંજમના દળીયાં

છે તે વાત ખરી પણ તે ઝબકે કે તુરત દબાવવાં જો-ઇએ. જેમ ચુલામાં અગ્ની ભારેલો હોય તેથી ધુંમાડો કે લાઈ લાગે નહિં પણ તે ચુલામાં અંદર અગ્ની છે, તેથી તેમાં નોટું છુપાવાય નહી, તેમ આત્મામાં કેવલ ઠરે નહિ પણ એકે કષાયનો ઉપયોગ થાયજ નહિ.

સાધુને પાંચ મહાવૃત હોય અને શ્રાવકને બાર વૃત હોય તો કલ્યાણ કરવાની ઉતાવળ સાધુને હોય છતાં શ્રાવકને ઓછાં વૃત અને સાધુને ઝાઝાં વૃત શા માટે ?

સાધુને કલ્યાણ કરવામાં વધારે ક્રિયાની જરૂર ખરી; પણ જેમ ડબલ પનાનું કપડું અરધું જોઇએ તેમ સાધુનાં વૃત તદન આગાર વગરનાં અને નવ કોટીનાં છે, માટે તે પાંચમાં બધું આવી જાય છે, અને શ્રાવકના વૃત ઉણાં એટલે ઓછા પનાના કપડાં જેવાં છે, તેથી બરાબર હોય તો પણ સાધુના વૃતને પહોંચે નહિ.

એમ પાંચમા વૃતને વિષે જે કાંઇ દોષ લાગ્યો હોય તો તે तस्समिच्छामीदुक्कडं.

# छठुं वृत.

छठुं-छठ्ठुं. दिशिव्रत-दिशानुं मान (दिशानी हद) बांधवानुं व्रत. उर्धदीशितुं-उंचुं चडवुं पडे ते दिशानी (पर्वत वगेरे). यथापरिमाण-यथाशकित प्रमाणे मर्यादा करी छे. अधोदिशीनुं यथापरामिाण-नीची एटले हेठळ जवानी दिशानुं यथाशकित प्रमाणे मर्यादा करी छे. तिरीयादिशिनुं यथापरिमाण-तिर्छि एटले जळ तथा स्थळ बने ठेकाणे, चारे दिशाए जवानुं (उतर-दक्षीण-पुर्व-पश्चिम) यथाशकित प्रमाणे मर्यादा करी छे. एययापरिमाण कीधुं छे-ए प्रमाणे यथाशकित मर्यादा करी छे. ते उपरांत सइच्छाए कायाए जइने-ते सिवाय पोतानी मरजीथी पोतानी कायाए करीने. पांच आश्रव अने अढार पाप-पांच आश्रव अने अढार पाप. सेववाना पच्चखाण-करवानी बंधी. जावजीवाए-ज्यां सुधी जीवुं त्यां सुधी. दुविहं-बे करणे करी. तिविहेणं-त्रण जोगे करी. नकरेमि-हुं पोते करूं नहि. नकारवेमि-बीजा पासे करावुं नहिं. मणसा वयसा कायसा-मने, वचने, कायाए करी एम बे करण ने त्रण जोग

એટલે છ કોટીએ પચ્ચખાણ. છઠું ગુણ વ્રત શા માટે? પહેલાં પાંચ વૃતમાં જે આગાર રાખવા પડયા છે પણ તે કાંઇ આખા લોકમાં રાખવાની જરૂર નથી. અમુક ક્ષેત્રમાંજ તે આગાર રાખે, અને તે ઉપરાંતના ક્ષેત્રમાં સર્વ પ્રકારે બંધ કરે તો કાંઈ વહેવાર અટકે નહિ, અને ઉપલાં પાંચેય વૃતમાં આગાર ભુરાઈ જવાથી ગુણ થાય, માટે તે ગુણવૃત કહેવાય છે. પણ જયાં આગાર હોયજ નહિ ત્યાં ગુણવૃત શું ગુણ કરે? અવગુણ હોય તો ગુણ કરવો રહ્યોને? જેમ બાળકો ઠીકરાનાં ઘોલકાં કરીને તેને મહેલાત સમજે તેમ દિક્ષા પાળવાને અશકત હોય તે "ફુલ નહિ તો ફુલની પાંખડી" તે પ્રમાણે છઠું વ્રત પાળે તે પણ અમુક હદ બહાર સાધુપણાના નમુના રૂપ છે. ત્યાગીને અઢારે પાપનાં જાવજીવનાં પચ્ચખાણ છે, પણ સંસારીને તેમ નથી, માટે ઉત્તર, દક્ષિણ, પુર્વ અને પશ્ચીમ ઉંચે અને નીચે છયે દિશામાં બાંધેલી હદ ઉપર જઈને જાવ જીવ સુધી અઢારેય પાપ મન, વચન, કાયાએ કરૂં નહિ, કરાવું નહિ, આવું છઠું વ્રત છે તેમાં હદ ઉપર જવું નહિ એમ ન બોલવું. જવું નહિ અને પાપ કરવું નહિં તેમાં શું ફેર? જેમ ગમે તે જાતના વાણીયા હોય પણ ભાણા વ્યવહાર આશરે કોઈમાં ફેર ગણાવોજ નથી, પણ સમપણ

સંબંધી આશરે ફેર પડે છે, તેમ સસારીને બંને એકજ છે પણ ત્યાગીને ફેર પડે છે. સંસારીને જવાનું પ્રયોજન પણ પાપનું હોય, અને જવાની રીત પણ પાપની હોય પણ નુકશાન પાપમાં છે. જવામાં નથી. સાધુને પાપનાં તો પચ્ચખાણજ છે એટલે તેને હદ બાંધવાની જરૂર નહિ અને ગમે ત્યાં જઈ શકે એટલે ત્યાગીને એવી હદ બાંધવાની જરૂર નથી. આ વ્રત જાવજીવનું છે. માટે તે હદ એટલી વિશાળ રાખવી કે જે ઉપરાંત આખા જનમમાં જવાનો ખપ ન પડે એટલે તે ઉપરાંતના ક્ષેત્રમાં આપણું વ્રત પણ આગારી ના કહેવાય.

**एइवा छठा**—એ પ્રમાણે છઠા વ્રતમાં. **दिशि**—છ દિશાએ જતાં પાપ લાગ્યું હોય તે. **वेरमणं व्रतना**—તજી દેવાના વ્રતના. **पंच अइयारा**—પાંચ અતિચાર. **जाणीयवा**—જાણવા. **नसमायरिवा**—(પણ) આદરવા નહિં. **तंजहाते आलोउं**—તે જેમ છે તેમ કહું છું. **उढ दिशि पमाणइकम्मे**—ઉંચી દીશા સબંધી કરેલી મર્યાદા ઓળંગી હોય. **अधोदिशि पमाणइकम्मे**—નીચી દીશા સંબંધી કરેલી મર્યાદા ઓળગી હોય. **तिरिय दिशि पमाणइकम्मे**—જળ અને સ્થળ બંને ઠેકાણાની

ચારે દીશા સંબંધી કરેલી મર્યાદા ઓળંગી હોય. **खेतवुद्धी**–ક્ષેત્રવદ્ધી એટલે એક દિશા ઘટાડીને બીજી દિશા વધારી હોય. **सइअंतरधाए**–સંદેહ પડયા છતાં (કરેલી હદ કરતાં) આગળ ચાલ્યા જવાયું હોય.

એહવા છઠા વૃતને વિષે કાંઇ દોષ લાગ્યો હોય તે **तस्समिच्छामीदुःक्कडं.**



# સાતમું ગુણવ્રત.

**सातमुं व्रत**—સાતમું વ્રત. અમુક ગાઉની હદમાં આવ્યા પણ એટલા બધા ગાઉ જવાનો તો કોક દીવસ ખપ પડે માટે છુટ રાખેલ છે, પણ તેની અંદરના દરેક સરસામાનનો દરરોજ ભોગવટો કરવો પડતો નથી, માટે હમેશ તે પદાર્થોની ક્ષેત્રની અંદર પણ મર્યાદા કરે, એટલે ઉપર બતાવ્યા પ્રમાણે બીજાં બધાં વ્રતને ગુણ કર્યો, માટે તે પણ ગુણ વ્રત કહેવાય અને સાધુને પાપની બંધી એટલે તે વૃતની જરૂર નહિ. **उवभोग**—એક વાર ભોગવવાની ચીજ તે ખાવાની ચીજ. ખવાઇ ગયું એટલે થઇ રહ્યું. **परिभोगविहं**–

વારંવાર ભોગવવાની ચીજ, એટલે કપડું જે એક વાર ભોગવ્યા છતાં પાછું ફરી ભોગવી શકાય છે.

पच्चखायमाणे–બંધી કરવી. ૨૬ બોલની મર્યાદા બાંધવી.

१ उल्लणीयाविहं–શરીર લુછવાના ટુવાલ તથા હાથમાં રાખવાના રૂમાલ તેની મર્યાદા.

२ दंतणविहं–દાતણની મર્યાદા.

३ फलविहं–વૃક્ષ આદીના લીલાં સુકાં ફળ જે ન્હાવાના ઉપયોગમાં આવે છે તેવાની મર્યાદા. ફળની મર્યાદા.

४ अभ्यंगणविहं—તેલ વિગેરે શરીરે ચોપડવાની વસ્તુની મર્યાદા.

५ उवटणविहं—મર્દન કરવાની એટલે ચોળવાની વસ્તુ પીઠી વગેરેની મર્યાદા.

६ मंजणविहं—ન્હાવાનાં પાણી વીગેરેની મર્યાદા.

७ वथ्थविहं—શરીરે પહેરવા ઓઢવા તથા પાસે રાખવાનાં વસ્ત્રની મર્યાદા.

८ वीलेवणविहं—ગુખડ વીગેરે વીલેપન કરવાની વસ્તુની મર્યાદા.

९ पुफविहं—ફુલ સુંઘવા તથા ભોગવવાની મર્યાદા.

१० आभरणविहं—ઘરેણાની મર્યાદા.

११ धुपाविहं—અગરબતી વીગેરે ધુપ કરવાની વસ્તુની મર્યાદા.

१२ पेज्जाविहं—પીવાની વસ્તુ ઓસડ કાથ વગેરેની મર્યાદા.

१३ भख्खणविहं—સુખડી પકવાન વીગેરે ખાવાની વસ્તુની મર્યાદા.

१४ उदनविहं—લાસું ધાન ઘઉં બાજરો વગેરે તથા કાચું પાકું ધાન ખાવાની મર્યાદા.

१५ सुपविहं—ચણા વિગેરે કઠોળ કે જેની દાળ થાય તે કાચું પાકું ખાવાની મર્યાદા.

१६ विगयविहं—ઘી, તેલ, દુધ, દહીં, ગોળ, ખાંડ, સાકર એ સાત સામાન્ય વિગય છે તેની મર્યાદા. માખણ, મધ, માંસ, દારૂ એ ચાર મહાવિગય છે, અને માંસ અને દારૂ એ બે તો અભક્ષછે, મહાવિગયનો તો શ્રાવક શ્રાવિકાને સર્વથા ત્યાગ હોવો જોઇએ.

१७ शाकविहं—લીલોતરી શાકની મર્યાદા.

१८ महुरविहं--દ્રાક્ષ, બદામ વિગેરેની મર્યાદા.

१९ जमणविहं—જમવાની મર્યાદા. (એટલે અમુક વખતે આટલી વસ્તુ આટલા વજન સુધી ખાવી ).

२० पाणीविहं--પાણી પીવા માટે પાણીની મર્યાદા. (તોલ તથા વખત)

२१ मुखवासविहं--સોપારી, લવીંગ, એલચી, તજ વગેરે મુખવાસની મર્યાદા.

२२ वाहनविहं--ગાડી, ઘોડા, રથ, વહાણ વગેરે ફરતાં, તરતાં, અને ચરતાં વાહન વાપરવાની મર્યાદા.

२३ वाहनिविहं--પગરખાં, મોજાં વીગેરે પહેરવા તથા વાપરવાની મર્યાદા.

२४ सयणविहं-શય્યા પલંગ વીગેરે સુવા બેસવાનાં આસન વાપરવાની મર્યાદા.

२६ सचिनविहं—સચેત ( જીવ સહીત ) વાપરવા તથા ખાવાની મર્યાદા.

२६ दव्वविहं—દુધ, હીંગ, ગુદ વીગેરે સચેત અચેત વસ્તુ ખાવાની મર્યાદા.

કહેવત છે કે "કરકસર ને વહાણની સફર" એટલે વહાણની સફર કરવાથી જે કમાઈ થાય તેટલી કમાઈ કરકસર કર્યાથી થાય છે. વળી કહેવત છે કે "કરકસર તે બીજો ભાઇ છે." એટલે જેમ ભાઈ કમાવવામાં મદદ કરે તેમ કરકસરની ટેવ પણ ઉમેરો કરે. કરકસર ન શીખે તેને અનીતી કરવીજ પડે, કેમકે હદ વગરની મોજ શોખને માટે આખી દુનીઆનો પૈસો એક જણ પાસે હોય તો પણ થોડો છે. જે જે ખાતાંઓ બહુ સારી રીતે ચલાવવાં હોય તે દરેક ખાતામાં બજેટ જોઇએ. તેમ સાતમું વ્રત તે ખરેખરૂં બજેટ છે. ઇંગ્રેજીમાં કહેવત છે કે જો અનીતિમાં ન રહેવું હોય તો "Let not your wants exceed" તો તારી ખપ પડતિ ચીજો હદમાં રાખજે તે સાતમું વ્રતજ છે. કાંઇ પણ જાતનો વિચાર કર્યા વગર જે ચીજ હાથમાં આવે તે ટપ લઇને મોઢામાં મુકવી એટલે મોઢાને કાંઇ તાળું નથી, પણ વિપ્રીત ગુણ દોષની ચીજો શરીરમાં દાખલ થઈ અપ્રમાદ કરે છે. માટે મન ઉપર કાબુ રાખતાં તો શીખવુંજ જોઇએ. મન ઉપર કાબુવાન માણસ તે સોંપેલું કામ પાર પાડે છે, અને બીજાને તો ગમે તેવો બેપરવાઇ હોય તોપણ ડોળીઆના સાર્યા નીચું જોવું પડે છે.

**इत्यादिकनुं यथा परिमाण कीधुं छे**—એ છવિસ બોલ તથા એ સિવાયની યથાશકિત પ્રમાણે મર્યાદા કરી છે. **ते उपरांत**—તે નકી કરેલી મર્યાદા ઉપરાંત **उवभोग**—એક વાર ભોગવવામાં આવે એવી વસ્તુ. **परिहभोगा**—વારંવાર ભોગવાવામાં આવે એવી વસ્તુ. **भोगनिमीते**—ભોગવવા, સેવવા તથા વાપરવા માટે. **भोगववाना पच्चखाण**—ભોગવવા, સેવવા, વાપરવાની બંધી. **जावजीवाए**—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. **एगविहं**—એક કરણે કરી. **तिविहेणं**—ત્રણ જોગે કરી. **नकरेमि**—હું કરૂં નહિ એટલે ભોગવું સેવું કે વાપરૂં નહિ. (કરણ) **मणसा वयसा कायसा**—મને, વચને, કાયાએ કરી ત્રણ જોગ. એક કરણ ને ત્રણ જોગ એટલે ત્રણ કોટીએ પચ્ચખાણ.

**ધ્યાન દીઓ કે અહીં ફકત ત્રણ કોટી શા માટે કરી હશે ?**

ત્રણ કોટી ન કરે તો પછી ચીજો બીજાને દેવાનું પણ બંધ થાય, તો પછી ઘરમાં બીજા માણસો હોય, કોઇ મેમાન આવે તેનું શું થાય ? વળી મહેમાન વગેરેનો બંદોબસ્ત કરનાર બીજું કોઇ હોય ને ફકત પોતા ઉપર આધાર ન હોય તોપણ તે વૃત ત્રણ કોટીથી વધારે થાયજ નહિ, કેમકે તેની અંદર કેટલાક બોલ

પુણ્ય ઉપાર્જનક છે. તો પછી જો તે બધા બોલની છ કોટી બંધી કરે તો પુણ્ય ન કરવું તેવું બંધન આવ્યું મનાતો સારું કામ કરવાની હોય ? તેમ છતાં પાપ સ્થાનકનો ત્યાગ હોય ત્યારે છ કોટી બંધી કરવાને હરકત નથી, કેમકે જે પુન્ય કરવામાં જરાપણ પાપ આવે તે પાપ, પાપના પચ્ચખાણવાળાથી સેવી શકાય નહિ. મોટા ઘણી કમાણીના વેપાર પાસે પરચુરણ વટાવની દરકાર રહેતી નથી. આ ઉપરથી એમ સાબીત થાય છે કે જે વખતે ગૃહસ્થને પાપનાં પચ્ચખાણ ન હોય તેને ખાવા પીવાની બંધી ૩ કોટીનીજ પાલવે. અહાહા ! વ્રતના કેવા બાંધા છે ? જેમાં પરોણાગતને લેશ પણ વાંધો આવતો નથી.

**एहवा सातमा**–એવા સાતમા વ્રતમાં. **उपभोग**–એકવાર ભોગવાય તેવી વસ્તુ. **परिभोग**–વારંવાર ભોગવાય તેવી વસ્તુ. **दुविहे**–બે પ્રકારે. **पन्नते**–કહી છે. **तंजहा**–તે જેમ છે તેમ. **भोयणाउय**–ભોજન સંબંધી. **कम्मउय**–વેપાર સંબંધી. **भोयणाउय**–ભોજનના. **समणोवासएणं**–શ્રાવકને. **पंचअइयारा**–પાંચ અતિચાર. **जाणियवा**–જાણવા. **नसमायरिवा**–(પણ) આદરવા નહિ. **तंजहा ते आलोउं** તે જેમ છે તેમ કહી દેખાડું છું. **सचिताहारे**–સચેતનો આહાર કરે તે અતિચાર. આ બાબતમાં વિચાર કર-

વાનો છે, સચેતનો આહાર તો ઠેઠ છઠી પડીમા સુધી કરાય છે. ત્યારે આનો અર્થ શું ? વળી ૨૬ બોલમાં સચિતવિહું એટલે સચેત આહારની મર્યાદા છે. એટલે કાંઇપણ સચેત આહાર ખપે છે ખરો ; ત્યારે અતિચારનો અર્થ એમ સંભવે છે કે જે લીલોતરી ખપે છે તે પણ કાચી નહીં. આમાં ઉપલક દ્રષ્ટીથી કોઇ હાંસી કરે કે, આ ઠીક વાત. મુળા કાચા ન ખાવા, પકવીને જીવ રહિત ખાવામાં વાંધો નથી. વાહ ! વાહ ! ! દયા તો ભારે ગોતી કાઢી, તેનો જવાબ એ છે કે ભાઇ જે લીલોતરીઓ બીજા માણસો રાંધેલ તેમજ કાચી ખાય છે તે બંને ત્યાગે તેને ધન્ય છે, મારાથી તેમ નબન્યું; ધીક છે મને. એવો વખત ક્યારે આવશે કે બંને ત્યાગું. માટે અત્યારે તો એક કાચીજ ફકત ત્યાગું છું.

सचिन्तपडिवद्धाहारे–સચેત સાથે ચોટેલી વસ્તુ. ઝાડનો ગુંદ વીગેરે ઝાડની સંધટે છે તે ઉખેડીને ખાય. આ ચીજ કાંઇ પેટ ભરવાની ચીજ નથી, આવું ખાવાની ટેવ ખાવાનું ગરધીપણુંજ સુચવે છે. અને જે માણસ આટલે દરજ્જે જીભને વશ થઇ ગયો છે તેને ભરોસે સોંપાયલું સંસારનું કામકાજ પણ પાર પાડે એમ ધારી શકાતું નથી. શ્રાવકે તો મનમાં સજડ રાખવું જોઇએ કે, આપણે ખાવા માટે જીવતા નથી પણ જીવવા માટે

ખાઇએ છીએ. ત્યારે જીભ ઉપર દાબ બેસશે. જીભ ગમે તેવી પણ એક સેવા બજાવનાર સેવક છે. ઘરધણીથી તેનાથી દબાઇ જવું પાલવે નહિ અને એમ જો ઘરધણી દબાણો તો પછી નોકર ઘરને ચુંથી મારશે.

**अपोलीयोसहि भखणयाए**–જેમાં જીવના પ્રદેશ રહી ગયા છે તેવી ચીજ ખાવી તે અતિચાર. બનતાં સુધી પાણી સિવાય કોઇ સચેત ચીજ મોઢામાં નાખવીજ નહી.

**दुपोलीयोसही भखणयाए**–માઠી રીતે નીપજાવેલો આહાર. જે આહારમાં ઘણા ત્રસજીવની વિરાધના થઈ હોય તે અહાર કરવાનો શ્રાવકે વિચાર સરખો પણ ન કરવો. ઓળા, પોંક વીગેરેમાં ઘણા ત્રસજીવની હીંસા થાય છે.

"જીવવા સારૂ ખાવું." આટલુંજ સુત્ર જો અંતરમાં કોતરાઈ જાય તો પછી આવા આહારનો અવકાશ ક્યાં રહ્યો ? લીલોતરીનાં અસંખ્યાતા જીવ એટલે તે આહારનો તીથીઓમાં ત્યાગ થાય છે. પણ આ અહારતો અમૃતનું ઢાંકણું અને વિષના વાસણુ બરોબર છે. એટલે લોકો બહુ છેતરાય છે. દેખીતા અચેત પણ ઘણા ત્રસની હીંસાથી બનેલા છે.

तुच्छोसहिभखणयाए-જે અહાર જેટલો ખવાય છે તે કરતાં વધારે નાંખી દેવું પડે અને તેમાં ઘણા ત્રસજીવની અને સમુર્છિમ મનુષ્ય સહિતની હિંસા થાય છે, તે આહારનું પણ તેવુંજ છે. દેખીતો અસંખ્યાતા જીવ ન દેખાય પણ પરિણામે બહુ પાપબંધનનાં કારણ છે. શેરડી આંખ વગરની હોય તો અચેતજ છે, તેમાં એક પણ જીવ નથી પણ તે ખાવી તે તો બાળકનું કામ છે.

જીવ અજીવનું જાણપણું કર્યું, પ્રતિક્રમણના અર્થ શીખવા જેટલી બુદ્ધિ આવી તો પણ બાળમતી હજી ગઇ નહી તે ક્યારે જશે ? એમ કરતાં કદી જીવ જીભને વશ થઇજ ગયો હોય તો પછી વિવેક સહીત ખાવી. આખો દહાડો છોતા કચરાયા કરે અને અસંખ્યાત કીડીઓ કચરાય તો પછી દયા ભાવ કયાં રહ્યો ? જેને જીભ ઉપર દાબ નથી તેને શિયળ સાચવવું પણ લગભગ અસંભવિત છે. લેશ માત્ર પણ ભુખ સહન કર્યા વગર અતિ ઉત્તમ તપ પ્રાપ્ત કરાવનારૂં સાતમું વ્રત છે. લગભગ ઘણા રોગનું મૂળ જીભના છુટાપણામાંજ હોય છે.

એક શાસ્ત્રકારે કહ્યું છે કે—હે જીવ્હા ! બે વાતની મર્યાદા કર. પાચન શક્તિને ધકો લગાડે તેવું, પ્રકૃતીને

પ્રતિકુળ સદોષ, વૃતીને ઉત્તેજક અહારને માટે; બીજી મર્યાદા અવિચારે, અસમયે, અસત્ય બોલવા માટે કરવાની છે.

જીભને છુટી મુકવાથી રોગની ઉત્પતી થાય છે, અને પછી જીભને દબાવવાની ટેવ મુળથી ન હોય જેથી પરહેજ પળાતી નથી. એટલે ભયંકર રોગમાં દવા લાગુ પડતી નથી, નહીતર પરહેજ તો જબર જબર રોગ દબાવી દીએ છે.

## જે લોકો ઇશ્વરને કર્તા માને છે તેને મિતાહારપણું શીખવવાનો એક દ્રષ્ટાંત.

પ્રભુએ આંખો બે આપી, કાન બે આપ્યા, ખભા બે આપ્યા, નસકોરાં બે, હાથ બે, પગ બે એ પ્રમાણે ઘણાંખરાં અવયવો બે આપ્યા છતાં બે વચ્ચે કામ તો જોવાનું, સાંભળવાનું, સુઘવાનું, હાલવાનું વીગેરે એકેકું સોપ્યું એટલે તે હીસાબે દરેકને અર્ધું કામ ભાગે આવ્યું પણ જીભ એક આપી બે નહી—છતાં તેને કામ એક નહી પણ બે સોંપ્યા, ખાવાનું અને બોલવાનું, બીજા બધા અવયવને ભાગે અર્ધું કામ આવ્યું અને આને એકલીને બે કામ આપ્યાં એટલે ચોગણું કામ તેને માથે પડયું તે શું સૂચવે છે? શું પ્રભુને એક ચામડીના કટકા

ની તાણ પડી હતી ? પણ તે એમ બતાવે છે કે એકજી ચીજને બે કામ કરવાં હોય, તે વાપરતાં જરા અચકાવું અને ન ચાલતાં વાપરવી એટલે ખાવામાં અને બોલવામાં. અતિશય ઉપયોગ રાખવાની જરૂર છે. જરૂર વગર બોલવું નહિ. અને ભુખ વગર ખાવું નહી, અને તે પણ જેટલા શબ્દોથી રડતું હોય તેથી વધારે શબ્દો બોલવા નહી, અને જેટલુ ખાવાથી ક્ષુધા વેદની મટે તેથી વધારે ખાવું નહી. સમાય તેટલુ ખાવું તેમાં છાંડયું શું ? કારણકે વધારે ન સમાય એટલે ઉપાય શું ?

कम्मउणं—વ્યાપારના. समणोवासएणं—શ્રાવકને. पन्नरस्स—પંદર પ્રકારે. कम्मादाणाइं—કર્મ આવવાનાં ઠેકાણાં. जाणीयवा—જાણવા. नसमायरिवा—( પણ ) આદરવા નહિં. तंजहा—તે જેમ છે તેમ. તે आलोउं—તે કહુંછુ.

१ इंगालकम्मे—ભઠીનો વેપાર.

२ वणकम्मे—વન કપાવવાનો વેપાર.

३ साडिकम्मे—ચીજ સોડવીને વેચવાનો વેપાર.

४ भाडिकम्मे—ગાડી વીગેરેના ભાડાં ખાવાનો વેપાર.

५ फोडिकम्मे—હળ વગેરેનો વેપાર, પૃથ્વી ખોદાવવાનો વેપાર.

६ दंतवाणिजे--હાથીઓને દુઃખે રીબાવી મરાવી તેના દાંતનો રોજગાર.

७ केसवाणिजे--ચમરી ગાય મરાવી તેના કેશનો વેપાર.

८ रसवाणिजे--પ્રવાહી ચીજનો વેપાર, જીવ ઉત્પન્ન થાય તેવો વેપાર.

९ लखवाणिजे--રંગત ખર કે લાખનો વેપાર, કેમકે એમાં રાંડણુ, ખાંડણુનો ઉપયોગ બહુ કરવો પડે છે.

१० विषवाणिजे-ઝેરનો વેપાર.

११ जंतुपिलणकम्मे-નાશકારક સહુઅનો વેપાર. સંચાનો વેપાર.

१२ निलंछणकम्मे-નાક, કાન છેદવા. ગોધા સમારવાનો વેપાર.

१३ दवग्गिदावणीया-દાવાનળ લગાડવાનો વેપાર.

१४ सरदहतलागपरिसोसणिया-સરોવર વીગેરે પાણી સોસવવાનો વેપાર.

१५ असइजणपोसणिया-આજીવકા અર્થે ઢોર. છોકરી વીગેરે ઉછેરવાનો વેપાર,

ભઠીમાં અગ્નિને લઇને અસંખ્ય ત્રસનો નાશ થાય છે. ઝાડીમાં ઘણા ત્રસ જીવનાં રહેઠાણ હોય તેનો નાશ થાય છે. ગાડીઓમાં પણ અસંખ્ય ત્રસ જીવનો નાશ થાય છે. ખેડમાં પણ ત્રસ જીવના સંહારનો સુમાર નથી. હાથી દાંત માટે હાથીને ક્રુરતાથી મારવામાં આવે છે. દાંતની ચીજો વાપરવી તે પણ વેપારને ઉતેજન છે. કેશને માટે ને ચામડાને માટે ઢોરને મરાય છે. ઉપર મુજબ સમજવું. પ્રવાહી ચીજમાં અને રંગાટના સમાનમાં ત્રસ મરે છે. ઝેરથી તો મનુષ્યનો નાશ થાય છે. સાંચામાં પણ ત્રસમરે છે. ગોધા સમારવા તે દેખીતી રીતે નિર્દયતા છે. દાવાનળ લગાડવામાં કાંઇ હિંસાનો પાર નથી. સરોવરના પાણીમાં પણ ઘણા ત્રસ હોય છે. આંગણે ઢોર હોયને વાછડાં, પાડાં ઉછેરવાં તે અતિચારમાં બાદ ન આવે, તેનો ખપ ન હોય, અને સારૂં ઘરાક જોઇને વેચે તો પણ આમાં ન આવે. પણ વેચવાના ધંધા માટેજ ઉછેરેલાં આમાં આવે તેમ બાળ બચ્ચાં મોટાં કરવાં તે ૧૫ મા અતિચારમાં ન આવે પણ દીકરીઓને પૈસા લેવા માટેજ ઉછેરે તે ને ગોલવામાં આવે, આ કન્યાવિક્રયનું અને બાળલગ્નનું કેટલું પાપ તે બતાવવા અત્યારે અવકાશ નથી ને ઉપર ઘણા લેખકોએ પુષ્કળ લખ્યું છે.

બરફનો વેપાર જેમાં નર્દમ પાણી સાથેજ કામ એટલે અસંખ્યાતા જીવ સાથે કામ તે આમાં કેમ નહિ ?-- આ બધા વેપાર તો એવા છે કે જેમાં ત્રસની હીંસાનો સુમાર ન રહે, માટે એકેંદ્રીની હીંસાવાળા વેપાર આમાં ગણાતા નથી.

અનાજનો વેપાર જેમાં ત્રસની હીંસાનો પાર નહી રહે તે આ વેપારમાં કેમ નહી ?— અનાજના વેપારમાં ત્રસની હીંસા ઘણી છે તે વાત ખરી; તે કરવા જોગ નથી તે ખરૂં, પણ આ જે પંદર વેપાર કહ્યા તે તો એવા છે કે તેમાં ગમે તેટલી સંભાળ રાખે તો પણ ત્રસની હીંસાની નિયમા એટલે ત્રસની હીંસા વગર બનેજ નહી, પણ અનાજના વેપારમાં કાંઈક લોભ પ્રકૃતી કમી કરીને તરત નીકાલ કરે તો, વખતે ત્રસની હીંસા ન પણ હોય. માટે આ કર્માદાનમાં ગણેલ નથી.

નોટ—[ ઘણા કર્મની કમાણી કરી દેવા વાળા જે વેપાર તે વેપારનું નામ કર્માદાન. આર્ય વ્યાપાર કોને કહેવાય? અલ્પ આરંભ, દયા, સત્ય, ક્ષમા, ન્યાયોપાર્જીત વીતની પ્રાપ્તી સદબુદ્ધિ, સદાચાર જે વ્યાપાર કરવાથી કાયમ રહે કે તેનો પોષણ થાય, જીંદગી ઓછા જોખમે લક્ષ્ય બીંદુ

એ ઠેરવી, સાવધાનપણે વર્તાની શકે તે આર્ય વ્યાપાર કહેવાય. કર્મ = દોષનું, આદાન = આવવું. તે કર્માદાન. સ્વાર્થ લુબ્ધક વૃત્તિને લીધે ચિંતા, અન્યાય, હિંસા, ખટપટનો જેમાં સુમાર ન રહે એવા કર્માદાનથી બહુજ અશ્રેય છે. અનાર્ય વ્યાપાર કરવાનો આ સાતમા વૃત્તમાં નિષેધ છે. આવા પંદર તો નમુના રૂપે છે બાકી એવા ઘણા છે.]

એવા કર્માદાનના વેપાર કરી કરમીમાં ખપવું તે કરતાં અકરમી રહેવાનું મન પુણ્યશાળી જીવને થાય.

એહવા સાતમા વૃતને વિષે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તો तस्सामिच्छामिदुक्कडं.

* * *

# આઠમું વ્રત.

आठमुं व्रत—આઠમું વ્રત. अणथादंडनुं—સ્વાર્થ વિના આત્મા દંડાય છે તેથી वेरमणं-નિવર્તુંછું,દુર રહુંછું.

પંદર પ્રકારના વ્યાપારો કરવાથી કર્મો જેમ આવે છે, તેમ હેતુ વગરનું કામ કરવાથી, તેવું બોલવાથી અનર્થ દંડ ઉપજે છે. તેની મર્યાદા માટે આઠમું વ્રત

અન્નથાદંડ કહેવાય છે. પાપ બે પ્રકારનાં થાય છે. એક અર્થે અને એક વગર અર્થે. કહેવત છે કે–" કારણે કુવામાં ઉતરવું છે ". તે પ્રમાણે સંસારી માણસો કાંઈ કેવળ પાપના ત્યાગી નથી, પણ તે પાપ મતલબ હોય ત્યારેજ કરવું ? કે વગર મતલબે કર્યાજ કરવું ? જેઓને મતલબસર પણ પાપ કરવાની બંધી છે, તેને પછી વગર મતલબનું પણ કરવું તો કયાં રહ્યું ? અને એટલાજ માટે સાધુને આઠમું વ્રત નથી. ઉણાં વૃતમાં જે કાંઈ છુટ રાખી તે કેવળ મતલબસરજ, વગર મતલબે નહી.

આ પ્રમાણે આઠમા વ્રતે બધાં ઉણાં વૃતને ગુણ કરેલ છે, તેથી તે ગુણવ્રત કહેવાય છે.

વાંકમાં આવ્યાથી તો દંડ થાય પણ વગર વાંકે દંડ થાય તેમાંથી બચવા માટે આઠમું વૃતછે. જેને વ્યવહારીક ભાષામાં " ઉજડ ગામની " અથવા " અધીયારી " શબ્દથી ઓળખાય છે, તેવી અધ્યારી કોઈને પસંદ નથી છતાં અજ્ઞાનતાથી બહુ લોકો વગર અર્થે દંડાય છે.

## આઠમાં વૃત માટે કેટલીક વૃતની ચોપડીમાં જોવામાં આવતી ગેરસમજ.

કેટલીક વૃતની છાપેલી ચોપડીઓમાં આઠમું વૃત

છોડી દીધેલું છે. હવે જો તે પ્રમાણે છોડી દેવામાં આવે તો પછી જ્યારે શ્રાવકના વ્રતમાંથી મુકત થયું, તો પછી તે કોણ સાધુઓ પાળશે?

સાધુઓને તો અર્થે–ગમે તેવી મતલબે પણ પાપ કરવાની બંધી છે, તે વગર અર્થે તો તેઓ કરેજ કેમ? એમ જો આઠમું વ્રત ન બની શકે તો પછી બારસ્સ વિહસ્સ ને બદલે એકારસ્સ વિહસ્સ કહેવું પડશે. કો અમુક માણસથી તે ન બને તો વાત જુદી, પણ વ્રતની ચોપડીઓ તો સહુને માટે સામાન્ય છે, માટે તેમાં તો તે છાપવુંજ જોઇએ. બીજું એક વ્રત પણ હજુ ન લીધું હોય તે પહેલાંજ આઠમું લઇ લેવું જોઇએ; જેમાં વગર કારણે પાપ કરવાની બંધી છે.

## કોઇ કોઇ ચોપડીઓમાં આઠમું વ્રત નથી તેનું કારણ.

આઠમાં વ્રતનો અર્થ એટલો બધો વધારી દીધો છે કે બાળકને નીશાળે જવાનું કહેવાથી, છોકરીને કામકાજ શીખવવાથી વિગેરે વિગેરેથી આઠમું વ્રત ભાંગ થઇ જાય, માટે તે આઠમું વ્રત બને નહી; અને જો આઠમાં વ્રતનો અર્થ ઉપર બતાવ્યું તેમ થતો હોય અથવા જેમ મુછમાં આવે તેમ રસ્તે ચડાવવાથી આઠમું વ્રત

તુટતું હોય, તો પછી આઠમું વ્રત એક ઘડી પણ પાળી શકાય નહી. છોકરા છોકરી સુધારવા તે દરેકના ઉપર વ્યવહારીક બોજો છે એટલે તે અર્થને લઈને છે. ઉલટું સંસારી થઈ તે ઉપર દરકાર ન રાખે તો ઉલટું પાપ બાંધે. ત્યાગી અવસ્થાની વાત જુદી. જે કોઈ હેતુ માણસ જાણી આપણને રસ્તો પુછવા આવે, તે રસ્તો ખબર હોય તે છતાં સંસારીએ અનર્થા દંડની પાપની બીક રાખી રસ્તો ન દેખાડવો તેમાં દયા ધર્મ નાશ પામે છે; અને ધર્મ કલંકીત ઠરે છે. માનવું ન માનવું તે સહુ સહુની મરજી. ફકત વગર પુછયે બોલ બોલ કરવું તેનું નામજ અનર્થા દંડ કહેવાય છે. એમ પાપની બીક લાગતી હોય તો ત્યાગી થવું, પણ ભાઈઓ ચારિત્ર બને તેટલું રૂડું રાખવું; પણ તેની ખામીનું કારણ ધર્મના ઉપર લાગુ પાડવું નહી. ધર્મ તો નિષ્કલંકજ હોય. તેને કલંકીત ગણવો તેમાં સમકિતની હાજરીનો પણ સંભવ નથી.

चउविहे—ચાર પ્રકારે. अणथादंडे—અર્થ વિના દંડાય છે તે. वन्नते—પરૂપે છે, કહે છે. तंजहा—જેમ છે તેમ.

### અન્નથાદંડના ચાર પ્રકાર છે.

अवझाणाचरियं—માઠું ધ્યાન ચીંતવવું. કોઇ માણસે

આપણું કાંઈ નુકશાન કર્યું તેને નુકશાન કરવાની આપણામાં શક્તિ હોય તો સઅપરાધિ અર્થે પહેલા વૃતમાં છુટ રાખી છે માટે કોઈ ગમે તેમ કરે તેમાં આઠમું વૃત ન જાય, પણ તેમ કરવાની શક્તિ ન હોય તો પછી નકામી ચીંતા કરવાથી શું થાય? એવી ચીંતવણા કરવી તે અનર્થાદંડ કહેવાય, જેમ મીંદડીને કીધે છીંકું તુટે નહી અને મીંદડી દુધ પીએ નહી તેમ આપણું ચીંતવ્યું કાંઈ થાય નહી, અનર્થા કર્મ બાંધવા તેનું નામ પેલા પ્રકારનું અનર્થાદંડ.

કોઈ આપણી ચીજ ગુમ થઈ જાય તો શોધવા માટે બને તેટલો પ્રયત્ન કરવો, તેમાં કાંઈ આઠમુ વ્રત જાય નહીં, પણ તે ચીજ નહી જડવાથી તેની પાછળ જે મિથ્યા રૂદન થાય છે તે અનર્થાદંડ. જો રૂદન કરવાથી કોઈ કાંઈ આણી દેતું હોય, અને તેટલાજ માટે રૂદન કરવામાં આવતું હોય તો આઠમું વૃત ભંગ ન થાય. [illegible] પાછળ ઝુરણા કરવી તે આઠમા વૃતનો અરે- [illegible] કરવાનો રીવાજ કમી કરવાની [illegible] અગડાર ન જાળવવાથી જે ઉરણા [illegible] જરૂર હીંમત ન હોય તેને [illegible] કરવું પડે તે અનર્થાદંડ નહિ. [illegible] જાળવવા જેટલી પણ મતલબ

છે. પણ તેથી અધીક કરવું—જે આંખમા આંસુ નહી, હૃદયમાં દીલગીરી નહી માત્ર લોકોને બતાવવા માટે ખરાડા પડાય કે રોવાનો જે ઢોંગ કરાય, તેનું નામ અનર્થાદંડ. કોઇ માણસ એક રસ્તે ચાલ્યો જતો હોય તેને તે રસ્તો ચુકવવાથી પોતાને કાંઇ લાભ હોય ને ચુકવે, તો તેમાં પાપ લાગે, પણ આઠમાનો ભંગ ન થાય. પણ તેવા કારણ વિના સામાને કેવળ હેરાન કરવા ખોટો રસ્તો બતાવે તેનું નામ અનર્થાદંડ.

બે પ્રજાને લડાઇ ચાલતી હોય તેમાં કોઈ પ્રજામાં આપણે સંબંધ હોય તો વાત જુદી પણ નકામા કઈ પ્રજા જીતશે તે સવાલમાં મતભેદ પાડી મતભેદવાળા સાથે ઝેર કરી પારકો કજીઓ ઘરમાં નાખવો તે અનર્થાદંડ.

હાંસી મશ્કરીમાં કોઇને લડાવી મારવા તે અનર્થાદંડ. કોઈને કાંઇ સારી સ્થીતી પ્રાપ્ત થાય તે તેને થઇ તેમ આપણને કેમ ન થાય, અને તેમ થાય માટે પ્રયાસમાં મંડયા રહેવું તેમાં હરકત નહિ; પણ તેને પાડવા પ્રયત્ન કરી અને ન પડે ત્યાં સુધી જીવ બાળવો તેનું નામ અનર્થાદંડ. દરેક પ્રકારની અદેખાઈ તે અનર્થાદંડ.

## અનર્થાદંડ સેવનારનો એક ટુંક સંવાદ.

**અધીચારીપ્રસાદ**—( એક મોટો ત્રણ આનાનો શેરડીનો સાંઠો હાથમાં લઇને ચાલ્યા જાય છે તેને રસ્તામાં ઇર્ષાનંદભાઈ હાથમાં બાટલી લઇ ઉતાવળા દવાખાને જતા સામા મળે છે. )

**ઇર્ષાનંદભાઇ**— અહોહો ! ભાઈ આવડો મોટો સાંઠો આજે તો લીધો, શેરડી શું કાંઈ સસ્તી છે? નહિતર આટલું બધું તો તમે ખરચો નહિં.

**અધીચારીપ્રસાદ**—( પોતે સાંઠો ત્રણ આનાનો લીધેલ, પણ કાંઇક પોતાની ચતુરાઇ બતાવવા અને કાંઇક ઇર્ષાનંદને કુચે મેળવવા કહ્યું કે ) ભાઇ શેરડી બહુ સસ્તી છે, આ સાંઠો ફકત એક આનાનો છે.

**ઇર્ષાનંદ**—(આ ખાટી ગયો ને પોતે રહી ગયો તેથી ઇર્ષા પામીને) અહોહો ! એવી સસ્તી ક્યાં મળે છે? ( અધિચારી મનમાં વિચારે છે કે—આ દવાખાને જાય છે તે ભલેને મોડું થાય ને આજે દવા વગર રહે તો આપણને મજા પડે માટે લાવને પહેલા કજીયાના મૂળ રામજી ઠકરની દુકાન બતાવું એટલે કજીઓ બરોબર સળગે ) આમ વિચારી કહ્યું કે, એ સુવે

જમણા હાથ ઉપર રામજી ઠકરની દુકાન છે ત્યાંથી એક આને લીધો, અને સહુને આપે છે, માટે જલદી દોડો.

ઇર્ષાનંદ પોતાને કામે જતો હતો તે પડતું મુકી રામજી ઠકરની દુકાને એક જબરા સાંઠાની કીમત પુછી. રામજી ઠકરે ચાર આના કહ્યા એટલે આ ભાઇએ એક આને માગી, એટલે એ સળગી.

રામજી ઠકર કહે લુંટનો માલ છે તે ઉપાડી જા. એટલે ભાઇએ કહ્યું—ઓને તારા બાપને કેમ આપ્યો ? રામજી ઠકર કહે બાપ તારો. અને એ લડાઇ જામી. આનું નામ અનર્થાદંડ. બીજાં બધાં પાપ કાંઇ ઇંદ્રી ઉપરના ઓછા કાબુથી, લોભ સંજ્ઞાથી કે શરીરની અશક્તિથી થાય છે, પણ અનર્થાદંડ તો ફક્ત અજ્ઞાનતાથી થાય છે, ગાળ દેવી તે અનર્થાદંડ.

पमायाचरियं—કેવળ આળસથી ઘી તેલ વગેરે પ્રવાહી પદાર્થો ખુલા મુકે ને તેમાં ત્રસ જીવ મરે તે અનર્થાદંડ, પણ દુધ ઉનું તરત મેળવાતું ન હોય, તેને ઠારવાની ઉતાવળ હોય અને ઢાંકવાથી ઠરે એમ ન હોય એવે કારણે ખુલ્લું મુકે તો અનર્થાદંડ નહિ.

हंसप्पयाणं—હિંસાકારી શસ્ત્રો વગર માંગે કોઇને આપવાં. ડાળાં મોળવવાના છરા વિગેરે. આ જગોએ

ધ્યાનમાં રાખવું કે સંસારીને એક બીજાનો સરસામાન લેવા દેવાની ઢાલ હોય અને લીએ દીએ તે અનર્થાદંડ ન કહેવાય. એમ ન કરે તો પછી પોતાને જોઈએ તે ચીજ કોણ આપે? તે પ્રકારે ચીજ આપવી તે તો લેવા માટે આપવી એટલે અર્થ્થાદંડ થયો, પણ નકામી જીભ ચલાવી તે અનર્થાદંડ.

पावकम्मोवएसं—પાપ કરી ઉપદેશ વગર પુછે કર્યાજ કરવો. આ વખતે યાદ કરવું કે કોઈ આપણો આધાર રાખીને પુછવા આવે છતાં તેને ખરી વાત ન કરવી તે બધા પ્રકારના પાપમાં ખુંચેલ સંસારીને તદ્દન અઘટતું છે.

एह्वा आठमा—એવા આઠમાં વૃતમાં. अणथादंड—અર્થ વિના પાપ આવે તે. सेववाना पच्चखाण—સેવવા કરવાની બંધી. जावजविाए—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. दुविहं—બે કરણે કરીને. तिविहेणं—ત્રણ જોગે કરીને. नकरेमि—હું પોતે પાપ લાગે એવું કરૂં નહી. नकारवेमि—હું પોતે બીજા પાસે કરાવું નહી. कायसा-मणसा—મને કરીને. वयसा—વચને કરીને. कायसा—કાયાએ કરીને. બે કરણ અને ત્રણ જોગ એટલે ૨×૩=૬ ૬ કોટીએ પચ્ચખાણ.

આ વૃત છ કોટીથી કરવાનું છે-આ વૃતનો ભંગ કરનાર પોતાનુંજ લોહી નીરતર બાળ્યા કરે છે. આ વૃતમાં કારણભુત જીભ છે. અને સાતમા વૃતમાં બતાવવામાં આવ્યું છે તેમ જીભ બીચારી ખોટની છે, અને તેને ડબલ કામ કરવાનું છે. માટે જીભનો ઉપયોગ કરકસરથી કરનારને આ પાપ થોડું લાગે છે.

एहवा आठमा अणथा दंड—એવા આઠમાં અર્થ વિના પાપ લાગે તે. वेरमणं व्रतना--તજી દેવાના વૃતના पंच अइयारा--પાંચ અતિચાર. जाणीयवा-જાણવા. नसमायरिवा--(પણ) આદરવા નહી. तंजहा--તે જેમ છે તેમ. ते आलोउं-તે કહી દેખાડુ છું.

१ कंदप्पे-કામ વધે તેવી વાતો કરે. २ कुकुइए-કુચેષ્ટા હાંસી મશ્કરી કરે. ३ मोहरिए--ગાળ દીએ. ४ संजुताहिगरणे-આપણું ઘર મોટું છે. બીજે ગામમાં કયાં કોઇને ખાવા ધાન છે, એવો વીચાર અતરંમાં લાવીને શોભાની પાઘડી બાંધવામાં હીંસાકારી શસ્ત્રો રાખવાં. ५ उवभोग परिभोग अइरते--સંસારના દરેક પ્રકારના વૈભવમાં અતિશય તલ્લીન રહે, રોવા કુટવાનો રીવાજ તે ખરેખર સેવાતાં અનર્થાદંડનો દાખલો છે,

અનર્થાદંડ સમય સમય શેવાય છે માટે ડાહી માના દીકરામાં ગણાતા વણીકોએ આમાંથી બચવું જોઈએ; કેમકે વાણીઓ તણાઇ જતો હોય તોપણ અન્યમતી એમ કહે કે લાભે લોભે તણાતો હશે તો પછી ચતુર નરને વગર અર્થે દંડાવવું પાલવે કે ?

એહુવા આઠમાં વૃતને વિષે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તો तस्समिच्छामीदुक्कडं.

આ પ્રમાણે ત્રણ ગુણવૃત પુરાં થયાં; હવે ચાર શિક્ષાવૃત એટલે શીખામણ આપનારાં વૃત શરૂ થાય છે.



## નવમું વ્રત.

नवमुं सामायक वृत—સમ્ય પ્રકારે જ્ઞાન, દર્શન અને ચારિત્રનો લાભ જેનાથી થાય તે સામાયક વૃત. सावज्ञजोगनुं—પાપકારી કામથી. वेरमणं—નિવર્તવું. जावनियम—જ્યાં સુધી મર્યાદા કીધી છે ત્યાં સુધી. पज्जुवासामि—શુભ જોગને સેવિશ. दुविहं—બે કરણે. तिविहेणं-ત્રણ જોગે. नकरेमि-પાપકારી કામ હું પોતે કરૂં નહિ नकारवेमि—પાપકારી કામ હું બીજા પાસે કરાવું નહીં.

**मणसा**-મને કરી. **वयसा**-વચને કરી. **कायसा**-કાયાએ કરીને. બે કરણ અને ત્રણ જોગ ૨×૩=૬ એટલે છ કોટીએ પચ્ચખાણ.

**एहवी सदहणा परुपणाए**--પરૂપણા કરવી, પરૂપવું કહેવું. **सामायकनो अवसर आवे**--સમતા રૂપ લાભ લેવાનો=સામાયક કરવાનો વખત મળે. **अने सामायक करीये तिवारे**—સામાયક કરીયે લઈએ તે વખતે. **फरसनाए करी**--સામાયક કરી બેસવું તે. **शुद्ध**--નિર્વધપણે. **एहवा नवमा सामायक वृतना**--એ નવમા સામાયક વ્રતના. **पंचअइयारा**--પાંચ અતિચાર. **जाणियवा**-જાણવા. **नसमायरियव्वा**--(પણ) આદરવા નહી. **तंजहा**--તે જેમ છે તેમ. **ते आलोउं**--તે કહી દેખાડું છું.

નવમું વૃત સામાયકનું છે. તેનું બધું વર્ણન પહેલા આવશ્યકમાં થઈ ગયું છે. જે શ્રાવક બીજું કાંઇ પણ ધર્મમાં ન સમજતો હોય તે પણ સામાયક તો કરેછે. બારવૃતમાં કોઇ પણ વૃતનું બધન પડીકમણું કરતાં આવી જતું હોય તો તે આ વૃત છે. દ્રવ્યથી આ વૃત છઠા જેવું છે. પણ ક્ષેત્રમાં અને કાળમાં ફેર પડે છે. નવમું વૃત તો દિક્ષાનું સ્વરૂપ છે. છઠા વતમાં જે કાંઇ સ્થળની છૂટ રાખી છે તે તો જાવજીવનું છે માટે રાખેલ છે,

પણ તેટલામાં બધા પ્રદેશમાં કાંઇ દરેક ઘડીએ પાપ કરવાની જરૂર પડતી નથી; માટે ઓછામાં ઓછી બે ઘડીને માટે આખા લોકમાં સર્વ પાપ મન, વચન, કાયાએ કરવા-કરાવવાની બધી કરવી તેનું નામ સામાયક અથવા નવમું વ્રત.

અતિચાર—૧ **मणदुप्पणिहाणे**–મન માઠું પ્રવર્તાઇ જાય. ૨ **वयदुप्पणिहाणे**—વચન માઠું પ્રવર્તાઇ જાય. ૩ **कायदुप्पणिहाणे**--કાયા માઠી પ્રવર્તાઇ જાય. ૪ **सामाइवस्स सइ अकरणाये**–સામાયક કરેલ છે છતાં નથી કરેલ એવું જાણવું તે. ૫ **सामाइयस्स अणवटीय सकरणाये**—સામાયકનો વખત પુરો થયા સિવાય પળાઇ જાય. પાઠ ઓછા અદકા ભણાઇ જાય. આ વ્રત બહુ થોડા વખતનું છે માટે તેમાં બહુ ચેતીને ચાલવાનું છે. ધ્યાનમાં રાખવું કે જરા જરા આગાર રાખેલા છે તે તો જાવજીવના વ્રતમાં, બે ઘડીના નવમાં વ્રતમાં નહિ.

આ વ્રતમાં જે અવ્રતી ખુલ્લે મોઢે બોલે તેની સાથે વાત ન કરવાનું ધ્યાન રાખવું. કેમકે વ્રત ૯ કોટી છે, પાપ લાગે એવું કામ બીલકુલ કરવું નહી. વધુ લેશ માત્ર કોઇપણ નહીં. કોઇની ચીજ આજ્ઞા વગર લીધાથી

પણ લેવાય નહિં. પોતાની ચીજ પણ પોતે પ્રથમથી પાસે રાખેલ નથી તે આજ્ઞા વગર લેવાય નહિ, કેમકે તે ચીજ તે વખતે પોતાની નથી

## સામાયકમાં ખવાય કે નહિં.

સામાયકમાં ફક્ત પાપનીજ બધી છે, અને સાધુની રીતે તેમાં વરતવાનું છે. તો પછી સાધુ જેમ અઢાર પાપની બધી છતાં પાપ ન લાગે તેવી રીતે આહાર પાણી કરે છે તેમ સામાયકમાં કરે તો શું ખોટું ? આવો કોઇ સવાલ કરે તો પચ્ચખાણને વળગીને જોતાં તેમાં જો લેશ માત્ર પાપ લગાડયા વગર સુજતો નિર્દોષ આહાર લીએ તો કાંઇ ખોટું નથી. પણ દીક્ષા તો જાવજીવની છે, અને શરીર આહાર વગર ટકે નહીં ; માટે તદન મુર્છાભાવ રહીત આજ્ઞા મુજબ આહાર કેવળ શરીર નભાવવા માટે થાય છે, અને તે તેવી રીતે આહાર શોધતાં પણ કલાકોના કલાક ચાલ્યા જાય છે. વળી દીક્ષાનું વ્રત જાવજીવનું છે એટલે પુરૂં તો થાય તેમ નથી. એટલે તે ખોરાકને અંગે પ્રાપ્ત થએલુ બળ પરાક્રમ પાછુ કરણીમાંજ વાપરવું પડે છે, અને સામાયક તો કલાક પછી પાળવાની છે, માટે સામાયકને વખતે કરેલ આહાર પાણીને અંગે પ્રાપ્ત થએલી શક્તિ આશ્રવમાં વપરાય છે, માટે સામાયકમાં આહાર પાણી થાય નહી.

જેમ એક નિશાળમાં પાંચ કલાક ભણાવતા હોય તો પછી ત્રણ કલાકને આંતરે નાસ્તો કરવાની, પાણી પેસાબ વગેરેની રજા મળે, પણ કાંઇ જયાં એકજ કલાક કામ ચાલતું હોય ત્યાં જો નાસ્તાની રજા આપે તો પછી અરધી કલાક તો નાસ્તામાં ચાલી ગઇ. તેમ જો સામાયકનો વખત પચ્ચખાણની વ્યાખ્યાને વળગી, જમવા ખાવામાં ગાળે તો પછી જ્ઞાન ધ્યાન કયારે થાય ? તેમ છતાં કોઇ એટલી બધી સામાયકો સાથે કરે કે તે વખત દરમીયાન આહાર પાણી વગેરેનો ખપ પડે ને ભુખ્યું ન રહેવાય તેમ હોય તો સુઝતો નિર્દોષ આહાર પાણી વહોરે તો કાંઇ વાંધો સંભવતો નથી, પરંતુ આ માણસે ઘણા કલાકની સામાયક માટે આહાર પાણી લીધાં, અને બીજા એનો દાખલો લઇ એક સામાયક વખત પણ આમજ ગાળે, માટે વ્યવહાર બગાડવો નહિં એવા ઘણા કલાકની સામાયકને સંવર નામ આપવું. સંવરમાં કાંઇ હલકાઇ નથી. દિક્ષાપણ સંવરજ છે. શબ્દમાં કાંઇ કલ્યાણ નથી પાળવામાં કલ્યાણ છે.

એ નવમા વૃતને વિષે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તો तस्समिच्छामीदुःक्कडं.

**
*

# દસમું વ્રત.

આ દસમા વૃતમાં રૂઢી પ્રવર્તન જુદુ છે અને પાઠ બોલાય છે તે જુદી રીતે છે. ઘણા ખરા સ્થળોમાં જ્યારે પોષો કરતાં કાંઇ કારણને લઇને મોડું થઇ જાય, ત્યારે બપોરે ;સાંજરે આવી સ્થાનકમાં રહી અઢારે પાપની બંધી આવતી સવાર સુધી કરે છે તેનું નામ દશમું વૃત કહે છે. આ કરણી બહુ સારી છે, કરવા યોગ્ય છે, તેમાં દ્રવ્યથી પચ્ચખાણ દસમા કરતાં વધે છે. ક્ષેત્રથી પણ વધે છે. પણ કાળથી ઘટે છે. માટે વખતે દસમા કરતાં આ વાત વધી જાય, કેમકે તેમાં પાપની આખા લોકમાં બંધી આવે છે. પણ ખરૂં દશમું વૃત તો પાઠ પ્રમાણે એમ છે કે—

दशमुं देसावगासिक वृत-દિશાની હદ બાંધવી એટલે તે હદ ઉપરાંત જવું નહી. दिनमते प्रभातथकी प्रारंभीने-દિવસ ઉગવાને વખતે સવારથી શરૂ કરીને. पूर्वादिक छ दिशे-પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષીણ, ઉંચી, નીચી, એ છ દિશા. जेटली भुमीका मोकली राखी छे—છ દીશા છે તેની જેટલી ધરતીની મર્યાદા બાંધી છે. ते उपरांत सइच्छाए-તે ઉપરાંત પોતાની ઇચ્છાએ.

**कायाए जइने**–કાયાએ કરીને. **पांच आश्रव**–પાંચ પાપ ( જીવ હિંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ ). **सेववाना पच्चरवाण**–સેવવાની બંધી. પ્રતિજ્ઞા કાળ થકી. **जावअहोरत्तं**–એક દિવસ અને એક રાત સુધી. ભાવ થકી. **दुविहं**–બે કરણે. **तिविहेणं**–ત્રણ જોગે. **नकरेमि**–હું પોતે પાપ કરૂં નહિ. **नकारवेमि**–બીજા પાસે પાપ કરાવું નહીં. **मणसा, वयसा, कायसा**–મન વચન કાયાએ કરીને હદબહારના ક્ષેત્રમાં.

## આ બંધી તો છઠામાં પણ હતી ત્યારે ફેર શું ?

આ વ્રતમાં છઠા વ્રત જેટલીજ બંધી છે પણ છઠું જાવજીવનું હતું, માટે તેમાં જન્મારામાં કોઈ દિવસ પણ ખપ પડે, તેટલા વધારેમાં વધારે માઈલ મોકળા હતા પણ કાંઈ તેટલા વિશાળ ક્ષેત્રમાં સદાય જવું નથી માટે એક દિવસને માટે હદ ટુંકી કરી તેનું નામ દશમું અને તેમાંથી એક કલાકને માટે બધા પાપની બંધી કરે તેનું નામ સામાયક. અને જાવજીવની પાપની બંધી આખા એક પ્રમાણે કરે તેનું નામ દિક્ષા એટલે દશમું સમજતો દુકાનનું બધું કામકાજ કરતાં પણ થાય તેવું તેનું પ્રમાણ છે. માટે તે પ્રમાણે કોઈ દશમું કરે તો

તેનો કાંઈ વાંક લેવાનો નથી. અને ચાલતી રૂઢી પ્રમાણે કરે તે પણ એક પદમાં ઘટે છે તો બીજાપદમાં વધે છે એટલે કાંઇ ખોટું નથી. પણ કોઇની ભુલ સમજ વગર ગણવી તે ખોટું. બપોર પછી દશમું વૃત કરનારા પણ વૃતમાં તો પ્રભાત શ્રીજ બોલે છે, અને લેશ માત્ર ભુમીમાં મોકળ ન રાખે; અને સ્થાનકની અંદર પોષાવાળાની માફક વરતે તોજ દશમું ગણાય, એમ માનનારા પણ પાઠમાં એમ બોલે છે કે “જેટલી ભુમીકા મોકળી રાખી છે તે ઉપરાંત પાંચ આશ્રવ સેવવાનાં પચ્ચખાણ” એટલે ચોથા વૃતમાં જેમ બોલાતા શબ્દો ઉપર વિચાર નથી કરતા તેમ આમાં પણ છે.

**जेटली भुमीका मोकळी राखीछे ते मांहि द्रव्यादीकनी मर्यादा कीधी छे ते उपरांत उपभोग परिभोग भोग निमीत्ते भोगववानां पच्चखाण**—વળી જે હદ પોતે મોકળી રાખી છે તે તો પાપ કરવા માટે રાખી છે, પણ તેની અંદરના બધાં દ્રવ્ય એક દિવસે કાંઇ ભોગવવા પડતાં નથી, માટે તે હદમાં પણ દ્રવ્યની મર્યાદા કરે છે પણ તે **जाव अहोरत्तं एगविहं तिविहेणं नकरेमि मणसा वयसा कायसा**—એક દિવસને એક રાત સુધી મન વચન કાયાથી ભોગવવાની એટલે ફક્ત

ત્રણ કોટીની બંધી થાય છે. અને ખાવા પીવામાં ત્રણ કોટીજ પાલવે તેનો ખુલાસો સાતમા વૃતમાંજ આવી ગયો છે. આ પ્રમાણે વ્રત તો સંસારનાં કામકાજ કરતાં પણ થઇ શકે છે.

**एहवा दसमा देसावगासीक वृतना**–એવા દશમા દિશાનું માન બાંધવાના વ્રતના. **पंचअइयारा** – પાંચ અતિચાર. **जाणियव्वा**–જાણવા. **नसमायारिवा**–( પણ ) આદરવા નહી. **तंजहा ते आलोउं**–તે જેમ છે તેમ કહું છું. १ **आणवणपउगे**–બીજા પાસે કાંઇ ચીજ મંગાવે. २ **पेसवणपउगे**–પોતાનો નોકર તે કોઇ બીજું નથી એમ સમજી નોકર પાસે મંગાવે. ३ **सद्दाणुवाए**–સાદ કરીને કોઇ ક્ષેત્રમાંથી બોલાવે. ४ **रुवाणुवाए**–પોતાનું રૂપ દેખાડી, ઇસારત વીગેરે કરી કોઇને બોલાવે. ५ **वहियापोग्गलपखेवे**–બહાર કાંકરો વિગેરે નાંખી બોલાવ્યો હોય. આ અતિચારમાં ઘણોજ ઉંડો અર્થ સમાયેલો છે. પ્રથમ બીજા પાસે કાંઇ ચીજ મંગાવે એમ કહ્યું પણ તે ખપતા ક્ષેત્રમાંથી કે અણખપતા ક્ષેત્રમાંથી તે નિર્ધારવાનું છે. ખપતા ક્ષેત્રમાંથી ગમે તેમ મંગાવવાની છુટ છે, એટલે ખપતા ક્ષેત્રમાંથી મંગાવવામાં દેશ માત્ર પણ ગુન્હો થતો નથી. માટે હવે વાત

અણુખપતાં ક્ષેત્રની રહી ; અણુખપતા ક્ષેત્રમાં તો છકોટી બંધી છે એટલે અણુખપતા ક્ષેત્રમાં પાપ કરાવે તો તો અણાચાર થાય, પરંતુ બંધી પાપ કરવાની છે. કોઇ ચીજ લાવવી અને પાપ કરવું તે બંને વાત એક નથી પણ જુદી જુદી છે તે ખુલાસો છઠા વ્રતમાં થઈ ગયો છે. પાપ કર્યા વગર પણ જો જતનાથી કોઈ ચીજ લાવે તો લાવી શકાય, તે અણુખપતા ક્ષેત્રની હોય તોપણ કાંઇ વાંધો નથી. પરંતુ તે ચીજ બીજો લાવે તો કાંઇ વ્રતનો ભંગ નથી, પણ બીજો પોતાના જેવી જતના ન રાખે માટે તેને અતિચાર દોષમાં ગણેલ છે, તે પ્રમાણે પાંચ અતિચારનું સમજવું. અને તેટલાજ માટે વ્રતવાળાને અવૃતી પાસે કામ ન કરાવાય.

એ દશમા વૃતને વિષે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તો तस्समिच्छामीदुक्कडं.



# અગીયારમું વ્રત.

અગ્યારસું પોષધ વ્રત—અગીયારમું વ્રત પોષધ છે. પોષધ એટલે જેમ શરીરને ખાનપાનથી પોષણ અપાય છે તેમ આત્માને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી પોષણ આપવું તેનું નામ પોષધ. જેમ પાપસ્થાનકના ત્યાગ ગમે તેટલા વખત માટે થાય, પરંતુ નવમું વૃત તો જયારે ઓછામાં ઓછી બે ઘડીને માટે પાપ સ્થાનકના ત્યાગ કરે ત્યારેજ કહેવાય, તેમ આત્મા પોષવાનું કામ ગમે તેટલા વખતને માટે ફકત પાપથી મુકત થવાથી થાય, પણ અગીયારમું વ્રત જયારે ચાર આહારનો ત્યાગ કરીને ચોવીસ કલાક સુધી પાપસ્થાનકના ત્યાગ કરે ત્યારેજ કહેવાય; અને તેનું નામ પરિપુર્ણ પોષધ વ્રત. પણ કોઈથી કાંઇ કારણથી એટલો કાળ ન બની શકે તો પછી કાંઈ નજ થાય એમ નહિં; યાદ રાખવું કે ગોળ નાંખે એટલું ગળ્યું થાય. આટલી સમજણ જો અંતરમા હોય તો પછી જે લોકો દિવસ આખો પાપ-સ્થાનક ત્યાગી જ્ઞાન, ધ્યાન અને તપમાં રહે, અને રાત્રે ઘેર ચાલ્યા જાય તેનો વાંક બોલવાનું રહે નહિં. વેપાર જેટલો કરે એટલો થાય, પાપ લગાડયા વગર સુજતો નિર્દોષ આહાર પાણી વાપરીને પોષધ કર્યો, તેનો અધિકાર પણ ચાલેલ છે પણ તે અગીયારમું વૃત નહિં.

અગીયારમા વૃતમાં તો નીચે મુજબ અધિક છે.

१ असणं पाणं खाइमं साइमंना पच्चखाण—ગમે તેવા તદ્દન નિર્દોષ આહાર મળે તોપણ ચારે આહાર મન, વચન, કાયાએ લેવા લેવરાવવાની બંધી; પાપની બંધીને આ બંધી એ જુદી વાત છે. પાપની બંધી સાધુ સાધ્વીને છે, છતાં આ બધી તેમને નથી. પોષામાં આટલી તપસ્યા વધારે છે. २ अबंभनां पच्चखाण—અબ્રહ્મના પચ્ચખાણ. ३ मणि सोवननां पच्चखाण—સોનું અને રૂપું રાખવાનાં પચ્ચખાણ. ४ मालावन्नगविलेवणनां पच्चखाण—ફુલની માળા વીગેરેનાં પચ્ચખાણ. સામાયકમાં અલંકાર સહિત રહેવાથી કેટલાં નુકશાન છે તે આગળ પહેલા આવશ્યકમાં બતાવી આપેલ છે. અને જ્યારે બે ઘડીમાં નુકશાન હોય તો પછી ચોવીસ કલાક માટે પુછવું શું ? છતાં જે અલંકાર દુર કરવા પાલવે તેમ ન હોય તો પછી તેને માટે "ઉમક" એટલે છે તે ઉપરાંત રાખવાનાં પચ્ચખાણ એમ બોલવું. ભલે પચ્ચખાણમાં એટલી ન્યુનતા, પણ સાવ બંધી કરીને વાપરવું તે કરતાં ઉમક બોલવું તે સારૂં.

सथ्थमुसलादिक—કોઇપણ જાતનું હથીયાર રાખવું વીગેરે. सावज्ज जोगनां पच्च खाण—પાપકરવાની બંધી,

ક્ષેત્રથી—આખા લોક પ્રમાણે. કાળથી—**जाव अहोरतं पज्जुवासामि**—એક દિવસને એક રાત સુધી એ પ્રમાણે બંધી કરીને પોષો અંગીકાર કરૂં છું. ભાવથી—**दुविहं तिविहेणं नकरेमि नकारवेमि मणसा वयसा कायसा**—મન, વચન, કાયાએ કરૂં નહીં, કરાવું નહીં, એમ બે કરણ અને ત્રણ જોગ ૨ × ૩ = એટલે ૭ કોટીએ પચ્ચખાણ.

## પોષામાં દીવસે સુવાય કે નહી?

પોષામાં દીવસે સુવાય, એવી માન્યતા બધે ફેલાયલી છે, તેથી ઘણાખરા તે માન્યતાને લઇને સુવાની હાજત ન હોય તો પણ સુએ છે. એક વખત કેટલાક પોષા કરનારાને પુછવામાં આવ્યું કે તમે સુઇ કેમ ગયા? ગઇ કાલે સુતા હતા? ત્યારે એકે જવાબ દીધો કે ગઇ કાલે ક્યાંથી સુવે? સંસારના કામકાજમાં રાત્રે પણ મોડે અરધી રાત્રે સુવા પામીએ છીએ; તો દિવસે સુવાની વાત કેવી? એટલે કાંઇ સુવાની ટેવ માત્ર છે નહી, તેમ અત્યારે ઉંઘ પણ આવતી નથી પણ પોષો છે માટે સુઇએ છીએ. મેં કહ્યુ જો તમને દરરોજ સુવાની ટેવ હોય અથવા તમારા શરીરને કાંઇ હરકત હોય તો વાત જુદી, કેમકે તમે કાંઇ સામાયકમાં નથી, પણ મહેરબાન

જ્યારે તમે તમારા વેપારનું નાનું સરખું ગામ મુકી બહાર દેશાવર બે ચાર દીવસો માટે માલ લેવાં જાઓ, અને ત્યાં વેપારની જબરી ધમાલ નજરે જુઓ-ત્યાં બપોરે સુઇ જાઓ કે જેમ વધારે ફરાય એમ ફરીને ઝટ સોદો કરીને જલદી પરવારાય તેમ કરો ? તે પ્રમાણે પોષો આત્માની કમાણી કરવાનું ક્ષેત્ર ને કાળ છે, તેમાં જેટલું સુવાશે તેટલી કમાણી ઓછી થશે એમ નકી સમજજો; તો પછી મોસમ ટાણે સુવું કેમ પાલવે ? વળી સુવું તે પ્રમાદ છે, એટલે પ્રમાદ તે આશ્રવનો ભાગ છે, તે કાંઇ સંવર નથી ને તમારે આશ્રવનાં પચ્ચ-ખાણ છે છતાં સુવું કેમ પાલવે ? આ ભાઇને તો કાંઇક આ વાત ગળે ઉતરી પણ તેમાંથી એક બોલ્યો, ત્યારે સાધુ મુનીરાજે પ્રમાદનાં પચ્ચખાણ કર્યા છતાં કેમ સુએ છે ? સુતી વખતે તો પાપસ્થાનકના રોજગાર બંધ રહે છે, તેને જવાબ આપ્યો કે ભાઇ પાપ કરનારા સુતા સારા, પણ પાપસ્થાનકના ત્યાગી તો જાગતા સારા, સુ-વામાં જો કલ્યાણ થતું હોય તો પછી એક પંથ એવો નીકળે કે સદાય સુઈ રહેવું. પણ સુવું તે આશ્રવ છે, છતાં જેમ ગમે તેવા વરસાદમાં દિશા માત્રા કરવાની આજ્ઞા છે તેમ જેટલી ઉંઘ શરીરને જરૂરની છે તેટલીજ ઉંઘ લેવાની છે, તેમાં પણ બને તેટલી કમતી કરવા

તરફ લક્ષ રાખવું, તેજ પ્રમાણે પોષામાં છે. શ્રીભગવતી સુત્રમાં જયંતીબાઈએ " સુતા સારા કે જાગતા સારા " એ પ્રશ્ન ભગવાનને પુછયું છે તેમાં સંવરવાળાને જાગતા સારા ઠરાવ્યા છે, તો પોષો તે સંવર છે.

**एहवी सदहणा परुपणाए**—એવી શ્રદ્ધા કરવાનું પરૂપવું. **पोषानो अवसर आवे**—પોષો કરવાનો વખત આવે. **अने पोषो करीये तिवारे फरसनाए करी शुद्ध**—તે વારે શક્તિ મુજબ શુદ્ધ હોજો. **एहवा अगीयारमा परिपुर्ण पोषध वृतना**—એવા અગીયારમા પુરેપુરા (ચોવિસ કલાકમાં) ધર્મકરણીથી શરીરને પોષધવૃતના **पंचअइयारा जाणियव्वा नसमायरियव्वा तंजहा ते आलोउं**—પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહિ. તે જેમ છે તેમ કહું છું.

१ **अपडिलेहियं दुपडिलेहियं सेजा संथारए**— પોષામાં પથારી બરાબર પડીલેહી ન હોય અથવા માઠી રીતે પડીલેહી હોય.

२ **अपमजीयं दुपमजीयं सेजा संथाराए**—પોષામાં પથારી બરાબર પોંજી ન હોય અથવા માઠી રીતે પોંજી હોય,

३ अपडिलेहियं दुपडिलेहियं उच्चारपासवण भूमि--દીશાએ જવાની તથા પેશાબ કરવાની જગ્યા બરાબર જોઇ ન હોય અથવા માઠી રીતે જોઈ હોય.

४ अपमाजियं दुपमजियं उच्चारपासवण भूमि--દીશાએ જવાની તથા પેશાબ કરવાની જગ્યા પોંજી ન હોય અથવા માઠી રીતે પોંજી હોય.

५ पोषहस्स सम्मं अणाणुपालणया--પોષો જે વખતે બાંધેલ હોય તે વખત અગાઉ ( ધ્યાન વગર ) પાળ્યો હોય તો અતિચાર લાગે.

પોષામાં બહાર જરાપણ જવું આવવું પડે તો સાધુની માફકજ ક્રિયા કરવી. પોષાની અંદર કપડાં લતાં વગેરે પડીલેહણ કરવામાં સરળતા પડે એવી જાતનાં રાખવાં. ચોફાળ ન ખપે ત્રણ ફાળ ખપે તેનું કારણ—આ બાંધો સિદ્ધાંતથી સંભવતો નથી. વ્યવહારથી બાંધેલો સંભવે છે, ને તેનું કારણ એમ સંભવે છે કે ચારફાળની લંબાઇ પડીલેહણમાં પાલવે નહી; પણ કોઈ ત્રણ ફાળ ચાર ફાળ કરતાં મોટાં રાખે તો એટલીજ મુશીબત, છતાં પણ ગમે તેવાં નાનાં ચાર ફાળથી વ્યવહાર બગડે માટે વ્યવહાર જાળવવો અને પાપ ન લાગે તેમ કરવું

જીવાત સુજે, મોહ દીશા ઉત્પન્ન ન થાય, જીવ તણાય નહિ તેવાં કપડાં રાખવાં.

## ઘેર પોષો કરી બેઠેલ ગ્રહસ્થ સાધુ આર્યાને આહાર પાણી વહોરાવી શકે કે નહીં ?

જવાબ—ન વ્હોરાવી શકે – તેનાં કારણ.

(૧). પોષાવાળાને પોતાનાં આહાર પાણી છે જ નહી અને પરનાં આજ્ઞા વગર લેવાથી અદત્ત લાગે. (૨). કદી આજ્ઞા લીએ તો પણ અહાર પાણીના અસુજતા માલીકની આજ્ઞા લેવાય નહી, અને જો ધણી સુજતો હોય તો પછી ધણીજ વ્હોરાવે.( ૩). કદી ઘરધણીએ સુજતી સ્થીતિમાં આજ્ઞા આપી હોય તો પણ પોષામાં ફક્ત પાપનીજ બંધી નથી, પરંતુ ગમે તેવે કારણે અને ગમે તેવો સુજતો કે નિર્દોષ આહાર ૭ કોટીથી બંધ છે, તો વહોરાવ્યું તે આહાર કરાવ્યો કહેવાય. ભલે સાધુ સાધ્વી પાપ રહીત આહાર કરે છે તે કબુલ છે પણ આ વ્રતમાં તો પાપ રહીત આહારની પણ બંધી છે, છતાં પાપ નથી લાગતું માટે વ્હોરાવવામાં વાંધો નહી એમ કોઈ કહે તો પછી સુજતો આહાર કરવામાં પણ પોષામાં શું ભંગ થાય ? તે વિચારતાં માલમ પડશે કે બંનેમાં ભંગ છે.

એવા અગીયારમા વૃતને વિષે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તો तस्समिच्छामीदुःक्कडं.

**
*

## બારમું વ્રત.

**वारमुं अतिथि संविभागव्रत**–અતિથી એટલે નથી જેને માટે અમુક તિથીએ આશા રાખવી. વ્યવહારીક ભાષામાં અતિથી શબ્દ મહેમાનને લાગુ પાડવામાં આવે છે, કેમકે આપણે ત્યાં મહેમાન કયે દીવસે આવશે તે કહી શકાતું નથી. દીકરી પીયેર ઘણો વખત થયાં ન આવેલ હોય તો પસલીને દિવસે તેની આશા રખાય, તે અતિથી નહી. મહેમાન પણ આવ્યા અગાઉ ખબર આપે છે માટે તે પણ ખરેખરા તો અતિથી નહીં. ખરા અતિથી તો સાધુ મુનીરાજ કે જે કયે દીવસે આપણે ત્યાં પધારશે તે ખબર પધાર્યા અગાઉ થોડી મીનીટે પણ પડતા નથી, તેમ છતાં મોઢે મહોપતી બાંધીને પણ જે ફલાણી જગાએ વહોરવા જવાની તિથી નકી જણાવે છે તે અતિથી ન કહેવાય.

જ્યારે તિથી નકી નથી ત્યારે કેમ લાભ લેવો?

હમેશાં ભાવના ભાવવી કે આવા સાધ્વી સાધવીની જોગવાઈ મળે તો વહોરાવીને લાભ લઉં.

અતિથી પણ ઘણી જાતના છે. પણ **समणे**–શ્રમણ. **निग्रंथे**–જેને બાહ્યઅભ્યતર કોઈ પણ પ્રકારની ગાંઠ નથી, જેની પાસે કોઇ પણ જાતની મમત પુર્વકની ચીજ નથી તેવા સાધસાધ્વીવીને. **फासु**–અચેત જીવ રહિત. **एसणिजजेणं**--સુઝતો નિર્દોષ આહાર આપવાની ભાવના ભાવવી.

## અસુજતું આપવાથી કેટલું નુકશાન.

આ બાબત સ્થળે સ્થળે સમજાવવાની જરૂર છે. ઘણાખરા એમજ સમજે છે કે કોઈપણ રીતે પાતરે નાંખો એટલે કલ્યાણ થયુ; મુળ તો સુજતું શું અને અસુજતુ શું તે માહીતી થોડાનેજ હોય છે, અને "શ્રીદશવીકાલીક સુત્ર" માં કહ્યું છે કે સુજતાના લેનારા તેમજ દેનારા બહુ થોડા છે, પણ જો આ બંને જોગ થાય તો બંનેની સદગતી થાય. કેટલાક માણસો તો તૈયાર કરીને આપે છે, પણ એક વિચાર કરવો કે જેમ એક બાઇ કરીઆવર લઈ આશા ભરી જતી હોય તેને એકાએક ચોર લુંટે તો કેટલું પાપ? તે કરીઆવર તો ફરી સાંપડે તેમાં બહુ મુશ્કેલી નથી. પણ જે ત્યાગીએ

સંજમ માટે ઘરબાર, સ્રી, છોકરાં, દોલત અને માથાના * કેશ સહિત ફેંકી દીધેલ છે, ને તરવારની ધારે ચાલવા તત્પર થએલ છે તેનું સંજમ રૂપ જીવતર લુંટી લેવાનું કામ આ અસુજતું આપનારા કરે છે. તેથી અસુજતું આપનારને ગર્ભમાંથી ગળવું પડે છે. ગોટોવાળીને વહોરાવનાર કરતાં અસુજતું થવા માટે અફસોસ કરનારના ઘણાં કર્મ ખપે છે.

આપણાં બીજાં બધાં વૃત એવાં છે કે તે બરોબર ન પાળવાથી આપણેજ ભારે થઈએ છીએ. બીજાં એક પણ વૃત સાથે સાધુને સંબંધ નથી, પણ આ વ્રતમાં દોષ લાગવાથી સાધુપણાને પણ ધક્કો અપાય છે. આપણે ઘેર જોગ ન થાય તો કાંઈ સાધુ ભુખ્યા નહી રહી જાય. તેમ પસ્તાવો કરવાથી આપણો લાભ પણ કમતી નહીં થાય, છતાં અસુજતું વહોરાવવાનું કારણ એજ છે કે કેટલાકને સુજતા અસુજતાની ખબરજ નથી તેને માટે પ્રથમ કાયની ઓળખાણ તો જોઇએ, અને તે છ કાયની ઓળખાણ જો બરાબર થઈ ગઈ, તો નકી ધ્યાનમાં રાખવું કે સાધુને અર્થે કોઈપણ પ્રકારનો સુક્ષમમાં સુક્ષમ પણ જીવ મરે તે અસુજતું. આ ઉપરાંત આહાર પ્રાણીમાં બેંતાલીસ, સડતાલીસ તથા છન્તુ દોષ હોય છે તે મોઢે હોવા જોઇએ. તે પહેલાં સાધુ ગોચરી કરવાને લાયકજ

નથી. જેને ડાકટરી જ્ઞાન નહી હોય તે કદાચ ફોજદારી કરી શકશે, પણ જેને ફોજદારી જ્ઞાન નથી તે ફોજદારનું કામ કરવા ખરેખર તૈયાર ગણાય કે?

**સાધુ મુનીરાજની વયાવંચ્ચ કરવાની ચાવી–** આપણને સહુને ત્યાગી પુરૂષોની વયાવંચ્ચ કરવાનું મન તો થાય પણ તે કરવી શી રીતે? શું તેના હાથ પગ દાબવા તો આપણે ન કલ્પે? આપણે ફકત તેને સુજતો આહાર પાણી વહોરાવીએ તે ઉચામાં ઉંચી વયાવંચ્ચ છે. અને તેને આધારેજ સાધુ સાધ્વીનું સંજમ જીવતર ચાલે છે, તે માંહેલા કેટલાક દોષ તો એવા છે કે જે શ્રાવકોજ જાણી શકે. સાધુ મુનીરાજને કેટલીક વખત શ્રાવકોની વાતમાં ભરોંસો રાખવા વગર છુટકો નથી. સાધુ સાધ્વીમાં ખપવાનો દાવા કરનારા સંખ્યાબંધોને છન્નુ દોષો શું છે તે પુછતાં ખાત્રી થશે કે કેટલાક આ દોષ વર્ણવી શકે છે તો જ્યારે વર્ણવી ન શકે ત્યારે છન્નુ દોષ રહિત લેવાના અર્થી પણ કયાં રહે? આવી રીતે ફોજદારી કાયદો જાણ્યા વગર ફોજદારી તરીકે પોતાને મનાવનારા કેટલાક ક્રિયા યુકત વિચરે છે તે સહેજ ખ્યાલ આવશે. છન્નુ દોષના અભ્યાસ વગર વહોરવાનો હક ધરાવનાર દોષ રહિત આહાર લાવે છે, એમ શી રીતે મનાય? અને પછી “ આહાર તેવો

ઓડકાર " એ કહેવત પ્રમાણે જે ત્યાગી નામ ધરાવી અસુજતો અહાર પાણી ભોગવે તેનું વર્તન શુદ્ધ કયાંથી હોય; અને ભકિતભાવ ઓછો થવાનું આ જ એક કારણ છે.

અન્ન તેવું મન—દોષીલા આહારનું દોષીલું મન.

પાણી તેવી વાણી—દોષીલા પાણીની દોષીલી વાણી

"આહાર તેવો ઓડકાર" દોષીલા આહારનો દોષીલો ઓડકાર. અરે! સંસારમાંથી ખરીદેલી મિઠાઈ દિક્ષાનો પાઠ ભણીને તરત ખાવામાં આવે તેને ગળથુથીમાં અ-સુજતો અહાર છે એમ શા માટે ન કહેવું?

સેંકડો રૂપીયાનાં કાપડાં અને પુસ્તકો ખરીદ કરાય છે, વેલ્યુપેબલ પારસલો આવે છે, વેપારીના ચુકવવાના બીલ ચેક કરાય છે. (જો કે ચુકવે છે શ્રાવકો, પણ શેઠનાં બીલ મુનીમો જ ચુકવે, પરંતુ શેઠનો હુકમ થયા બાદ) ખાસ ત્યાગીને અર્થે ત્યાગીને પ્લેન બતાવી એક ઉપાશ્રય હોય છતાં બીજો મમતને લઈને બનાવાય છે. અને તેમાં અનુમોદન થાય છે, સોપારી વગેરે સામા આવીને અપાય છે, દીન દીન પ્રત્યે એકજ ઘરનું પાણી લેવાય છે. પાણી પણ ચાર આહાર માંહેલો આહાર છે; અને તેને માટે જ્યારે સંસારી આશા રાખી શકે તો પછી અતિથી કયાં છે? ખેપીઆ કરી પોટલાં મોકલાય છે, ચેલા પણ વેચાતા

લેવાય છે, તેમાં ઓછા અદકી રકમો ઠરાવવા ત્યાગી તરીકે ખપવા ઈચ્છનાર મશગુલ રહે છે, આવું આવું ઘણા ખરા સંઘાડામા જોવામાં આવે છે, ત્યાં શ્રાવકો ધર્મભ્રષ્ટ થાય તેમાં નવાઈ શું લાગે છે ?

કુવામાં હોય તો અવાડામાં આવે. તે પ્રમાણે આવા આચારવાળા સારૂં શું શીખવી શકે ? ઉપરનાં જે કૃત્યો લખવામાં આવ્યાં તે કોનામાં છે અને કોનામાં નથી તે હાથ ઝાલી ઉઘાડા પાડવું તે આપણું કામ નથી ; અને એવે ખરે વખતે સહુ કોઈ ઇન્કારજ જશે, પણ હું છાતી ઠોકીને કહેવાને હીમત ધરૂં છુ કે, તમ જો સાધુ સાધ્વીને છનુ દોષ પુછો ને તે ન આવડે તો, તે નિર્દોષ આહાર લેવાના કાગી છેજ નહિં. અરે જેને તેલનો વેપાર કરતો હોય તેને અનાજના વેપારની માહીતગારી ન હોય તો કાંઇ નહી, પણ તેલ કેટલી જાતનાં અને કયારે કયારે કયાં કયાં શું ભાવે મળે છે, ને ખપે છે એટલુ તો આવડવું જોઇએને ?

સિદ્ધાંતમાં ચોખ્ખું દર્શાવેલ છે કે ભગવંત કહે છે કે સાધુ ઈર્જા સોધે છે છતાં છદમસ્તપણાને લઇને કોઇ જીવ તેનાથી કચરાઈ જાય છતાં તેને દયાનો પાળવા વાળો કહું છુ, કેમકે તે દયાના ભાવમાં પ્રવર્તે છે. તેથી

ઉલટું જે સાધુ બીલકુલ ઇર્યા શોધતો નથી પણ તેની નીચે એક પણ જીવ કચરાયો નથી, છતાં હું તેને હીંસાનો કરનાર કહુંછું કેમકે તેના ભાવ દયામાં પ્રવર્તતા નથી, આ આધારને લઇને છન્નુ દોષ નહિ જાણનારને ભલે નિર્દોષ આહાર મળી જાય પણ તે નિર્દોષ લેવાનો અર્થી નથી, છતાં ખામણા વખતે છન્નુ દોષ રહિત આહાર પાણી લેનારનો ઇલકાબ ધારણ કરે છે, એટલે જો તે દોષ મોઢે ન હોય તો પછી તેજ સિદ્ધતા છે કે આ સંજમ કેવો પળાય છે ?

વેચાથી લીધેલા ચેલાને ગુલામ કહેવાય અને ગુલામે કદી ફતેહ ક્યાંય કરી એમ થયુંજ નથી.

સાધુ કોને કહેવાય તે જાણપણું થયા પછીજ ભાવના ભાવવી. શ્રાવકોને ભરોંસે સાધુને રહ્યા વગર છુટકો નથી, માટે છન્નુ દોષ શ્રાવકોએ જાણવા જોઇએ; અને જો સંત પુરૂષોનાં સંજમ જીવતરને પોષણ આપી વચાવ'ચ્ચનો લોભ લેવો હોય તો, તેમાંથી જેટલા દોષ ગૃહસ્થથી લાગે છે તેનો અભ્યાસ ખાસ કરી શ્રાવિકાઓને આપવો જોઇએ, કેમકે તે ખાતાની વ્યવસ્થા તેમની પાસે છે.

કોઈ કોઇ સંઘાડાની એવી માન્યતા છે કે બીજી દીક્ષા આપ્યા અગાઉ નવ દીક્ષીતને માટે વેચાથી લીધેલ

લેખામાં હરકત નથી આ વાત કેટલી વ્યાજબી છે તે નીચેના મુદ્દાઓ ઉપર એક જરા પણ લક્ષ દોરનારને સહેજ સમજાશે.

૧. કાચી દીક્ષાવાળાનું દ્રવ્યથી છઠું ગુણસ્થાનક ધારવામાં આવે છે કે અનેરૂં ?

૨. કાચી દીક્ષાવાળો પોતાને કોઈ નમસ્કાર કરે ત્યારે હું સાધુ નથી એમ કહે છે કેમ ?

૩. કાચી દીક્ષાવાળો ચાર તિર્થ પૈકીના કયા તિર્થમાં ગણાય ?

૪. કાચી દીક્ષાવાળો કદી કાળધર્મ જો પામે તો તેનો નિર્વાણ સંસારીની માફક કે ત્યાગીની માફક થાય ?

૫. કાચી દીક્ષાવાળો તે સંસારમાં જાય તો વિરાધીક કે આરાધીક ?

૬. કાચી દીક્ષાવાળાને સામાન્ય સાધસાધ્વીને લાગુ પડતા ખામણાના તમામ બોલ લાગુ પડે છે કે કાંઇ ઓછાં લાગુ પડે ?

૭. જેને દ્રવ્યથી છઠું ગુણસ્થાનક નજ સંભવતું હોય, જે સાધુથી કાંઇ કમતી હોય, જે શ્રાવકના તિર્થમાં હોય, જેનું મૃત્યુ નિર્વાણ શ્રાવક તરીકે થવાનું હોય,

જે સંસારમાં જવાથી વિરાધીક ન થાય, તેવે પદે હોય, જેને સાધુ સાધ્વીને લાગુ પાડવામાં આવતા બોલ લાગુ ન પડે તેવા પ્રકારના મનુષ્યને આહાર પાણી વિગેરે લાવી આપે તે ત્યાગી ગણાય ?

પાકી દીક્ષાવાળાથી આ પ્રમાણે જ્યારે કાચી દીક્ષાવાળાને આહાર પાણી લાવી અપાય છે તો પછી તે પ્રત્યક્ષ છે કે કાચી દીક્ષામાં લેશ માત્ર ન્યુનતા નથી.

**ત્યારે કાચી દીક્ષા એટલે શું ?**—કાચી દીક્ષા એટલે હંગામી કે પ્રોબેશનરિ નીમણુંક નહિં, નીમણુંક તો કાચી દીક્ષામાં પણ જાથુની, ફક્ત પ્રોબેશનરી નીમણુંકવાળાને જોખમનું કામ દેવાય નહી, તેમ કાચી દીક્ષાવાળો ગમે તેટલો ભણેલો હોય તોપણ ફકત મહાવરાની ખામીને લીધેજ તેનું વ્હોરેલું દોષ રહીત હોવાની ખાત્રી નહી તેથી પાકી દીક્ષવાળા તેનું વ્હોરેલું જમી શકે નહિં; પણ જ્યારે પોતે પોતાનું વ્હોરેલું તેને આપી શકે છે તો પછી સર્વ રીતે તે તેની સમાચરીનોજ છે.

તેને પણ ૯૬ દોષ વિગેરે પુર્ણ રીને જાળવવાજ જોઈએ. આજતો તેનું બાનું આપી ઢગલે ઢગલા ખરીદ થાય છે, ને તે બીજાં બધાં ઠાણાં વાપરે છે એટલુંજ

નહિ પણ આ પ્રકારનો લાભ લેવા માટે લાયકને પણ પાકી દીક્ષા દેવા માટે વીલંબ કરે છે, જરૂર જેટલું ભણતર તો કાચી દીક્ષા અગાઉથીજ જોઈએ, ફક્ત મહાવ્રતાનુંજ બાકી રહે છે.

**છન્નુ દોષ**—૧ સાધુને અર્થે રાંધેલ. ૨ સચેતનું અચેત બીજી રીતે સાધુ અર્થે કરેલ. ૩ આધાકર્મી ભળેલ, ૪ કાંઈક ગૃહસ્થ અને કાંઈક સાધુ માટે રાંધેલ. ૫ સાધુ સિવાય બીજા કોઈને ન આપવું એવા ઉદ્દેશવાળું. ૬ સાધુ નિમીતે જમણવાર આઘો પાછો કરે. ૭ અંધારે અંજવાળુ કરી આપે. ૮ વેચાતું આણીને આપે. ૯ ઉછીનું લાવી આપે ૧૦ બદલાવીને આપે. ૧૧ સામું લાવીને આપે. ૧૨ દાટો દીધેલ હોય તેને ઉખેડીને આપે. ૧૩ મેડીએથી ઉતારીને હેઠે લાવીને આપે. ૧૪ ભોંયરામાંથી આણીને આપે. ૧૫ બીજા પાસે ઝુંટાવીને આપે. ૧૬ સેવારી ચીજ સૈવારીની રજા સિવાય આપે. ૧૭ સાધુને આપવા માટે અદકુ રાંધે. તે સતર દોષ નીસીથ સુત્રમાં છે. ૧૮ બાળકને રમાડીને આહાર લીએ. ૧૯ સમાચાર આપીને આહાર લીએ. ૨૦ નીમિત ભાંખીને આહાર લીએ. ૨૧ પોતાની જાત ઓળખાવીને આહાર લીએ. ૨૨ રાંકની પેઠે કરગરીને આહાર લીએ. ૨૩ વૈદું કરીને આહાર લીએ. ૨૪ દાતાર ઉપર ક્રોધ

કરીને આહાર લીએ. ૨૫ અભીમાન કરીને લીએ. ૨૬ કપટાઈ કરીને લીએ. ૨૭ લોભ કરીને આહાર લીએ. ૨૮ આહાર લીધા પહેલાં તથા આહાર લીધા પછી દેનારનાં વખાણુ કરે. ૨૯ વિદ્યા શીખવીને આહાર લીએ. ૩૦ મંત્ર શીખવીને આહાર લીએ. ૩૧ ચુરણુ આપી અથવા શીખવીને આહાર લીએ. ૩૨ નક્ષત્રના જોગ શીખવી અગર કહી તથા નક્ષત્ર સૌભાગ્ય અથવા લક્ષણુ કહી બતાવી કે શીખવીને આહાર લીએ. આ બધા દોષ નિસીથ સુત્રમાં છે. હવે દશ દોષ એખણાના કહે છે: ૩૩ આહાર લેતાં શંકા ઉપજે. ૩૪ અજોગ વસ્તુથી ખરડાયેલ ભાજનથી આપે. ૩૫ સચેતે ઢાંકેલી ચીજ આપે. ૩૬ સચેત ઉપર અચેત હોય તે આપે. ૩૭ જે વસ્તુમાં સચેત ચીજ ભરેલ છે તેને ઠલવી એજ ઠાસમાં આહાર આપે. ૩૮ આંધળા પાસેથી આહાર લીએ. ૩૯ સચેત અચેત ભેળું હોય તે લીએ. ૪૦ શસ્ત્ર પુરૂં પ્રગમેલ નથી તેવો આહાર લીએ. ૪૧ તરતનું લીપેલું કચરીને આપે. ૪૨ ઢોળતાં ઢોળતાં લાવી આપે. હવે પાંચ આવશ્યક સુત્રમાં છે તે કહે છે. ૪૩ કમાડ ચણીયા-ળાવાળાં કે અવાવરૂ હોય કે અધુકડું હોય તે ઉઘાડીને આપે. ૪૪ ઢાંકણીમાં પહેલું કાઢી રાખેલ હોય તે આપે. ૪૫ બાકળા ઉછાળેલા હોય તે આપે.

૪૬ અદ્રષ્ટ થકી આણી આપે. ૪૭ સારો આહાર મળવાથી નરસો આહાર પરઠી આપે. હવે દસવીકાલીક-માંથી પંદર બોલ કહે છે. ૪૮ દાનશાળાનો આહાર લીએ. ૪૯ મુવા માણસની પછવાડે પુન્ય માટે કરેલ હોય તે આહાર લીએ. ૫૦ બાવા સાધુ માટે કરેલ હોય તે આહાર લીએ. ૫૧ રાંક સારૂ કરેલ હોય તે આહાર લીએ. ૫૨ નિત્ય પ્રત્યે તેજ ઘરનો આહાર લીએ અથવા નિયમસર લીએ. ૫૩ સ્થાનકની આજ્ઞા-વાળાનો આહાર લીએ. ૫૪ રાજા સારૂ કરેલ આહાર લીએ. ૫૫ આહાર ન મળે ત્યારે માગીને લીએ, અથવા અમુક ચીજનું નામ પાડીને લીએ. ૫૬ સચેતને સંઘટે હોય તે લીએ. ૫૭ ખાવું થોડું ને ઝાઝું નાંખવું તેવો આહાર લીએ. ૫૮ ચોર જુગારી મલેચ્છ વીગેરેના મકાનનો આહાર લીએ. ૫૯ જેને વોરવા આવવા ના કહી હોય તેના ઘરનો આહાર લીએ. ૬૦ ગુણીકા પ્રમુખ અપ્રતિતકારી ઘરનો આહાર લીએ. ૬૧ વોર્યા પછી સચેત પાણીએ ઠામ કે હાથ ધોવાય. ૬૨ મદી-રાવાળા ખરડેલ ભાજનથી વહોરે.

હવે ઉત્તરાધ્યયન સુત્રના બે દોષ કહે છે—૬૩ સ્વજ્ઞાતીનો કે પોતાનાજ સંપ્રદાયનો આહાર વહોરે. ૬૪ ક્ષુધાદીક છ કારણ સીવાય આહાર લીએ.

હવે બે દોષ ઠાણુંગના કહે છે—૬૫ મેમાનને માટે કરેલ મેમાન જમ્યા પહેલાં લીએ. ૬૬ માંસવાળા ભાજનથી વહોરે.

હવે આચારંગના ચાર દોષ કહે છે-૬૭ નિત્ય ને નિત્ય એકજ ઘરનો આહાર લીએ. ૬૮ નાત જમતી હોય ત્યાંથી આહાર લીએ. ૬૯ ભીખારીને અંતરાય પાડીને લીએ. ૭૦ વદાડ પ્રમાણે જઇને આહાર કે વસ્ત્ર વહોરે.

હવે શ્રી ભગવતિના બાર દોષ કહે છે-૭૧ આહારને વખાણે. ૭૨ આહારને વખોડે. ૭૩ સંજોગ મેળવી સ્વાદ ઉપજાવે. ૭૪ સૂર્ય ઉગ્યા પહેલાં વહોરે. ૭૫ બે ગાઉ ઉપરાંત આહાર લઇ જાય. ૭૬ પહેલા પહોરનું વહોરેલ ચોથે પહોરે ભોગવે. ૭૭ આહારનાં પ્રમાણથી અધીકો આહાર કરે. ૭૮ કોઇ બોલાવીને આહાર વિગેરે આપે. ૭૯ અટવી ઉતરવાવાળાનાં ભાતામાંથી આહાર આપે. ૮૦ દુકાળમાં રાંકોને આપવાનો આહાર લીએ. ૮૧ વરસાદમાં રાંકોને આપવા સારૂં કર્યું હોય તે આહાર લીએ. ૮૨ રોગીઓને માટે કર્યું હોય તેના જમ્યા પહેલાં આહાર લીએ.

પાંચ દોષ પ્રશ્ન વ્યાકરણમાં છે—૮૩ સાધુ કાજે

કુલેર કરીને આપે. ૮૪ દહીં વડાં કરી આપે. ૮૫ પાણી સિવાય કોઇ ચીજ હાથેથી લીએ. ૮૬ સાધુ માટે કોઇને ધક્કા દઇને બાહેર કાઢીને આપે. ૮૭ ભાટ ચારણની માફક દાતારની કીર્તિ કરીને લીએ.

બે દોષ દસાસુત્ર સ્કંધમાં છે—૮૮ બાળક સારૂં કરેલ હોય તે લીએ. ૮૯ ગર્ભવંતી માટે કરેલ હોય તે તેના જમ્યા પહેલાં લીએ.

નિસીથ સૂત્રના ૭ દોષ—૯૦ ઘણા માણસો જમતાં હોય ત્યાં જઇને કહે કે કોઇ દાતાર છે કે. ૯૧ અટવીમાં લાકડાં લેવા ગયેલ હોય તેનાં ભાતાંમાંથી આહાર લીએ. ૯૨ પાસથ્થા—સંજમ ગુણ વિના વેષ રાખી માગી ખાય તેનું લીએ. ૯૩ અન્નતીર્થ વેશ ધારી પાસેથી આહાર કે વસ્તુ લીએ. ૯૪ ઢેઢ, ચંડાળ, વાઘરી, ખાટકી, ચીડીમાર, મલેચ્છ વીગેરે નિંદનીક કુળનો આહાર લીએ. ૯૫ ગૃહસ્થ સાથે આવી ઘર દેખાડી ઓળખાવી સ્હેમાં દબાવી આહાર અપાવે તે લીએ.

વેહ કલ્પનો એક દોષ—૯૬ રોગ વીગેરે કારણ વગર પહેલા પહોરનો લાવેલ આહાર ચોથે પહોરે વાપરે અથવા સમસ્યા કરીને આહાર લીએ.

સાધુને ચૌદ પ્રકારનું દાન દેવાય, તેમાં આઠ પ્રકાર તો આપી દેવાને છે તેનાં નામઃ—

१ असणं–અન. २ पाणं–પાણી. ३ खाइमं–મેવો. ४ साइमं–મુખવાસ ५ वथ्थ–વસ્ત્ર. ६ पडिग्गहं–પાત્રાં. ७ कंबलं–ધાબળી. ८ पायपुछणेणं–રજોહરણ આદી. આ આઠ ચીજો આપીને પાછી લઇ શકાય નહી.

બાકી છ ચીજ— पाढीयारु–આપીને પાછી લેવાય છે. તે નામ.

१ पीठ–બાજોઠ. २ फलग–પાટ. ३ सेज्जा–શૈયાદિકસ્થાન. ४ संथारएणं–તરણા પ્રમુખની પથારી સંથારો. ५ उसह–એકજ વસ્તુનું કરેલું ઓસડ. ६ भेसज्जेणं–ઘણી વસ્તુનું કરેલું ઓસડ. पडिलाभेमाणे–સાધુજીને ભાવે કરી આપતાં થકી ( એ ચૌદ પ્રકારના દાન) विहरामि–વિચરીશ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સાધુજીએ પાટપાટલા પણ જાચવાના છે, કેમકે જો ચૌદ પ્રકાર લેવાજ ન આવે તો દેવા શી રીતે ? તોપછી ભાવના શું કામની ?

## દરરોજ સાધુને આવવા હુકમ નથી તો પછી દરરોજ ભાવના શા માટે?

એકજ ગચ્છનાને તેજ ઘેર વળતે દિવસ જવાની ના છે, પણ કાંઇ ભાવના અમુક ગચ્છ આશરેજ ભાવવાની છે? વળી આપવું એ જુદી વાત છે, અને ભાવના એ જુદી વાત છે. હાલમાં પ્લેગ વિગેરે કારણથી સાધુને ચોમાસામાં પણ ફરવું પડે છે, તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે ભાવના નિર્થક નથી.

કેટલાકનું માનવું એમ છે કે સાધુને જે આહાર દઇએ તેવો આહાર મળે. આ વાત તદ્દન મુર્ખાઇ ભરેલી છે. સંસારમાં પણ ચીજે ચીજ મળતી નથી. પણ જેવો ભાવ હોય તે પ્રમાણે મળે છે. સાધુજીને કાંટો કાઢવાને સોય જોતી હોય તે વખતે આપણે આપણને મિષ્ટાન મળવાની આશાથી સોયને બદલે મિષ્ટાન આપીએ, તો શું તેનું કામ પાર પડે કે? ત્યારે શું સોયના આપનારને સોયજ મળે? એમ કદી બને નહી. एहवी-सद्दहणा–એવી શ્રદ્ધા. परूपणाए–ઉપદેશ. साधु साध्वीनी जोगवाइ मले अने सुझतो निर्दोष आहार पाणी

**वहोरावीए ते वारे**–સાધુજીનું પધારવું થાય તે વખતે. **फरसनाए करी**–કાયાએ કરી. **शुद्ध**–નિર્દોષ.

ગમે તેવે કારણે કીંચીત દોષીત દેવું નહી, તેણે કાંઇ દીક્ષા આપણા ઘર ઉપર નથી લીધી, તેને તો આખું જગત ખુલ્લું છે. એટલુંજ નહી પણ તેણે આહાર પાણી ઉપર પણ દીક્ષા નથી લીધી.

## ભાવના ભાવવામાં કેટલાક પ્રકારની થતી ગફલત.

ડેલી બંધ કરીને ભાવના ભાવવી વ્યર્થ છે કેમકે ડેલીબંધ હોય ત્યાં સુધી જે જાતના ત્યાગીની ભાવના છે તે આવે નહી, તો તેને માટે બંધ ડેલી ઉઘાડવા ન જવાય; પણ સહેજે ઉઘાડી પડી હોય એ તેને માટે પણ બંધ ન કરે તો વાંધો નહીં. ચાલવાનાં પગથીઆં ઉપર લીલોતરીનાં ડાખળાં પડેલાં હોય તો, તે ડાખળાં ઉપાડાય નહીં, પણ પ્રથમથીજ ભલે તેનું નિમીત ગણીને પણ વેરે નહી, તો વાંધો નહી. કદી સાધુ, સાધ્વી ન પધારે તો બીજા હાલવા ચાલવાવાળાથી પણ કચરાય નહી તેટલો લાભ. જમતી વખતે પાણીનો લોટો ભરેલો હોય તે પાટલાને એવી રીતે અડતો

હોય કે વહોરાવવા જતાં તે લોટો હલ્યા વગર રહેજ નહી, તે લોટો મુકાણા પછી સાધ સાધ્વી નીમીત્તે આઘો પાછો ન કરાય પણ પ્રથમથીજ સંભાળથી મુકવામાં વાંધો નહી. આવી આવી ઘણી બાબતોમાં ચીવટ રાખીને ધ્યાનમાં રાખે તોજ ભાવના ખરી.

## અસુજતાના પ્રકાર.

કોઈ ચીજ સચેતને સંઘટે હોય તો તે ચીજ અસુજતી કહેવાય, પણ તે ચીજને નહીં અડતાં બીજું બધું વહોરાવાય. પરંતુ જો તે ચીજને અડે ને કોઇ સચેત હલી જાય તો પછી ઘર અસુજતું ગણાય, માટે તેવી ચીજોને અડવું નહીં. કોઈ મનુષ્યથી વહોરાવવાની ક્રિયા કરતાં કેઇ સચેતને કીલામના થાય, એમ હોય છતાં તે માણસ તેવી કીલામના કાંઇ ન કરે તો તે વખતે તે માણસ અસુજતો કહેવાય; પણ બીજા માણસને વહોરાવવામાં હરકત નહીં તેમ બીજી વખત ફરી જોગ થાય તો તે માણસને પણ વાંધો નહી. પણ જો તે માણસ કોઈ રીતે કોઈ જીવને કીલામના કરે તો ઘર અસુજતું થાય. તે ઘર બીજી કોઇ રીતે કામજ ન આવે માટે ઘર અસુજતું ન થાય તે વાત બહુ ધ્યાનમાં રાખવી.

અસુજતું થાય તો પાછા જવાનું શા માટે? અસુજતું થતી વખત જે જીવને કીલામના થવી હતી તે તો થઇ ગઈ છતાં પાછા જવાની જરૂર શું? આમ જો પાછા ન જાય તો ફરી વખત ચીવટ ન રહે, અસુજતું થવું તે બેદરકારીનું પરિણામ છે ને તેવો લાભ બેદરકારને ન આપવો, તે બેદરકારીની સજા છે. અસુજતું થવા માટે કલ્પાંત કરનારા પણ પોતાની બેદરકારી મટાડવાનું ધ્યાનમાં રાખે તો પછી અસુજતું થવાનો બહુ સંભવ રહે નહિ. માટે જેને જેને સાધ સાધ્વીના સજમ જીવતરને ઉત્તેજન આપવું હોય તેમણે વહોરાવવાની વીધીનો બરોબર અભ્યાસ કરવો જોઈએ, એમ છતાં અસુજતું થવા માટે પસ્તાવો કરે અને ફરી સંભાળ રાખવાનું ધ્યાનમાં રાખે તોપણ લાભજ છે. જીવ અજીવનું જાણપણું હોય તો જ અસુજતું ન થાવા દેવાની ચીવટ રહી શકે. જેટલા ઠળીયા તથા બીજ છે તે ઘણું કરી સચેત જ ગણાય છે.

ચીજ અસુજતી આચીંતાની પણ થઇ જાય, તેમાં આપણો ઉપાય શું? પણ અસુજતું અજાણતાં થતું નથી તે તો અજ્ઞાનતાથી થાય છે. પુરી દરકારવાળાને ત્યાં ચીજ અસુજતી થાય પણ ઘર અસુજતું થાયજ નહિ.

**एहवा बारमा**-એવા બારમા. **अतिथि**-જેને આવવાનો અમુક વખત નથી એવા સાધુજીને **संविभाग व्रतना**-ભાગ આપવાની ચિંતવણારૂપ વૃતના. **पंच अइयारा**-પાંચ અતિચાર. **जाणियव्वा**-જાણવા. **नसमायरियव्वा**-( પણ ) આચરવા નહી. **तंजहा**-તે જેમ છે તેમ. **ते आलोउं**-તે કહું છું.

**सचित्तनिख्खेवणिया**-સચેત સાથે અચેત રાખ્યું હોય.
**सचित्तपेहाणिया**-અચેત સાથે સચેત રાખ્યું હોય.

આ પ્રમાણે હોય તો અસુજતું થવાનુંજ. આ ખાસ સ્ત્રીઓનું કામ છે. પરંતુ પુરૂષોએ પણ યાદ રાખવું કે જો સ્ત્રીનું ઘર અસુજતું થયું તો તમારૂં ઘર પણ અસુજતુ. તમારૂં ને તેનું ઘર કાંઈ જુદું નથી. માટે તેની મુર્ખાઇની સજા પણ તમને થશે, માટે જેટલી સમજાવવાની કે દરકારની ખામી તેટલો દોષ પુરૂષનો પણ છે. આપણામાં કેટલા પુરૂષો એવા નીકળશે કે, જેઓ એવી તપાસ કરે કે રોટલા, ઘી વીગેરે રાખવાની પેટીમાં રાઇ, મીઠું, મેથી વીગેરે સચેત ચીજ છે કે નહિ, અને જો તે પ્રમાણે હોય તો પછી કાં સદય અસુજતું વહોરાવવાનું અને કાં વિશ્વાસઘાતનું પાપ વહોરાય છે,

કેમકે ગમે તેટલા ચીવટવાળા ત્યાગીને પણ કેટલીક વાતમાં સસારીને ભરોસે રહેવુંજ પડે, અને આવી સ્થીતી છતાં ભાવના ભાવવામાં તૈયાર. આ પ્રમાણે રાઈ, મીઠું, મેથી વીગેરે સચેત પદાર્થો કાંઇ કોઈ સાધુ સાધ્વીને અર્થે દુર ન મુકાય, પણ એક વખત આપણે અર્થે લીધાં હોય તો ફરી જુદાં મુકવામાં વાંધો નથી

**कालाइक्कमे**—જે આહાર કાળને લઈને બગડી ગયો તે આપે તો અતિચાર.

**परोवएसे**—પોતે સુજતો છતાં પારકાને વહોરાવવા હુકમ કરે તો અતિચાર.

એમ નથી સમજવાનુ કે જે વોરાવે તેનેજ લાભ મળે. લાભ મળવો ન મળવો અથવા ઓછો અદકો મળવો તે તો ભાવ ઉપર છે, કોઇ કોઈ વખત એવું પણ બને છે કે વહોરાવનાર કરતાં વધારે લાભ વહોરાવનારનો પાડોસી જે વહોરાવવાનુ રૂડું જાણે, અથવા પોતે ન વોરાવવાનો પસ્તાવો કરે તેને મળે છે. જે વહોરાવે તેનેજ લાભ મળતો હોય તો તો પછી બે ભાઈ સાથે જમવા બેઠા હોય અને સાધુ મુનીરાજ પધારે તો પછી આ કમાણી કરવાનુ મન કોને ન થાય? અને એક બીજા વહોરાવવાના વાદવિવાદમાં ઉતરે તો સાધુ

મુનીરાજ ચાલ્યા જાય, મતલબ એમ છે કે સરળતાની ખાતર ગમે તે માણુસ વહોરાવે તેની કાંઇ હરકત નહિં, પણ પોતે સુજતા છતાં આવું કામ હું કયાં કરૂં ? એમ તિરસ્કારને લઇને પારકાને હુકમ કરે તો અતિચાર.

मच्छरियाए–દાન દઇને અહંકાર કરે તો અતિચાર.

આ પ્રમાણે બાર વૃત પુરાં થયાં તે ઉપરથી એમ ખાત્રી થાય છે કે જરા અનીતપણું વૈરાગ્ય ભાવને સમજણ સાથે સંતોષ હોય તો ગમે તેટલી ઉમરનો માણુસ બાર વૃત પાળી શકે; અને તે વૃત જો જાવજીવનાં ન લેવાં હોય તો તે પાળવાની ખરી તક તો તે છે કે જ્યારે બાલ્યા અવસ્થામાંથી કાંઇક સમજણની અવસ્થા આવી હોય અને પુર્વના પુણ્યને લઇને વ્યવહારીક કામકાજનો બોજો મુરબ્બીઓ ઉપર હોય; પણ વ્યવહારમાં પડયા પછી અથવા વૃદ્ધ અવસ્થામાં તે બનવું વધારે મુશ્કેલ પડે છે.



# સંથારાનો પાઠ.

अपछिम—બીજું કાંઇ કામ કરવું રહ્યું નથી. **मारणतीयं**—પંડીત મરણને અંતે. **सलेहणा**—આત્માને પાપનાં કામથી દુર કરવો. અનશન કરવું. **पोषधशाळा**—સંથારો કરવાની જગ્યા. **पुंजीने**—વાળીને સાફ કરીને ( બહુ જતનાએ ). **उच्चारपासवण**—વડી નીત તથા લઘુ નીતની ( એટલે ઝાડા તથા પેસાબની ). **भूमिका**—જગ્યા. **पडिलेहीने**—નજરે જોઇને, તપાસીને. **गमणा गमणे**—જતાં આવતાં જીવ ચંપાણા હોય તેનું. **पडिक्कमीने**—પ્રાયાશ્ચત લઇને. **दर्भादिक संथारो**—ડાભ વિગેરેની પથારી. **संथरीने**—પાથરીને. **दर्भादिक संथारो**—ડાભ વિગેરેની પથારી (ઉપર). **दुरुहिने**—બેસીને. **पुर्व तथा उतर दिशि**—પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ. **पलयंकादिक**—પલાંઠી વાળીને અથવા શકિત પ્રમાણે. **आसने वेसीने**—આસન વાળીને. **करयलं**—બે હાથ. **संपग्गहीयं**—જોડીને ( કમળના દોરડાની માફક.

शिरसावत्तयं—માથાને આવર્તન દઈ. मथ्थएअंजलीकट्टु—માથે બે હાથ જોડેલા રાખી. एवं—એમ. वयासी—(વચનથી બોલીને). नमोथ्थुणं— નમસ્કાર હોજો. अरिहंताणं—અરિહંત દેવને. भगवंताणं—ભગવંતને. जावसंपताणं—આખુ નમોથુણું બોલીને. एम अनंता सिद्धने नमस्कार करीने—એમ અનંતા સિદ્ધ ભગવાનને નમીને. वर्तमान पोताना धर्मगुरु धर्माचार्यने नमस्कार करीने--હાલના પોતાના ધર્મ ગુરૂ ધર્માચાર્યને નમસ્કાર કરીને. पुर्वे जे व्रत आदर्यां छे ते—અગાઉ જે વૃત ધારણ કરેલ છે તે. आलोइ—સંભાળીને કહી જઈને. पडिकमि-પ્રાયશ્ચિત લઈને. निंदी—(આત્માની શાખે) ભુલ ચુક માટે નીંદા કરીને. निसल्ल थइने--સલ્ય રહીત થઈને. सव्वंपाणाइवायं—સર્વ પ્રકારે જીવ હીંસા કરવાની. पच्चखामि-બાંધી કરીને. सव्वं मुसावायं पच्चखामि-સર્વ પ્રકારનું જુઠું બોલવ ની બાંધી કરીને. सव्वंआ दिनादाणं पच्चखामि—સર્વ પ્રકારનુ અણદીધું લેવાની બંધી કરીને सव्वमेउणंपच्चखामि-સર્વથા મૈથુનની બંધી કરીને. सव्वंपरिग्गहंपचक्खामि-સર્વથા દોલત વગેરે પરીગ્રહ રાખવાની

બંધી કરીને. सव्वंकोहं पच्चखामि–સર્વથા ક્રોધ કરવાની બંધી કરીને. जावमिछादंसणसल्लं–તે મિચ્છાદંસણસલ્લ સુધીના અઢાર દોષ. अकरणिजंजोगं–નહીં કરવા જોગ (તેની) पच्चखामि–બંધી કરીને. जावजीवाए–જ્યાં સુધી જીવું ત્યાં સુધી. तिविहं–ત્રણ કરણે. तिविहेणं–ત્રણ જોગે. नकरेमि–હું પાપ કરૂં નહીં. नकारवेमि–બીજા પાસે પાપ કરાવું નહીં. करंतंनाणुंजाणइ–કોઈ પાપ કરે તે રૂડું જાણું નહીં. मणसा—મને કરીને. वयसा—વચને કરીને. कायसा—કાયાએ કરીને.

આ વખતે પચ્ચખાણ ત્રણ કરણ અને ત્રણ જોગ એમ ૩×૩=૯ નવ કોટીના છે. તદન સાધુ જેવાંજ છે. एमअढारे पापस्थानक–એ રીતે અઢારે પાપનાં મૂળ સેવવાના ઠેકાણાની. पच्चखीने--બંધી કરીને. सव्वं સર્વ પ્રકારનાં. असणं--અન્ન. पाणं–પાણી. खाइमं–મેવો. साइमं--મુખવાસ. चउविहंपिआहारं—એ ચાર પ્રકારના અને બીજાં પણ આહારની. पच्चखामि–બંધી કરીને. जावजीवाए--જ્યાં સુધી જીવું ત્યાં સુધી. एम चारे आहार पच्चखीने—એમ ચારે આહારની બંધી કરીને. जं--જે. पियं--પ્રિયકારિ. इमंशरीरं–

આ મારૂં શરીર. इट्ठं-ઇષ્ટકારી. कंतं-કાંતિવંત. पियं-પ્રિયકારી. मणुन्नं-મનને શોભીતું, મન ગમતું. मणामं-મનને અતિ વ્હાલું. थिज्जं—ધીરજવાન, ધીરજ દેનાર. विसासीयं—વિશ્વાસનું ઠેકાણું. समाणं-માનવા જોગ. अणुमयं--વિશેષે માનવા જોગ. बहुमयं-ઘણું માનવા જોગ. भंडकरंडगसमाणं-બહુમુલાં ઘરેણાંના ડાબલા જેવું. रयणकरंडगभुयं-રત્નના કરંડીયા જેવું. माणंसियं-રખે મને ટાઢ વાય. माणंउन्हं-રખે મને તાપ લાગે. माणं खुहा—રખે મને ભુખ લાગે. माणंपीवासा-રખે મને તરસ લાગે. माणंवाला—રખે મને સરપ કરડે. माणंचोरा--રખે મને ચોર હેરાન કરે. माणंदंसा-રખે મને ડાંસ કરડે. माणंमसगा-રખે મને મચ્છર કરડે. माणंवाइयं-રખે મને રોગ થાય. पितियं--રખે મને [illegible] થઈ પીત થાય. संभिमं-રખે મને સળેખમ ઉધરસ થાય. सन्निवाइयं--રખે મને સનેપાત થાય. विविहारोगायंका —વિવિધ પ્રકારનાં રોગ ઉત્પન્ન થાય. परिसहोवसग्गा—રખે મને પરિસહ તથા ઉપસર્ગ થાય. फासा [illegible]—એવી જાતનાં કોઈપણ સ્પર્શ થએ થકે. एयंपि णं—એવું શરીર વ્હાલું છે તે. चरिमेहिं—છેલા.

उस्सासनिसासेहिं—શ્વાસો શ્વાસ સુધી. वोसिरामि-તજુંછું तिकट्टु—એમ કહીને. एम शरीर वोसिरावीने -શરીરને તજી દઈને. कालंअणवकंखमाणे— કાળને અણુવાં છતો થકો. (જીવવાની આશા તથા મરણનો ભય ન રાખતો) विहरंति—વિચરીશ. एवी सद्दहणा परुपणाए—એવી શ્રદ્ધા પરૂપણાથી. अणसणनो अवसर आवे अणसण करुं ते वारे फरसनाए करी शुद्ध-સ થારાનો પ્રસંગ આવે ને સંથારો કરૂં તે વારે શક્તિ મુજબ શુદ્ધ હોજો. एहवा—એવા. अपछिम—કાંઈ કામ બાકી નથી ત્યારે. मारणंतिय—મરણને અંતે. सलेहणा—સલ્ય કાઢીને. उ-सणा—અણસણ સેવવાના. आराहणाना—આરાધના કરવાના. पंचअइयारा—પાંચ અતિચાર. जाणियव्वा—જાણવા. नसमायरिव्वा—(પણ) આચરવા નહીં. तंजहातेआलोउं —તે જેમ છે તેમ કહું છું.

१. इहलोगा संसप्पउगे—આ લોકને વિષે કોઈ મોટો રાજા થવાની ઇચ્છા કરવી તે.

२. परलोगा संसप्पउगे—પરલોકને વિષે કોઈ મોટો દેવતાદિક થવાની ઇચ્છા કરવી તે.

૩. जीवियासंसप्पउगे-વધારે જીવવાની ઇચ્છા કરવી તે. જેથી બહુ પ્રસંશા ચાલે અને ઘણે દુરથી લોકો વંદણા કરવા આવે.

૪. मरणासंसप्पउगे-બહુ દુઃખી થવાથી જલદી મોત આવે તો સારૂં એવી ઇચ્છા કરે.

૫. कामभोगासंसप्पउगे-કામભોગની ઇચ્છા કરે. तस्समिच्छामिदुक्कडं एमसमकित पूर्वक बार व्रत सलेखणा सहित नवाणुं अतिचार एहने विषे-એમ સમકિતનો પાઠ બાર વૃત અને સંથારાનો પાઠ અગાઉ કહેવાઇ ગયો તેને વિષે. जे कोइ-જે કોઇ. अतिक्रम-બંધી કરેલી વસ્તુ કરવાનું મન કરવું. व्यतिक्रम-તે વસ્તુ કરવા તરફ ચાલવું તે. अतिचार-તે વસ્તુ હાથમાં લેવી તે. अणाचार-તે વસ્તુ ભોગવે એટલે બંધી ભાંગે. जाणतां-अजाणतां कोइपण प्रकारे पाप दोष लाग्यो होय तो श्रीकेवली भगवंत आपनी साखे तस्समिच्छामिदुकडं-જાણતાં અજાણતાં કોઇપણ પ્રકારથી પાપ દોષ લાગેલ હોય તો તે શ્રીકેવલીભગવંત આપની સાખે નિષ્ફળ હોજો.



## અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચારનો દાખલાથી સમજ.

એ ચારેય ગુનાના દરજા છે. ૧. જેમ એક ફળ કોઈ ઝાડ ઉપરથી પડયું ને તે ખાવાની મનની અંદર ઇચ્છા થઇ, તે ફળ ખાવાનો અતિક્રમ દોષ; ખાવાની ઈચ્છા ઉત્પન્ન થઇ પણ તેથી કરીને કાંઈ તે ખવાઈ ગયું નથી. ૨. તે ફળ લેવા આગળ ચાલવા માંડયું એટલે કાંઇક ખાવાનો પ્રયાસ આગળ ચાલ્યો તે વ્યતિક્રમ દોષ. ૩. પછી તે ફળને છોલી વિગેરે ક્રિયા કરી મોઢામાં મુકવા લાયક બનાવ્યું એટલે હવે ફક્ત મોઢામાં મુકવું બાકી છે, પણ હજુ કોઇ કારણ તે મુકાતું અટકે ખરૂં તેનું નામ અતિચાર દોષ. ૪. ફળ ખાય તે અણાચાર દોશ. આ પ્રમાણે દરેક કૃત્યમાં સમજી લેવું ને આળવણ પ્રાયશ્ચિત પણ તે પ્રમાણે હોય છે.

જ્યારે પોતાને એમ સમજાય કે હવે શરીરથી કાંઇ પણ કરણી બની શકે તેમ નથી ત્યાર પછી તેમાંથી માલ કાઢી લેવાની ક્રિયા તેનું નામ સંથારો.

શરીર છે તે તીરે (કાંઠે) પહોંચવાની હોડી છે, તેના તરફ બે દરકારી રાખવાથી તીરે પહોંચતાં વાંધો આવે માટે તે શરીરને સાચવવું પણ પાપ કરવાનાં તો પચ્ચખાણ છે, તે વાત ધ્યાનમાં રાખીને મંદવાડને

લઇને કે કોઇ અકસ્માત ઉપસર્ગને લઇને શરીર બચશે નહીં એમ જ્યારે લાગે, ત્યારે દરેક શ્રાવક, શ્રાવિકા, સાધુ, સાધ્વીને સંથારો કરવાની અગત્યતા છે. આવો સંથારો કરવાને કેટલીક વખત બહુ ઉતાવળ કરવામાં આવે છે. આ કામ અતિ મુશ્કેલ છે. આત્માનું બગડી જતાં વાર લાગતી નથી માટે સંથારો પાત્ર જોઇને અને પાત્રની હીંમત તેમ ઇચ્છા જોઇનેજ કરાવવો. સંથારો તેનો શબ્દાર્થ તો પથારી થાય છે. પણ મરણ વખતે અઢાર પાપ, ચાર આહાર, ને કાયા, એ ત્રેવિસ બોલ વોસરાવવાની ક્રિયાને સંથારો, સલેહણા અણસણ વિગેરે નામથી ઓળખાવાય છે. આવે વખતે આત્માનું સુધારે તેવા માણસોની પાસે પુરેપુરી જરૂર છે. છેડાને વખતે જેવા અધ્યવસાય હોય છે તેવી ગતી છે, પણ એટલું ધ્યાનમાં રાખવું કે જેમ એક નીશાળીઆએ આખું વરસ લેશન ન કર્યું હોય ને પરીક્ષાને આગલે દીવસે વાંચવાથી કોઇ પાસ થવાનું ધારે તો જવલેજ બને છે, પણ આખા વરસનો અભ્યાસ કામ આવે છે. ( કોઇ અપવાદની વાત જુદી ) તેમ આખો જનમ જે શ્રદ્ધા રાખી હોય, જે કૃત્યો કર્યા હોય, જે જ્ઞાન ધ્યાન કરેલ હોય તેજ આ વખતે કામમાં આવે છે. માટે જનમ આખો શુદ્ધ વર્તનની જરૂર છે.

આ સંથારાને કોઇ આપઘાતનું સ્વરૂપ આપે છે, પણ આપઘાતને સંથારો તે તદન વિરોધના શબ્દો છે, તે વાત વર્ણન કર્યેથી સમજાય તેમ નથી. આપઘાતમાં ક્રોધ મુખ્ય હોય છે, ને સંથારામાં સમતા મુખ્ય છે. અપવાસ અને લાંઘણુ જેવો તેમાં તફાવત છે, સથારાનું ખરૂં નામ સંલેખના છે તેના ત્રણ પ્રકાર છે-સલેખના—અનાદી કાળની મિથ્યા સમજણ રૂપ જે સલ, અથવા ખરી સમજણ થઇ હોય તો વૃત લીધા પછી તેમાં જે અતિચાર દોષનું સેવવું તે, અથવા કપટ કરવું, મિથ્યાત સેવવું, અને કરણીનું ફળ માગી લેવું તે ત્રણ પ્રકારના સલ સંભાળી, આળવી, માફી માંગવી ને આત્માને દોષ રહિત કરવો, અને એમ નિર્દોષ કર્યા પછી જે સંથારો કરવામાં આવે તે સફળ થાય. તેના ત્રણ રસ્તા—૧. પાદોપગમન. ૨. ભત પચ્ચખાણ. ૩. અંગીત મરણ. તેમાં પાદોપગમન આજકાળ થઇ શકતો નથી. ભતપચ્ચખાણના બે પ્રકાર—એક સાગારીતે અમુક વ્યાધી રોગ કે ઉપદ્રવ મટે ત્યાં સુધી અથવા અમુક વખત સુધી, અને બીજો અણાગારી—તે આગાર વગર ઠેઠ મરતાં સુધી.

સાગારીના બે પ્રકાર-જો ઝાઝી તક ન હોય તો ચોખા મનથી તમામ જીવને દેવળીની સાખે ખમાવી,

કરેલા અપરાધની માફી માગી, ચારે આહાર, તથા અઢાર પાપ, અને ત્રેવીસગી કાયા, નવ નવ કોટીથી વોસરાવે. તે વખતે પુરો થયે પાળવાની વીધીથી પાળી શકાય અને જો પુરતો વખત હોય તો બાર વૃત મોઢે છે, તે તમામ સંભાળી અને જે પોતે ધારી રાખેલ છે, તે તમામ આળવી અને આગળી જીંદગીમાં જે કાંઈ ભુલચુક થઈ હોય તથા ઉપયોગ રહ્યો ન હોય તથા રસમા મોળો પડી ગયો હોય, તેનો ઓરતો જેટલો થાય તેટલો જરૂર કરવો; અને હવે ફરી કેવળીની સાખે જાવજીવ બારે વૃત અગીકાર કરવાં. એમ કહી સંથારાનો પાઠ વિગતથી ભણીને અઢાર પાપ, ચાર આહાર ને ત્રેવિસગી કાયાને જાવજીવ વોસરાવે.

સંથારાના ટુંકમાં સમજણ સહિત પ્રતિજ્ઞા નીચે મુજબ—

દોહરો.

આહાર શરીર ને ઉપધી, પચખું પાપ અઢાર.
કાળ આવે તો જાવજીવ, જીવું તો આગાર.

મોતથી નહિ બીનારાઓ મરતી વખંતે કેટલીક ઉત્તમ ભાવનાઓ ભાવી ગયા તેથી વગર દુઃખે મોતને શરણ થવાય છે. મરવું સહુને અવશ્ય છેજ; માટે તે

ભાવનાઓ સહુ કોઈને ઉપયોગી થશે એમ ધારી નીચે આપવામાં આવેલ છે.

(૧). આ શરીર મારા રાખવાથી રહે તેમ નથી અને મારા પાડવાથી પડે તેમ નથી ત્યારે પછી તેના વિયોગથી મારે શું કરવા ચીંતા કરવી ?

૨. આજ દીવસ સુધી હું એમ જાણતો હતો કે આ શરીર મારૂં છે; પણ હવે મને ખબર પડી કે તે કોઈનું નથી અને થશે નહીં. જો મારૂં હોય તો મારા હુકમમાં કાં ન રહે ? આ રોગ કાં આવે ? મરણ કાં આવે ?

૩. જીવતું છે તે મરતું નથી, અને મરે છે તે જીવતું નથી. એટલે આત્મા જીવે છે તે કોઈથી મારી શકાય તેમ નથી, અને શરીર મરે છે તે કોઈથી જીવાડાય તેમ નથી.

૪. એક બાળકના જમણા ખીસામાં મેવો ભરેલો છે, તેમ ડાબા ખીસામાં પણ મેવો ભરેલો છે; તો જેમાં હાથ ઘાલે તેમાંથી મીઠું મોઢું થાય છે. તેજ પ્રમાણે જ્ઞાનીને જીવતાંય લાભ છે, અને મરતાં પણ લાભ છે. જીવે તો વૃત નિયમ પાળે અને મરે તો સ્વર્ગ અને મોક્ષનાં અધિક સુખ પામે.

પ. જેમ એક ઝુંપડીમા રહેનારને મહેલમાં રહેવા જતાં આનંદ થાય, તેમ મનુષ્ય દેહમાં જ્ઞાન સહિત ધર્મ કરણી કરનારને ઉત્તમ અવતાર આવવાનો તે ચોકસ છે. તો પછી ઝુંપડીમાંથી છુટી મહેલાતમાં જતાં શોક શેનો ?

૬. જેમ એક વેપારી અનેક શ્રમ વેઠી મુડી ભેગી કરી, ઘરનો વિયોગ સહન કરી બહાર દેશ ગયો; ત્યાં ટાઢ, તાપ, ભુખ વીગેરે સહન કરી ઘણા માલનો સંગ્રહ કર્યો. પછી જે વખતે ભાવ વધે તે વખતે વેચી નાખવાનું ચુકે ખરો કે ? અને તે વેચતાં તેને કેટલો આનંદ આવે ? અને જો ગાફલ રહે ને ન વેચી શકે તો માલ માટે વેઠેલાં દુઃખો સર્વે નિર્થકજ કહેવાયને ? તેમ તપ, જપ, વ્રત વિગેરે જે કર્યા, સંસારી વહાલી ચીજોનો ત્યાગ કર્યો, પરિસહ સહન કર્યા, તેનો વટાવ બાંધવાનો વખત આવ્યો તે સમયે મન કોચવવાથી બધું ફોકટ જાય કે નહીં ?

(૭) આપણે કોઇ રાજાહીકનું કામ કર્યું, અને તે કામ પુર્ણ થયું; પરંતુ તે રાજા હાજર ન હોય તો તેના પૈસા ભંડારી પાસેથી પણ મળે નહિ; પછી રાજા ગામમાં ક્યારે પધારે તેની રાહ ઇન્તેજારીથી જોવાય, તેમ શુભ કૃત્યનું ફળ આપનાર અવસર તે

મૃત્યુજ છે. મોક્ષનું સુખ આપનાર મૃત્યુજ છે. મૃત્યુ વગર કદી મોક્ષ હોય નહીં, છતાં એ ઉપકારી મૃત્યુ માટે ખેદ હોય કે ?

(૮). જેમ એક રાજાએ કોઈને પકડીને કેદમાં નાંખ્યો, ત્યાં કોઇ બીજો રાજા આવી ચડયો, કે જે આવનાર રાજા કેદમાં જનાર, તેમજ કેદમાં નાંખનાર બનેને મીત્ર છે. તેણે મિત્રાઈને લઈને તે કેદીને છોડી મુકવાની રાજા પાસે વિનતી કરી, જેથી તેણે તે કેદીને છોડયો. કહો હવે છુટનાર, તે મિત્રના આવાગમનથી ખુશી થાય કે નહી ? તેમ કર્મ શત્રુએ આ જીવ દેહ રૂપી પાંજરામાં પુર્યો છે, અને મૃત્યુ નામે મિત્રની કૃપાથી તેમાંથી છુટાય છે, તો પછી તેના આવાગમનથી આનંદ કાં ન થાય ?

(૯). રોગનું બહુ જોર હોય તો એમ વિચારવું કે જેમ તાપ વધારે હોય તેમ લોહું પણ જલદી ગળે છે, તેમ આકરા પરિસહ સમતા ભાવે સહન કરવાથી કર્મ વધારે ઝડપથી ખપશે.

મરદ દરદમાં ગરદ પણ, દરદ ગણે નહિં મરદ;
દરદ ગણે તે મરદ નહિં, દરદ સહે તે મરદ.

(૧૦) આ રેગ આવ્યો તે પણ વધામણીનું કારણ છે, કેમકે વગર રેગે આ મલીન, ઉદારીક, અસુચીમય શરીર ઉપરથી મોહ ઉતરવો મુશ્કેલ હતો ?

(૧૧) આ તો નક્રો બાંધવાની પુરેપુરી મોસમ છે; કેમકે આ કરતાં ઘણાં આકરાં દુઃખ નરકમાં પરવસ પણે સહન કર્યાં તોપણ જે નિર્જરા ન થઈ તે નિર્જરા (સમભાવ પ્રમાણે સહન કરવાથી) થવાનો અત્યારે ઉત્તમ પ્રસંગ આવ્યો.

(૧૨). ફાટેલું અને મેલું કપડું દુર કરી સારૂં પહેરવાનો અવસર પર્વને દિવસે આવે. નવીન નવીન શોધથી અને વૈદક શાસ્ત્રના આધારથી કેમ જીવવું તે ઘણા માણસો શીખે છે, છતાં પણ મરવું તો પડેજ છે; તો પછી કેમ મરવું તે શીખવવાની શું વધારે જરૂર નથી ? જો એક વાર મરતાં આવડે તો પછી કાંઈ કરવાપણું રહેતું નથી. આ સ્થળે "મરતાં" એટલે "પંડીત મરણથી મરતા" એમ સમજવાનું છે. સમકીત સહીત સંથારો કરી મરનારનું મરણ પંડિત મરણ સમજવું. બાકી બધા બાળ મરણજ છે. જે મરણથી જીવ ઘણી વખત મર્યો, નવાઈ ફકત પંડીત મરણનીજ છે, તો તે મરણની ભાવના ભાવવી.

ખરા સમજુ મનુષ્યો તો સુતી વખતે સંથારો કરીને સુવે છે, તે સંથારો સાગારી હોય છે. કાળ આવે તો જાવજીવ નંહિતર વખત પુરો થયે પાળે છે.

જેમ બંદુક ભરેલી રાખનાર સરદારને વખત આવતાં ભરવી પડતી નથી, તેમ આવી રીતે સંથારો કરી સુનારને કોઇ અકસ્માતથી કાળ આવે તો "પંડીત મરણ" લાભે છે. બાકી તો ભલ ભલેરા પણ અકસ્માત વખતે સંલેખણાનું નામ લઇ શકતા નથી. કોઈક બહાદુર જીવો રોગને લઈને મરણ તુલ્ય થાય ત્યારે લીએ છે.



# અઢાર પાપ સ્થાનક.

१ प्रणातिपात–જીવહિંસા. २. मृषावाद–જુઠું બોલવું તે. ३. अदत्तादान–ચોરી. ४. मैथुन–અબ્રહ્મચર્ય. ५. परिग्रह–દોલત વીગેરેમાં અસંતોષ અને મમતા રાખવી તે. ६. क्रोध–રીસ. ७. मान–અહંકાર. ८. माया–કપટ. ९. लोभ–લોભ. १०. राग–પ્રીતિ. ११. द्वेष–અદેખાઈ. १२. क्लेश–કલેશ, કજીઓ. १३. अभ्याख्यान–આળ ચડાવવું તે. १४. पैशुन्य–ચાડી ચુગલી કરવી તે. १५. परपरिवाद–પારકાનું વાંકું બોલવું–નિંદા કરવી. १६. रइअरइ–ખુશી–દીલગીરી. १७. मायामोसो–કપટ સહિત જુઠું બોલવું. १८. मिछादंसणसल्ल–ખોટા દેવ, ગુરૂ અને ધર્મનું સલ રાખવું.

એ અઢાર પાપ સ્થાનકમાંથી આજના દિવસમાં કોઇ પણ પાપ સ્થાનક સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતાં પ્રતે રૂડું કરી જાણ્યું હોય તો કેવળી ભગવંત આપની સાખે તસ્સમિચ્છામી દુક્કડં.

જે જીવને શ્રાવકપણું લાગે તેને પાપ ૧૮ લાગેજ નહીં કેમકે હેતુ મિથ્યાત્વ હોય ત્યાં શ્રાવકપણું ન હોય.

આ સ્થળે શ્રાવકપણું એટલે વ્યવહારથી ગણાતું શ્રાવકનું પદ સમજવાનું નથી, પણ પાંચમા ગુણસ્થાનકનું પદ સમજવું.

## પચીસ પ્રકારનું મિથ્યાત્વ.

१. अभिग्रहीक मिथ्यात्व—સાચા જુઠાના જાણપણા વિના અસત્યને હઠથી પકડી રાખવું તે.

२. अणाभिग्रहीक मिथ्यात्व—બધા દેવ અને બધા ગુરૂના મતને માને તે.

३. अभिनिवेशीक मिथ्यात्व—પોતે પકડેલો મત ખોટો જાણે છતાં મુકે નહીં તે.

४. अणाभोग मिथ्यात्व—સમકિત સંબંધીનું બીલકુલ જાણપણું નથી તે.

५. शंशायिक मिथ्यात्व—સ્વમત ધર્મ સંબંધી શંકા આણે તે.

६. लोकिक मिथ्यात्व—દુનિયામાં ચાલતાં પર્વ, ધર્મ વિરૂદ્ધ કરે

७. लोकोत्तर मिथ्यात्व—તિર્થંકર દેવની માનતા કરે તે અથવા કરણીના ફળની લાલચે કાંઈ વૃત કરે તે.

૮. કુપરાવચન મિથ્યાત્વ--ત્રણસેં ત્રેસઠ પાખંડીના મતને માને.

૯. અજીવને જીવ કહે તો મિથ્યાત્વ. ૧૦. જીવને અજીવ કહે તો મિથ્યાત્વ. ૧૧. સાધુને કુસાધુ કહે તો મિથ્યાત્વ. ૧૨. કુસાધુને સાધુ કહે તો મિથ્યાત્વ. ૧૩. જૈન માર્ગને અન્ય માર્ગ કહે તો મિથ્યાત્વ. ૧૪. અન્ય માર્ગને જૈન માર્ગ કહે તો મિથ્યાત્વ. ૧૫. અધર્મને ધર્મ કહે તો મિથ્યાત્વ. ૧૬. ધર્મને અધર્મને ધર્મ કહે તો મિથ્યાત્વ. ૧૭ આઠ કર્મથી નથી મુકાણા તેને કહે જે મુકાણા તે મિથ્યાત્વ. ૧૮ આઠ કર્મથી મુકાણા તેને કહે નથી મુકાણા તે મિયાત્વ. ૧૯. જિન માર્ગથી ઓછું પરૂપે તે મિથ્યાત્વ. ૨૦. જિન માર્ગથી અધીકું પરૂપે તે મિથ્યાત્વ. ૨૧. જિન માર્ગથી વિપરીત પરૂપે તે મિથ્યાત્વ. ૨૨. અવિનય મિથ્યાત્વ ૨૩. અક્રિયા મિથ્યાત્વ. ૨૪. અજ્ઞાન મિથ્યાત્વ. ૨૫. અસાતના મિથ્યાત્વ.

એ પચીસ પ્રકારનું મિથ્યાત્વ મારે જીવે સેવ્યું હોય, સેવરાવ્યું હોય, અને સેવતાં રૂડું જાણ્યું હોય, તો દેવસી ભગવંત આપની શાખે તસ્સમિચ્છામિદુક્કડં.

આ પાઠ કોઇ કોઇ ગચ્છવાળા નથી બોલતા પણ તેને છોડી દેવા નહિ. કેમકે અઢાર પાપમાં છેલ્લું પાપ

મિથ્યાત્વ છે, તે બોલનો આ પાઠમાં વિસ્તાર છે તો વિસ્તાર તો કોઇ ઓછો કરે ને કોઈ વધુ કરે; પણ જેમ વખત હોય તેના પ્રમાણમાં વધારે વિસ્તારથી લાભ છે. જે લોકો તે પાઠ નથી બોલતા તે બોલનારને ખોટા કહે છે, તેજ મિથ્યાત્વ છે.



## ચૌદ સ્થાનકના સમૂર્છિમ જીવો.

મનુષ્યના શરીરથી ઉત્પન્ન થતી ચૌદ પ્રકારની ગંદકીમાં સમુર્છિમ જીવ ઉત્પન્ન થાય છે, તે જીવ સ્થાવર નથી પણ ત્રસ છે. ત્રસમાં પણ બેઇંદ્રી, ત્રેઇંદ્રી, ચૌરંદ્રી નથી પણ પચેદ્રી છે. પચેંદ્રીમાં તિર્યંચ નારકી કે દેવતા નથી, પણ આપણા જેવાજ પચેંદ્રી અને આઠ પ્રાણના ધરવાવાળા મનુષ્ય છે; જે લોકો આ વાતને સિદ્ધાંતને આધારે નહી માનતા તેમને પણ પ્લેગ વિગેરેના ઉપદ્રવને લઇને હવે માનવું પડે છે, મોટામાં મોટું શહેર જે મુંબઇ જયાં જબરજસ્ત શોધખોળ કરનારા અને જયાં લોકોની તન્દુરસ્તી માટે ગમે તેટલું ખરચ કરતાં નહીં અટકનારા છે તેજ શહેરમાં મરકીની શરૂઆત થઇ તે શું સુચવે છે? અને જે ગામડામાં લોકો તન્દુરસ્તીના નિયમ લેશ માત્ર પણ

નહિ સમજનારા, જેના ઘર આગળ માથોડા, માંથોડા જેટલા ઉંચા કુચાના ઢગલા પડયા છે, તેઓ પ્લેગ કેવો હોય એમ પુછે છે આ શું સુચવે છે?

સમુર્છીમના ચૌદ સ્થલ કુદરતી હાજતના છે. સંસારી તેમજ ત્યાગી, ગરીબ તેમજ પૈસાદાર સહુને તે હોયજ છે, પણ તડકો પવન અને રાખ જે તેનાં નિવારણ છે, તેનો ઉપયોગ કરવાથી તે નાશકારક નીવડતા નથી. શહેરના લોકોએ ઉપરથી બહુ સ્વચ્છતા દેખાડવા દરેક જાતની ગદકી ભોંયમાં ઉતારી, એટલે તેને પવનનો કે સુર્યના તડકાનો જરાપણ સ્પર્શ થવા દીધો નહીં; એટલે ઉપરથી ગમે તેવું સાફ બનાવ્યું, પણ અદરથી સડયુ અને જાજરૂ વિગેરેને છાપરાંથી બાંધી તાળાં દઈને બંધ રાખ્યાં એટલે ગમે તેટલા ખરચે સાફ ન થાય, તેવું સાફ કરનારા સુર્ય અને પવન કાંઇ કામ કરી શકયા નહિ તેથી મરકી વિગેરે ફાટી નીકળ્યાં, અને તેથી ઉલટા ગામડામાં ઉપરથી ગંદકી દેખાય ખરી, પણ જગ્યાની પગતાણને લઇને અને છુટને લઇને સુર્ય એકદમ તે સુકાવી નાંખે, અને પવન પણ મદદ કરે.

જૈનમતમાં ગબડગંદા રહેવાનું છે, એવું માનનારા નથી એવું તહોમત મુકનારા સમુર્છીમની હીંસાનું કેવુ

સ્વરૂપ જૈન મતમાં દર્શાવ્યું છે તે જાણવાની તસ્દી લીયે તો આ પરિણામ આવે નહિ.

નીચે જણાવેલા ચૌદ પદાર્થો જો બે ઘડી સુધી રહે તો તેમાં અસંખ્યાતા સમુર્છીમ મનુષ્ય ઉત્પન થાય ને તેની ઘાત થાય. તે જીવની દયા પાળવી એટલે તે જીવને કોઇ પદાર્થથી પોષણ કરવાનું નથી પણ તેને ઉત્પન થવાનો પ્રસંગજ ન આપવો એજ તેની દયા છે. જો ઉત્પન થાય તો તેને મરવા વગર બીજો રસ્તો નથી. તેમ તે ચૌદ પદાર્થો કુદરતના છે, તે કોઇથી અટકાવાય તેમ નથી પણ જો તે તરત સુકાય જાય તેવી સ્થીતિમાં નાખ્યા હોય તો સમુર્છીમની ઘાત થાય નહિ, પણ જેમ મોટા શહેરની અંદર દરેક પ્રકારની ગંદકી ભોંયની અંદર ઉતારીને ઉપરથી સાફ બતાવાય છે, તેમ કરવાથી કાંઇ દયા પળાય નહિ અને તેમ કરવાથી કાંઇ સુર્ય અને પવન આપણી સેવા બજાવે નહિ. અને રોગનો ઉપદ્રવ થયા વગર રહે નહિ, હાલમાં સાયેન્સથી સિદ્ધ થયું છે કે ભયંકર રોગના જંતુઓ થાય છે, અને જ્યારે જૈન મતમાં તે જંતુઓને મનુષ્ય ગણેલ છે, ત્યારે તેઓને તો તેની દયા પાળવામાં બહુજ સાવચેત રહેવું પડે.

ગંદકીમાં સમુર્છિમ મનુષ્ય થાય તે તો દેખાય નહિ, પણ તેની અંદર રોગના જંતુઓ થાય છે તે જુદા અને ત્રસજીવ થાય છે જે નજરે દેખાય છે તે જુદા—

૧ उच्चारेसुवा-વિષ્ટામાં. ૨ पासवणेसुवा-પેશાબમાં. ૩ खेलेसुवा-બડખામાં. ૪ संघाणे सुवा-નાકના મેલમાં. ૫ वंतेसुवा-વમનમાં. ૬ पीतेसुवा-પીતમાં. ૭ सोणिएसुवा-લોહીમાં. ૮ पुइएसुवा-પરૂમાં. ૯ सुकेसुवा-વિર્યમાં. ૧૦ सुकपोगलपाडिसालिएसुवा-ઉપર જણાવેલ પુદ્ગળ સુકાઇ ગયાં હોય તે ફરી લીલાં થાય તેમાં. ૧૧ इथियपुरुपसंजोगेसुवा-સ્ત્રી પુરૂષના સંજોગમાં. ૧૨ विगयजीवकलेवरेसुवा-મનુષ્યના કલેવરમાં. ૧૩ नगरनी घमणे सुवा-ખાળમાં એઠવાડને લઇને ૧૪ सव्वेसुचेव असुरठाणेसुवा—અસુચિના સઘળાં ઠેકાણામાં.

આ બધા પદાર્થો સુકાઇ જાય તેમ કર્યું હોય તો સમુર્છિમ થાય નહિં.

મરણ થયા પછી મડદું કાઢવાને જે ઉતાવળ કરવામાં આવે છે, તેનું મુખ્ય કારણ એજ છે કે કલેવર

વધારે વખત રહ્યાથી સમુર્છિમ જીવ ઉત્પન થાય છે, અને તેટલા માટે જે મડદાને ઠેકાણે પાડતાં વિલંબ થાય તેની આબરૂને હીણપત ઠરાવેલ છે; એટલે હીણપતની ચાનકને લઇને જલદી ઠેકાણે પડાય છે. આવું ધાર્મીક ફરમાન છતાં ધામધુમની શોભાને, દયા કરતાં પહેલ આપનારા શ્રાવકો, સાધુ આર્યાનાં કલેવરોને કલાકોના કલાકો સુધી રાખી મુકવામાં લેશ માત્ર આંચકો ખાતા નથી. જો તરત નિવારણા કરે તો માંડવી ઓછી શોભાવાળી બને, જો સાધારણ સાધુ હોય તો તો થોડા કલાકે આરો આવે, પણ જો બહુ પ્રતાપી હોય તો તો દીવસ બે દીવસ સુધી રાખી મુકે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે દયાની વાત નજીવી ગણી શોભાની ઉપરજ લક્ષ અપાય છે. બહાર દેશથી તારો આવે છે કે અમો આવીએ ત્યાં સુધી માંડવી રાખજો, એમ રાખવામાં શમુર્છિમ કેટલાકની ઉત્પતિ થાય છે તેનો લેશ માત્ર વિચાર કર્યા વગર તેઓ દોડતા આવીને પોતે અહો ભાગી પોતાને માને છે. ગમે તેવા ઉત્તમ કે ક્રિયાપાત્ર સાધ સાધ્વી હોય તેની પાછળ ગમે તેવી માંડવી કરે, ગમે તેવી શોભા કરે, ગમે તેવી પછેડી ઓઢાડે, તે માત્ર પોતાની વ્યવહારીક શોભા છે; અને સંસારીને તેવી શોભાની જરૂર પણ છે, પણ તેમાં

લેશ માત્ર પુણ્ય કે નિર્જરા માનવી તે હડહડતું મિથ્યાત્વ છે. જે લોકો મહાત્મા જીવતા છતાં દર્શને આવવા નવરા ન થયા હોય તેઓ પણ કાળ કર્યા પછી ગમે તેટલા ધક્કા ધુંબા ખાઈ દર્શન કરવામાં કલ્યાણ માને છે તે જબરામાં જબર મિથ્યાત્વ છે. તેમાં જો કાંઇ કલ્યાણ હોય તો પછી મુર્તિ પુજામાં પણ કલ્યાણ થાય.

નોટઃ—[ભોળી દુનિયા સ્વાર્થ બુદ્ધિને લઇ અંધશ્રદ્ધાની પરંપરામાં સડોવાય છે. જેથી વિવેકને બાજુ ઉપર રાખે છે. જેમકે ઘણા વાંઝીયા લોકોની સ્ત્રીઓ, તપસ્વી, ગચ્છાધિપતી, ક્રિયાચારી કે એવા કોઇપણ સંતના અવસાન સમયે માંડવી નીચે "છોકરાંઓ થશે એવી આશાથી" હજારો માણસની મેદનીમાંથી નીકળી જાય છે.

માંડવીને પગે લાગે છે તેની ધ્વજા, મુહપતી વીગેરે લઈ સાચવી રાખે છે તથા તેના વાધા કરી થનાર બચ્ચાંને પહેરાવે છે તથા પુજે છે. આ ધારો વૈશ્નવોમાંથી અથવા મુર્તી પુજવાવાળામાંથી આવ્યો હોય એમ જણાય છે. આનું નામ હડહડતું "મિથ્યાત" નહીતો બીજું શું?]

આજ કાલે કલેવરને ન બગડે તેવા અંદર પદાર્થો પુરી કેટલાક માસ લગી રાખવાની કળા છે, તેમ જો તે શબમાં કાંઇ ચમત્કાર હોય તો પછી તિર્થંકરનું શબ તેવી રીતે કેમ રાખી ન મુકત? ધીના વાસણમાં સ્વાદ

ઘીનો હતો, ઘી અંદરથી નીકળી ગયા પછી વાસણમાં શું છે? વાસણનો દાખલો બંધ બેસતો નથી, કેમકે વાસણ તો કદી બીજું ઘી ભરવામાં ઉપયોગી થાય, પણ જે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનો પ્રભાવ હતો તે ધારણ કરનાર ચૈતન્ય ઉડી ગયા પછી માન્યતા શેની?

અરે જો ચૈતન્ય હાજર હોય તોપણ જો જ્ઞાન, દર્શન ચારિત્રના ગુણ ન હોય તો વંદનીક છે કે? સંજમ ધારણ કર્યા અગાઉ તેજ આત્માને કેમ કોઇ નમતું ન હતું?

## શોભા જાળવવી હોય ને સમુર્છિમનું પાપ ન લેવું હોય તો એક રસ્તો.

એક સાધુ કાળ કરી જાય ત્યાર પછી તરતજ એક માંડવી બનાવી રાખતા હોય તો શું ખોટું? તેમાં કોને બેસવું પડશે તે ક્યાં કોઇ નામ પાડે છે, અને તેમ બનાવી રાખવાથી મોત ક્યાં જલદી આવે છે? પણ તેમ જો તૈયાર હોય તો વધારે વાર લાગે નહિં અને સમુર્છીમ ઉત્પન થાય નહિ.

નોટઃ—[ ધડો લેવા યોગ્ય દાખલો.

કચ્છમાં આઠ કોટી મોટી પક્ષના વિવેકી શ્રાવકો નિર્વાણ કરવા માટે અગાઉથી અમુક સંખ્યામાં ખોખાં તૈયાર કરાવી રાખે છે કે જેના ઉપર વસ્ત્રથી મઢવા જેટલોજ

ખોટીપો હોય છે, જેથી વધારે વખત ન લાગતાં સમુર્છિંમ જંતુ ઉપજવાનો દોષ ઓછો લાગે છે. ]

જ્યાં જ્યાં સમુર્છિંમ ઉત્પન થાય ત્યાં રોગનાં જંતુ અને ત્રસજીવની ઉત્પતિ ચોકસ છે. પેસાબ ઉપર પેસાબ કરવાથી રોગ થાય છે. કોલેરા પ્લેગવાળાની ઉલટી એકદમ દુર કરવા ડૉકટરો પણ કહે છે.

**એંઠમાં સમુર્છિમ થાય છે—એઠું પ્રથમ તો** થવુંજ ન જોઇએ, પોતાને જોઇએ એટલુંજ ભાણામાં લેવું; એવો નિયમ કરવામાં આવે, તો સુમુર્છિમ બીલકુલ થાય નહિ. ખરચ બહુ ઓછું થાય અને કોઇ પણ પ્રકારની ભુખ સહન ન કરવા છતાં પણ એક જાતનો તપ થાય; કેમકે પાછું મુકવું નહિં તેવી બંધી હોય તો ખાવામાં મુશ્કેલી પડશે એવી ધાસ્તીથી ભાણામાંજ ઓછું લેવાય, એમ છતાં એઠું થાય તો તુરતજ ઢોરને પાઇ દેવાથી ઢોરને પણ સંતોષ થાય. મોટા જમણવારમાં આ વાત બહુ વિસરી દેવાય છે. એંઠના વાસણો ઉપર કોઇ ધ્યાન આપી શકતું નથી અને તેમાં કોઇ કોઇ વખત મોટા મોટા જીવ મરી જાય છે. આપણાં બેનોને હજુ "કેમ નાખી દેવું" તે પાઠ શીખવાનું બાકી છે,

આ ચૌદ પદાર્થો જો મનુષ્ય સિવાયનાના હોય તો તેમાં સુમુર્છિમ થતા નથી.

કોઈ કોઈ ગચ્છવાળા આ પાઠ બોલતા નથી તેનું કારણ એમ સંભવે છે કે, એ પાઠ નવતત્વ માંહેલા જીવતત્વનો વિસ્તાર છે; પરંતુ આપણા વ્યવહારમાં સમુર્છિમની હીંસાના ઘણા પ્રસંગ આવે છે ને આ પાઠ બોલવાથી સમુર્છિમ જીવ કયાં ઉત્પન થાય છે તે માલુમ પડે, અને તેની કાળજી રખાય. પણ સેંકડો વર્ષ સુધી તો પાઠ દરરોજ બે વખત પ્રતિક્રમણમાં બોલવા છતાં કાંઇ ભાનજ ન આવે તો પછી નહી બોલનારા અને બોલનારમાં ફેર શું ? દોવી તુલ્લા.

આ પાઠ પછી "ઇચ્છાગી આળોઉં જોમેદેવસ્સીઓ અઇયારકકો" એ પાઠ બોલાય છે.

અને ત્યાર પછી નોકાર બોલીને કરેમિભંતેનો આખો પાઠ બોલવો. જેથી જીવને યાદી આવે કે હું શેના પચ્ચખાણ કરીને બેઠોછું, માટે ધ્યાન રાખીને જત્ના સહિત પ્રવર્તન રાખવું.



# શ્રી ચતારી મંગળંનો પાઠ.

આ પાઠ બોલવામાં બહુ અસ્થાએ બોલાય છે. કોઈ માણસ એવો નહી હોય કે જેણે આ પાઠ સાભળ્યો હોય નહીં એ પાઠ બોલવામાં એક પાઇનું પણ ખરચ નથી, સાધુ આર્યામાંના કેકે ખુશામત કારણે અને કેકે પરંપરાથી ચાલી આવતી રૂઢી પ્રમાણે લાભ અલાભનો વિચાર કર્યા વગર આ પાઠની કીમત એટલી સાધારણ કરી મુકી છે કે; તેની કાંઇ કીમત નથી પણ તેમાં તેમને કેટલું નુકશાન છે, તે તો કોઇ વિચારતું નથી. સંસારી લોકો પરણવા, કમાવવા, માનતા કરવા, ધારેલી મુરાદ પાર પાડવા, વિગેરે વિગેરે કામે જાય તે તમામ કામ આશ્રવનાંજ છે અને તેવે વખતે પોતાનું કામ સફળ થાય એવી ઇચ્છાથી મંગળીક એટલે શુભાશિષ લેવા આવે છે, અને હોંશીલા ત્યાગીઓ મંગલીક સંભળાવે તે પરોક્ષ રીતે એવી ભાવના છે કે તમારી મુરાદ પાર પડો. આશ્રવના કામમાં આવી આશિષ આપવી તે ત્યાગીને ઘટે છે કે? દિવાળીને દિવસે શારદા પુજન કરી ત્યાગી પાસે મંગળીક સાંભળવા આવે તે શુભાશિષ માગે છે કે આ વર્ષમાં તને વ્યાપારમાં આબાદી મળે. આવી આશિષ સુરજબીઓજ આપી શકે. ત્યાગીઓએ તો આ વખતે મૌનજ

સંભળાવવો જોઇએ. એક વખત કેટલાક સ્ત્રી પુરૂષો મળીને એક ત્યાગી પાસે ચાલતી વખત મંગળીક સાંભળવા આવ્યા. મેં તેઓને પુછ્યું કે તમારે કયાં જવાનું છે? તો કહે કાળાવડની શીતલાની માનતાએ. મંગળીકના અર્થ સાંભળવાથી ખાત્રી થશે કે મંગલીક ઉપર જેને શ્રદ્ધા હોય તે કદી આવા પ્રકારની માનતા માનવા જાયજ નહિં; એટલુંજ નહિ પણ જેને તેવી માનતા ઉપર શ્રદ્ધા હોય તે મંગળીક કદી સાંભળેજ નહિ, પણ આતો બંનેમાંથી એકની પણ શ્રદ્ધા નથી, અને તેને વળી ત્યાગી શું આશીષ આપે?

ત્યારે ત્યાગીનું પણ મિથ્યાતમાં અનુમોદનજ ઠર્યું, કાંઇ ઘેર ઘેર સમજાવવા જવાતુ નથી, પણ આવો માંગલીક કહેવાનો પ્રસંગ આવે ત્યારે તો મંગળીકનો અર્થ સમજાવવો જોઇએ. એક તરફ નિયાણા માટે કેટલી બધી મના છે અને બીજી તરફથી છેક નાનાં બાળકથી તે વૃદ્ધ સુધી એવી આસ્થા રાખે કે, અમુક છંદ તાવ ઉતારી દીએ. ત્યારે શું છંદ સંભળાવનારા સાધુઓ શારીરીક વ્યાધી દુર કરનારા વૈદ્ય ડાકટરનુંજ પદ લેવા માગે છે? કોઇ કહે કે પ્રસંગ વખતે છંદ સંભળાવવામાં મંગલીક કહેવામાં એટલું બધું શું બાદ આવે? પણ તે સિદ્ધાંતની શ્રદ્ધાની ન્યુનતાનો પુરાવો છે.

કરેલ કર્મ ભોગવ્યા વગર છુટકો નથી, એમ જેની શ્રદ્ધા હોય તે માનતા કરવા જાય કે? બેસતે વરસે જ્યારે માણસો મંગળીક સાંભળવા આવે ત્યારે સિદ્ધાંત સંભળાવવાનો રીવાજ હોય તો ત્યાગીને ધકો લાગે નહિ.

## શ્રી ચતારિ મંગળં (મંગલિક)

(ડાબો ઢીંચણ ધરતી ઉપર થાપી જમણો ઢીંચણ ઉભો રાખી બે હાથ જોડી પગે લાગી આ પાઠ કહેવો) श्री चतारि मंगळं–ચાર પ્રકારના મંગલિક તે કહે છે. अरिहंतामंगळं––અરિહંતદેવ મંગલીક છે. सिद्धामंगळं––સિદ્ધ દેવ મંગલિક છે. साहुमंगळं–સર્વ સાધુજી મંગલિક છે. केवळी पनतो धम्मो मंगळं––કેવળીનો પરૂપેલો ધર્મ મંગલીક છે. चतारि लोगुत्तमा—લોકને વિષે ચાર ઉત્તમ છે. अरिहंत लोगुत्तमा—અરિહંતદેવ લોકમાં ઉત્તમ છે. सिद्धा लोगुत्तमा—સિદ્ધદેવ લોકમાં ઉત્તમ છે. साहु लोगुत्तमा––સાધુ લોકમાં ઉત્તમ છે. केवलीपन्नतो धम्मो लोगुतमा—કેવલીનો પરૂપેલો ધર્મ લોકમાં ઉત્તમ છે. चतारि शरणं पव्वज्जामी ચાર પ્રકારનું શરણ અંગિકાર કરું છું અરિહંતા શરણ પવ્વજ્જામિ-અરિહંતનું

શરણુ અંગિકાર કરૂંછું. सिद्धा शरणं पव्वजामि-- સિદ્ધનું શરણુ અંગીકાર કરૂંછું. साउ शरणं पव्वजामि- સાધુનું શરણુ અંગિકાર કરૂંછુ. केवली पनोतो धम्मो शरणं पव्वाजामि--કેવલીના પરૂપેલ ધર્મનું શરણુ અંગિકાર કરૂંછું.

चार शरणा--ઉપર કહેલા ચાર શરણા. चार मंगलिक--ઉપર કહેલા ચાર મંગલિક. चार उतम ઉપર કહેલા ચાર ઉત્તમ. करे जेह--જે કોઈ પ્રાણી અંગીકાર કરે. भवसागरमां न डुवे तेह-તે સંસાર સમુદ્રમાં ડુબે નહિ. सकल कर्मनो आणे अंत-સઘળાં કર્મ (પાપ)નું છેવટ (અંત) લાવે. मोक्ष तणा सुख लहे अनंत--મોક્ષનાં અનંત સુખની લહેર થઇ શકે. भाव धरीने जे गुण गाय--નિર્મળ ભાવથી જે કોઈ પ્રાણી તેમના ગુણનું ગાન કરે. तेह जीव तरीने मुक्ते जाय-તે પ્રાણી આ સંસાર સમુદ્ર તરીને મુકિત જઈ શકે છે. संसार मांहि शरण चार આ સંસારમાં ઉપર કહ્યા મુજબ ઉત્તમ ચાર શરણુ છે. अवर शरणु नहिं कोइ-(તે સિવાય એ ચાર શરણુ તુલ્ય.) બીજું કોઇ શરણુ

નથી. जे नरनारी आदरे--જે સ્ત્રી પુરૂષ એ કહેલા ચાર શરણ અંગિકાર કરે. तेने अक्षय अविचल पद होय-તે પ્રાણીને ક્ષય એટલે નાશ વિનાનું ચળે નહિ એવું પદ પ્રાપ્ત થાય.

अंगुठे अमृत वसे, लवधि तणो भंडार ;
गुरु गौतमने समरीए, (તો) मनवांछित फल दातार.

## दोहरा.

दयाज सुखनी वेलडी, दयाज सुखनी खाण,
अनंत जीव मुक्ते गया, दया तणां फल जाण;
हिंसा दुःखनी वेलडी, हिंसा दुखनी खाण,
अनंत जीव नरके गया, हिंसा तणां फल जाण.

અહીં इच्छमि पडिकमिउ जोमेदेवसिउ તથા इच्छामि पडिकमिउ इरियावहियाए–ના આખા પાઠ બોલવા.

નોટઃ—[ સંસારમાં રખડતા જીવને આ ચાર આધાર છે, તેથી બીજો કોઇ આધાર નથી બીજો કોઇ આધાર નથી એ ફક્ત ત્યાગીના મુખમાંથી તદ્દન મફત સંભળાય છે જીભ પણ કહેનારની, બોલીપો પણ તેનેજ છે. કારણકે ઉપરના ચાર આધારની લેશ માત્ર શ્રદ્ધા હોય તો કોઇ દેવની માનતા કરવા જાય કે ? અને જાય તો પછી ચારજ શરણા તે

ખોટું'ને? માટે કાં માનતા ખોટી અને કાં મંગલીક ખોટી.]

એક ચાર પૈસાનું નાળીયેરનું ખરચ કરી દેવ પાસેથી કેવડી મન કામના પુરી કરવી છે? આ પ્રમાણે દેવને છેતરવા તે દેવનું અપમાન નહિં? વળી દેવતો સેવકોનાં માતપિતા છે, તે દેવ એકાદ નાળીયેર ઓછું આવવા માટે છોરૂની આરોગ્યતા ઉપર કટાક્ષ કરે કે? દેવને છોરૂનીજ આરોગ્યતા ઉપર કટાક્ષ કરવાવાળા ગણવા તે દેવ માથે નિર્દયતાનું તહોમત મુકવા બરોબર છે. આવી માનતાઓથી "કરેલાં કર્મ ભોગવ્યા વગર દેવને પણ છુટકો નથી" એવી સિદ્ધાંતની પરૂપણા હૈયામાં ઉતારી નથી, એ તો ચોકસ થાય છે. મંગલિકમાંનો એમ બોલાય છે કે જે કોઈ આ વાત અંગીકાર કરે, તેને અક્ષય, અવિચલ, પદ પ્રાપ્ત થાય, આમ છતાં શું વિશેષ લાભ લેવા જયાં ત્યાં ભટકવું? ગુરૂ ગૌતમનું સ્મરણ કરવાથી સદાય મન વાંછીત ફળ મળે છે.

## છેવટમાં ઈરીયાવહીનો પાઠ બોલવામાં આવે છે તેની સમજ.

આ પાઠ એટલો બધો ઉપયોગી છે કે, સામાયકમાં સ્તુતિ અને સ્તુતિની વીધીના પાઠ પછી તરતજ આ પાઠ પસંદ કરવામાં આવ્યો છે. વૃતમાં

બેઠા પછી કાંઈપણ હરવા ફરવાની ક્રીયા ન ચાલતાં કરવી પડે તો આ પાઠ બોલવો પડે છે. તે પાઠમાં કાંઈ સ્તુતિ કે ઉત્તમ પ્રકારના ગુણગ્રામ નથી, કે તે વારંવાર બોલવાથી કલ્યાણ થાય. તે પાઠમાં હાલવા ચાલવાની વીધી આવે છે. તે પાઠ બરોબર સમજાણા પછી અને ધ્યાનમાં લીધા પછી તો કેમ હાલવું તે આવડે, ત્યાં સુધી તો હજુ હાલતાંજ નથી આવડયું એમ માનવું.

પડિક્રમણું કરવા આવનારને સામાયક બાંધ્યાને આશરે અરધી કલાક થઇ ગઇ હોય તો તેઓને પડિકમણા ની આજ્ઞા માગ્યા અગાઉ ક્ષેત્ર વિશુદ્ધની ક્રિયા કરવી પડે છે, એટલે જે ક્ષેત્રમાં આ શબ્દો રેડવા છે તે ક્ષેત્રને વધારે સાફ કરવું પડે છે. સાફ કરેલ કપડાં સિવાય જેમ રંગ ચડતો નથી, જુલાબ લઇ કોઠાને સાફ કર્યા સિવાય ઉંચી દવા જેમ લાભ કરતી નથી તેમ અંતર સાફ કર્યા વગર પ્રતિક્રમણ ખીલેજ નહિ.

તે ક્ષેત્ર વિશુદ્ધ ઇરિયાવહીના પાઠથી થાય છે તે પાઠ નીચે મુજબ છે; એમાં કેમ હાલવાથી અજતના થાય છે, તે આપેલુ છે એટલે તે પ્રમાણે ન ચાલવું.

દોહરો.

નીચું જોને તીન ગુન, જીવ જંત બચી જાય;
ઠેશ કદી વાગે નહિં, પડી વસ્તુ મીલ જાય.

इच्छामि—ઇચ્છુ છું. पडिकामिउं—પાપ કર્મથી છુટા થવું. इरिया—પંથને વિષે. वाहियाए—ચાલતી વખતે. विराहणाए—હરકોઇ જીવની વિરાધના કરી હોય. गमणागमणे—ગમનને આગમન કહેતાં જતાં ને આવતાં. पाणक्कमणे—કોઇ જીવને કચર્યા હોય ૧. वियक्कमणे—શાલી પ્રમુખ બીજ કચર્યા હોય. ૨ हरियक्कमणे—લીલોતરી કચરી હોય. ૩ उस्सा— ધુમસ અથવા ઝાકળ. ૪ उत्तिंग—કીડીયારૂં. पणग—પંચવર્ણી લીલફુગ. ૬ दग्ग—કાચું પાણી. ૭ मट्टी—પંચ વર્ણી કાચી માટી વીગેરે તેતાંલીસ જાતની કાચી પૃથ્વી. ૮ मक्कडा—કરોળીયાનાં પડ. ૯ संताणा – કરોળીયાની જાળ. ૧૦ संक्कमणे—એ સર્વને કચર્યા હોય. जे मे जीवा विराहिया—જે મેં જીવને દુઃખ દીધું હોય. एगींदिया—એક ઇંદ્રિવાળા જેને ફક્ત શરીરજ છે તે પૃથ્વી પાણી વીગેરે સ્થાવર જીવ. वेइंदिया – બે ઇંદ્રિવાળા જેને શરીર જીભ છે તેવા. तेइंदिया– ત્રણ ઇંદ્રિવાળા જેને કાયા, જીભ ને નાક છે તેવા. चउरंदिया – ચાર ઇદ્રિવાળા જેને કાયા જીભ નાકને આંખ છે તેવા.

पंचेदिया–પાંચ ઇંદ્રિવાળા જેને કાયા જીભ નાક આંખને કાન છે તેવા. अभिहया–સામા આવતા હણ્યા હોય. वत्तिया–વાટલા વાળ્યા હોય એટલે ધુળે કરી ઢાંકયા હોય. लेसीया–ભોંય સાથે ઘસ્યા હોય. संघाइया–એક બીજા સાથે અથડાવ્યા હોય. संघट्टिया–એક બીજા સાથે ઘસ્યા હોય. परियाविया–શારીરીક પીડા ઉપજાવી હોય. किलामिया–દુઃખ ઉપજાવ્યું હોય. उद्दविया–ફાળપાડી હોય. ठाणाउट्ठाणं–સ્થાન એટલે તેને રહેવાને ઠેકાણેથી બીજે ઠેકાણે. संकामिया–મુકયા હોય. जीवीयाउ–જીવતર થકી. ववरोविया–નાશ કીધો હોય. तस्स–તેનું. मिच्छामिदुक्कडं–પાપ મને નિષ્ફળ થાઓ.

આ પાઠ પુરો થયા પછી ૧૮૨૪૧૨૦ મિચ્છામી દુક્કડં કહેવાય છે તેનો હિસાબ. ૫૬૩ જીવના ભેદ, ગુણ્યા ૧૦ પ્રકારની વિરાધના ઉપલા પાઠમાં આવી તે. ગુણ્યા ૨ બે બંધન, રાગ, દ્વેષ. ગુણ્યા ૯ કરણ કોટી. ગુણ્યા ૩ કાળ વર્તમાન. ભુત, ભવિષ્ય. ગુણ્યા ૬ તે પંચ-ગોષ્ટીને છઠો આત્મા. આ બધાનો ગુણાકાર ૫૬૩ × ૧૦ × ૨ × ૯ × ૩ × ૬ = ૧૮૨૪૧૨૦ થાય છે.

# હવે સમણ સુત્ર લખીયે છીએ.

આ સમણ સુત્ર સંબંધી ત્રણ જાતની શ્રદ્ધા છે.

૧. કેટલાક કહે છે કે સમણ સુત્ર બોલવુંજ જોઇએ તે વગર પ્રતિક્રમણ અધુરૂં ગણાય.

૨. કેટલાક કહે છે કે સમણ સુત્ર બોલે તો ભલે કાંઈ નુકશાન નથી, અને ન બોલે તો પણ ચાલે પરંતુ પોષામાં તો બોલ્યા વગર ચાલેજ નહિ.

૩. કેટલાક સંઘાડાના સાધુઓનું એવું ફરમાન છે કે શ્રમણ સુત્ર શ્રાવકથી પોષામાં પણ બોલાયજ નહિ.

આ ત્રણેય માન્યતામાં સુત્રમાં કાંઇ ખુલાસો હોવા સંભવ નથી, કેમકે જો સુત્રમાં ખુલાસો હોત તો આવી વિરોધતા આવત નહિ. પેલી માન્યતાવાળા ખરા છે કે ખોટા છે તે નિરાકરણ કરવા માટે કાંઇ આધાર નથી, પણ જેમ બીજી માન્યતાવાળા કહે છે તેમ જો હમેશ બોલાય તો ઘણો લાભ છે. કેમકે જરા છુટ મુકવાથી લોકોને છુટ જોઇએ છીએ; ન બોલવાનાં કારણમાં

ફક્ત નકામો વખત લાગે તે સિવાય બીજું કાંઇ સમજાતું નથી; પણ તે તો માત્ર ભ્રમણાજ છે. તેમાં મીનીટ દસનો માંડ ફેર પડે છે. હાલ આ સ્થળમાં (ગોંડલ, કચ્છ લીંબડી સંઘાડાના ક્ષેત્રમાં) કદી મુકી દેવાતું નથી "તેથી શીખનારને પણ એમ રહે છે કે શ્રમણ સુત્ર ન આવડયું ત્યાં સુધી મને પ્રતિક્રમણ પુરૂં આવડયું નથી." [હું પોતે જ્યારે પ્રતિક્રમણ શીખતો ત્યારે શ્રમણ સુત્ર આઠમ પાખીનેજ દીવસ બોલાતું, તેથી હું તે શીખ્યોજ નહિં; અને મને પ્રતિક્રમણ આવડે છે, એમ માની લીધું. ત્યાર બાદ કેટલેક વર્ષે મને શ્રમણ સુત્ર આવડયું છે તો પણ હજી પ્રખદામાં શ્રમણ સુત્ર બોલવામાં મારી છાતી ચાલતી નથી.

ત્રીજા પ્રકારની માન્યતા તો ઘણીજ રીતે ભુલ ભરેલી છે. તે માન્યતાવાળા કહે છે કે શ્રમણ એટલે સાધુ તેને બોલવાનું, તેની અંદરના બોલ સાધુનેજ લાગુ પડે છે, આમાં તેઓ બે રીતે ખોટા પડે છે.

૧. લાગુ પાડવા આશરે જો લાગુ પડતુંજ બોલવું હોય, તો તો પછી પ્રતિક્રમણ એક લીટી પણ નહીં રહે, જેને વ્રત નહી હોય તેને પ્રતિક્રમણ કરવાની જરૂર નહી રહે. સંથારાનો પાઠ તો પછી કદી બોલાયજ નહી; પરંતુ તે બાબતનો ખુલાસો આગળ આવી ગયેલ છે.

૨. શ્રમણ સુત્રના અર્થનો વિચાર કરતાં (૧) પહેલામાં ઉંઘમાં લાગતા દોષનું વર્ણન છે તેથી "દેશથી સાધપણામાં" એટલે શ્રાવકપણામાં પણ તે દોષ લાગે અને સાધપણામાં પણ લાગે.

કેમકે ઉંઘવાથી અજતના થાય તે વર્ણન તે પાઠમાં છે, તો પછી તે પાઠની જરૂરીઆત નહી સ્વીકારનારાઓએ લેશ માત્ર પણ ઉંઘ ન કરવી જોઇએ, વળી ઉંઘીને ઉઠયા પછી એજ પહેલા સુત્રનો કાઉસગ્ગ કરવો તે વાજબી લાગે છે.

૨. બીજા સુત્રમાં વોરવાની રીતી છે. શ્રાવકને પણ વૃતમાં હોય ત્યારે કોઇ ચીજ લેવા જાવી પડે છે; વળી વોરાવવામાં શું ચીવટ રાખવી તે પણ આ પાઠમાં આવી જાય છે. એટલે એ પાઠ તો શ્રાવકને જાણવા જરૂરનાજ છે. (૩) ત્રીજા પાઠમાં સરસામાન કેમ લેવો મુકવો તેની વીધિ આવે છે, તે લેવા મુકવાનું કામ શ્રાવક તેમ સાધુ બંનેને પડે છે. (૪) ચોથા શ્રમણ સુત્રમાં ૩૩ બોલ આવે છે, એમાં કેટલાક બોલ આદરવાના છે અને છાંડવાના છે, અને કેટલાક જાણવાના છે તે શ્રાવકોને પણ લાગુ પડે છે. ચોથા શ્રમણ સુત્રમાં કેટલું બધું જાણપણું છે? ચોથા શ્રમણ સુત્રમાં જેટલું જાણુ-

વાનું છે તેટલું પડિક્કમણાના બીજા કોઇપણ પાઠમાં નથી. શુદ્ધ સાધુનું સ્વરૂપ પણ તેમાંથી સમજાય છે. તેના અર્થ સમજવાથી જીન માર્ગની રચના ઉપર ફીદા ફીદા થઇ જવાય છે. પાંચમું સુત્ર સ્તુતિનું છે તે પણ બંને વર્ગને સરખું જરૂરનું છે.

આવી ખુલી હકીકત છતાં કેટલાક સંઘાડાવાળા શ્રાવક શ્રમણ સુત્ર જાણે, તેથી તેના ગુરૂઓ એટલા બધા વિરૂદ્ધ છે કે તેઓના સંઘાડામાં ચાલતી ચોપડીમાં શ્રમણ સુત્ર હોતુંજ નથી. અગાઉ કોઇ વિદ્વાને કોઇ કારણથી તે વગર ચાલે તેમ ઠરાવ્યું હશે; પણ તે વાત આટલી બધી પકડી રાખવામાંતો એમજ સમજાય છે કે લોકોને સાધપણાના સ્વરૂપથી અજાણ રાખી ફકત વેષથી પુજાવવું છે.

શ્રમણ સુત્ર તો શું, પણ એવું એક પણ સિદ્ધાંત સ્થાનકવાસીમાં નથી કે જે જાણવાની શ્રાવકને ના હોય. બોલવું ન બોલવું તે વાત જુદી; પણ શીખવું તો જોઇએજ છતાં લોકોને અજ્ઞાન રાખવા તે જબરજસ્ત કર્મ બંધન છે.



# પહેલું સૂત્ર.

इच्छामि-ઇચ્છુછું. पडिकमिउं--પાપનું નિવારણ કરવાને. पगामसेज्जाए--ઘણો સુઈ રહ્યો હોઉં. निगाम-सिज्जाए--ઘણા પાથરવાના પાથરી સુતો હોઉં. संथाराउवट्टणाए-સુતા સુતા વગર પોંજે પડખું ફેરવ્યું હોય. परियट्टणाए-સુતા સુતા વગર પોંજે વારંવાર પાસું ફેરવાથી. आउट्टणाए-હાથ પગ પોંજ્યા વિના સંકોચવાથી. पसायणाए-હાથ પગ પોંજ્યા વીના લાંબા કરવાથી. छप्पइसंघट्टणाए-છપગી જું વિગેરે જીવ કચરાવાથી. कुइए-કુચેષ્ટા કરવાથી એટલે સ્ત્રી આદિકના ભોગની વાંછનાએ ગમે તેમ બોલવાથી. कक्कराइए - ઉઘાડે મોઢે ( જતના સિવાય ) બોલવાથી. छीए – ઉઘાડે મોઢે છીંક ખાવાથી. जंभाइए-ઉઘાડે મોઢે બગાસું ખાવાથી. आमोसे-વગર પોંજયે શરીર ખંજવાળવાથી. ससरक्खामोसे – સચેત રજે ખરડેલ વસ્ત્રાદિકને સ્પર્શ કરવાથી. आउलमाउलए-ચિત્ત આકુળ વ્યાકુળ થવાથી. सुवणवतीयाए-સ્વ-

પ્નામાં અનેક જાતના રૂપે દેખાવાથી. इथ्थीविपरिया-सियाए-સ્વપ્નામાં સ્ત્રી સંગાથે ભોગની ઇચ્છા થવાથી " સ્ત્રીએ " પુરૂષ વિપરીયાસિયાએ " પુરૂષ સંગાથે એમ બોલવું. दिठिविपरियासियाए - સ્વપ્નામાં સ્ત્રી સંગાથે દ્રષ્ટીથી ક્રીડા કરી હોય. मणविपरियासियाए-સ્વપ્નામાં સ્ત્રી સંગાથે મનથી ભોગ કીધો હોય તેથી. पाण-भोयणविपरियासियाए-પાણી ભોજન સ્વપ્નામાં કીધાં હોય તેથી. जोमे-( ઉપર જેટલા બોલ કહ્યા તેમાંથી ) જે મેં. देवसिउ-દિવસ સંબધી. अइयारो - અતિચાર ( પાપ ) કીધાં હોય. एम पहेला समणसुत्रने विषे जे अतिचार लाग्या होय ते केवली भगवंत आपनी साखे तस्समिच्छामिदुक्कडं.

આ પાઠના અર્થ ઉપરથી ખુલ્લું સમજાય છે કે આમાં આવતા સઘળા બોલ વ્રતમાં હોય, ત્યારે શ્રાવકને તેમજ સાધુને લાગુ પડે છે. એવો એક પણ બોલ નથી કે જે શ્રાવકને લાગુ ન પડે. શ્રાવકને લાગુ પડતા કોઈ કોઈ બોલ કોઇ કોઇ જગોએ સાધુને લાગુ ન પણ પડે; પણ સાધુના સઘળા બોલ દેશથી સાધુને એટલે શ્રાવકને સર્વ લાગુ પડે છે. વ્રતમાં ન હોય તો શ્રાવક કદી પહેલું

સમણુ સુત્ર ન બોલે તો હજુ પણ ચાલે, પણ વ્રતમાં હોય ને ઉંઘ કરે તેની આળવણા બોલ્યા વિના કેમ થાય ? સો પછી શીખાયજ નહી અને ચોપડીમાં પણ દાખલ ન કરવું તે કેમ સંભવે ? એક એક બોલમાં કેવો મામીંક બોધ છે, તેનો વિચાર કરીયે.

પ્રથમ જરૂરીઆતથી વધારે સુવાનીજ ના આવી, ત્યાર બાદ વિશેષ પાથરવાની ના આવી, સુતા સુતા પણ જીવદયા માટે કેવી ચીવટ રાખવી તેનું ફરમાન આવ્યું, પડખું ફેરવવું કે ખંજોરવું તે પણ પોંજ્યા વગર નહિં, આમાં દયા માર્ગની ખરી રચના છે. અને ગુચ્છો ઘડી વાર અળગો નહી કરવો તેનું આ કારણ છે; ગુચ્છો ફેનસી રંગીત દાંડી માટે કે ઝીણી દશીઓ માટે કે સુંદર દોરી માટે નથી. ત્યાર બાદ પવિત્ર મોંપતી–જેમ સંસારમાં સ્ત્રીની શોભા પતી છે, તેમ ત્યાગીના વૃતમાં રહેલા શ્રાવક સહિતના મુખની શોભા મહોપતી છે. મુળ ઉદ્દેશ તેનો દયા પાળવા માટેજ છે. તે સુતી વખતે એક બાજુએ મુકી દેવાની પરૂપણા કેટલાક સાધુ પાસેથી કાનોકાન સાંભળી છે, તેને સાધુ તથા સંસારી બેમાંથી એકેય ગણાય તેમ નથી. ઉંઘમાં પણ બગાસું કે છીંક ખુલે મોઢે ખાવાથી આલોવણામાં

ઉતરવું પડે છે. તેથી ઉપલી શ્રદ્ધાવાળા સમણ સુત્ર શા માટે બોલતા હશે?

વળી બીજી રીતે દ્રવ્ય કલ્પનાથી જોતાં સુખબંધન તે સુખ આડી આડસ છે, તે એમ સુચવે છે કે છુટા માણસની માફક ગમે તેમ બોલવું તારે પાલવશે નહિં. તું બોલ્યા અગાઉ વિચારીને બોલજે.

વળી એક દુકાનદાર પોતાની દુકાનમાં વેચાતા માલના નમુનાનું ચિત્ર જેમ પાટીઆ ઉપર ચીત્રાવીને પાટીઉં દુકાન ઉપર ટીંગાડે છે, છતાં તે માલ કોઈ માગે ને દુકાનમાં ન નીકળે તો દગાખોર ગણાય છે, તેમ મહોપતી એમ સુચવે છે કે મારા જેવો સફેદ રંગ મને બાંધનારના અંતર આત્માનો છે, છતાં અંતરમાં કાળાશ હોય તો જબરો દગો ગણાય છે.

કોરે મુકી દિધેલી મહોપતી બગાસા ખાવા ટાણે શું બાંધવા જવાય? અરે તો પછી દિવસે ન બોલવું હોય ત્યારે કોરે કેમ નથી મુકી દેતા? ત્યારે કોરે મુકે તો હજુએ ચાલે કેમકે જાગતી વખતે છીંકની બગાસાંની વિગેરે હાજતની ખબર અગાઉથી પડે છે, છતાં દિવસે લેશ માત્ર અલગ નહિં કરનારા રાત્રે પડી મુકવાની શ્રદ્ધાવાળા જબરજસ્ત છેતરપીંડીનું કામ કરે છે. તેઓ મહોપતિ રોટલા ખાવાના

પરવાના તરીકેજ બાંધે છે, તો પછી જે વખતે તે કામ ન હોય ત્યારે શા માટે બાંધે? પોલીસ પેશ ઉપરથી ઉતરે ત્યારે પટો છોડે, તેમ આ સાધપણાથી ઉતરી ગયેલ છે; એટલે કોઇ ન દેખે ત્યારે મહોપતિ છોડી નાંખે છે. સ્વપ્નામાં વિષયના વિચાર આવે તોપણ આળવણા એવું આ સુત્રમાં ફરમાન છે, શિયળનો કેવો અનુપમ જાપ્દો.

નવ વાડ તોડી માલ મિષ્ટાન ઉડાવનાર, શરીરની સુસુખા કરનાર, શુશોભીત વસ્ત્ર સહિત રહેનારને કદી સ્વપ્ના આવ્યા વગર રહેજ નહિં. અંગારાની એક રજ પણ આંગળી ઉપર પડવાથી ગરીબ તેમજ તવંગર બંનેને ફોડલો થાયજ.

સ્વપ્નામાં હંમેશ પરિચીત બનાવનાજ આવે છે. કાપડના વેપારીઓ સ્વપ્નામાં ઘરાગ સમજાવતાં પોતાની પાઘડી ફાડી નાખવાની સ્વપ્નાની વાત સાંભળી છે. પણ કોઈ સ્ત્રીને ન્યાય ચુકવવાનું સ્વપ્નું આવ્યું એમ કદી કોઇએ સાંભળ્યુ છે? માટે પ્રથમ તેવી વાતચીત દેખાવ વિગેરેથી દુરજ રહેવું નવવાડ શુદ્ધ પાળનારને કદી વિષયનું સ્વપ્નું આવેજ નહિ. ને જો આવે તો નકી સમજવું કે હજુ વાડો

જોઇએ તેવી મજબુત નથી. માટે તેવા સ્વપ્નાને મિચ્છામિદુક્કડં દઇને માત્ર બેસી નહિ રહેતાં વાડ મજબુત કરવા પ્રયત્ન કરવો જોઇએ. કોઇ કસાઇને સંથારાનું સ્વપનું આવતું હશે? કોઇ બાળકને વિષય સુખનું સ્વપ્નું આવતુ હશે? માટે તદન બાળક જેવું નિર્વિકારી બનવું જોઇએ. અને જ્યારે જ્યારે ન ચાલતાં ઉંઘ કરવી પડે ત્યારે ત્યારેઆ પહેલા સમણ સુત્રની ચીંતવણા કરવી જોઇએ.



# બીજું સમણ સુત્ર.

पडिकमामि–પાપનું નિવારણ કરૂં છું. गोयरग्ग चरियाए–ગાયની પેઠે થોડું લેવા જતાં. भिखायारयाए ભિક્ષા માગવા જતાં. उग्धाडकमाड–અધુકડું કમાડ ઉઘાડ્યું હોય. उधाडणाए–અધું કમાડ ઉઘાડ્યું હોય. साणा કુતરા. वछा–વાછરડાં. दारा–બાળક. संघट्टणाए – તેને અડી કે ઓળંગીને ગયો હોઉ. मंडिपाह्नुडियाए- કોઇને

નીમીતે રાખી મુકેલું લીધું હોય. बालिपाहुडिमयाए - બલિદાન સારૂ બાકળા કરેલ તે લીધા હોય. ठवणा पाहुडिग्राए-કોઇ ભીખારી માટે રાખી મુકેલું તે લીધું હોય. संकिसहस्सागारे-શકાવાળું (અસુજતું) હોય છતાં કે બળાત્કારથી લીધું હોય. अणेसणाए-અજાણે અસુજતો આહાર લીધો હોય. पाणेसणाए - પાણી લીધું હોય. अणभोयणाए - દોષવાળો આહાર વાપર્યો હોય. पाणभोयणाए-દોષવાળું પાણી વાપર્યું હોય. वीय-भोयणाए-બીજ સહીત (સચેત) ભોજન લીધું હોય. हरियभोयणाए-લીલોતરી (સચેત) સહીત ભોજન લીધું હોય. पछाकम्मियाए-આહાર વોરાવ્યા પછીકાંઇ દોષલાગ્યો હોય पुरेकम्मियाए-આહાર લેવા પહેલાં કાંઇ દોષ લાગ્યો હોય. अदिठहडाए—નજરે નથી દેખાતું ત્યાંથી લાવી આપેલ હોય. दग्गसंसठडाए—કાચા પાણીનો સ્પર્શ કરીને દીધેલો આહાર લેવાઇ ગયો હોય. रयसंसठडाए—સચેત રજનો સ્પર્શ થયેલ લીધું હોય. पारिसाउणीयाए-ઝાઝો આહાર લઇને નાંખી દીધો હોય. पारिठावणीयाए—ખાત્રો થોડો અને નાંખી દેવો ઝાઝો એવો પરઠવા લાયક આહાર લીધો હોય.

**उहासणभिखाए**—વારંવાર વસ્તુ માગી લીધી હોય. **जंउग्गमेणं**-જે (ઉદ્દગમનના સોળ) દોષ વહોવરાવનારથી લાગ્યા હોય. **उपायणेसणाए**—(ઉત્પાદનના સોળ) દોષ જે વોરનાર પોતાથી લાગ્યા હોય. **अपाडिशुद्धं**—આહાર પાણી અકલ્પનીક. **पडिगाहीयं**-લીધા હોય તે. **परिभुत्तंवा**—ભોગવ્યા હોય તે. **जंनपरिठवियं**—નાંખી દેવા જોગ તે, નાંખી ન દીધું હોય. **तस्समिच्छामिदुक्कडं.** તેનું પાપ મને નિષ્ફળ હોજો.

બીજા સમણ સુત્રમાં વોરવાની અને વહોરાવવાની વીધી છે. પેલું સમણ સુત્ર તો વ્રતમાં ઉંઘ કરી હોય તોજ બોજા રૂપ છે. તેમ બીજુ સમણ સુત્ર કદી પોતાને વોરવા જવાનો પ્રસંગ ન આવ્યો હોય, પણ વોરાવાનો પ્રસંગ તો આવેલોજ હોય. માટે તેની આળોવણા છે. વળી શ્રાવકોને પણ વોરવ જવાના પ્રસંગ ઘણા આવે, અઢાર પાપના પચ્ચખાણ કરીને બેસવું તે ખાઇ પીને પણ બની શકે. કરસ્ બંધન જેવું પાપથી થાય છે, તેવું ખાવાથી થતું નથી. પાપ કર્યા વગર ત્યાગી હમેશાં ખાઇ પી શકે છે, તે પ્રમાણે એટલે સુજતું નિર્દોષ લઇને ખાતાં આવડે તો ગૃહસ્થ પણ એકાદ દિવસ કે તેથી વધારે વખત ભુખ્યા ન રહેવા છતાં

પણ પાપના ત્યાગ કરી શકે. જેનાથી ભુખ્યું ન રહેવાતું હોય તે આખા લોક પ્રમાણે પાપની બંધી કરીને પણ સુજતા આહાર પાણી લઈ શકે, અને આમ કરનારને અપવાસ કરવા કરતાં વધારે લાભ થાય, પણ પોષા કરતાં વધારે નહિં. અપવાસમાં એક પણ પાપની બંધી નથી; ઉલટો ખાવામાં જોઈતો વખત ફાજલ થવાથી વધારે વખત સાવદ્ય વેપારમાં રોકાવાય છે, જોકે આથી તપસ્યાની ના નથી. આતો મુકાબલો કરી સમજાવાય છે કે ગૃહસ્થને વોરવા જવાનો અવસર આવે, અને પોષામાં પણ પાણી વિગેરે લેવા જવું પડે. અનેરા પોસાતીને બીજા પોષાવાળાએ પાણી વિગેરે લાવી દેવું એ પણ વૈયાવંચ નામનો અભ્યંતર તપ છે અને જો આ સમણ સુત્ર ન સમજાયું હોય તો પછી આ પ્રકારની વૈયાવંચ કરનાર અને કરાવનાર બેઉને કરમબંધન છે, માટે જ્ઞાનને આસાન કેદ હોયજ નહિં.

હવે આહાર લેવાની આ પાઠમાં કેવી સુચના છે તે ઉપર વિચાર કરીયે. ગાયની પેઠે થોડો અહાર લેવો એટલે ગાય જેમ ખડને મુળ સહિત ન ઉપાડે પણ ગધેડો મુળ સહીત ઉપાડે તેમ તે પ્રમાણે સાધુને એક વાસણમાં દેખે એટલું બધું લઈ લેવાની મના છે.

સંકોચ ન પડે તેમ વિચાર રાખી થોડું પણ બાકી રાખવું, તેનુંજ નામ ગૌચરી કહેવાય, નહીંતર ગધાચારી સમજવી..

કોઈનું કમાડ ઉઘાડીનેતો જવાયજ નહિ. કુતરાંને, વાછડાંને, કે બાળકને એવા એવાને પણ અંતરાઇ ન પડે તે ધ્યાનમાં રાખવાનું છે. કોઇને અર્થે રાખી મુકેલું હોય તે લેવાયજ નહિં, તે લેવાથી જેને માટે રાખેલ હોય તેને અંતરાઇ પડે. ઉછાળેલા બાકળા લેવાની મના એટલાજ માટે છે કે તે નિવેદ માટે હોય છે, આથી શ્રાવકોને નીવેદ કરવાનો ટેકો મળે છે એમ માનવાનું નથી, ગોચરી કાંઇ હમેશાં સમકીતીનીજ હોતી નથી, અને નિવેદ માટે કરેલું બહાર જવાથી કોઇને મનમાં બહુ કચવાણ થાય છે ભીખારી માટે રાખેલ હોય તે લેવાથી ભીખારીને અંતરાઇ પડે છે. કોઇ ભીક્ષુક દેખે તેવી રીતે કોઇને ઘેર જવાની પણ મના છે; કેમકે ત્યાગીને ભાવથી સંસારી વોરાવે તે દેખી ભીખારીના જીવને કચવાણ થાય.

બળાત્કારે લીધું એટલે લેનાર ત્યાગી જો લેવા માટે બળાત્કાર કરે તો તો ત્યાગીપણુંજ કયાં રહ્યું, તે તો જરા મન કચવાયેલું દેખે તોપણ ન લીએ; આતો

એમ સંભવે છે કે કોઈ વોરાવનાર પરાણે પાતરામાં નાંખી દીએ.

આહાર વોરાવ્યા અગાઉ અથવા વોરાવ્યા પછીના દોષ ગ્રહસ્થથીજ લાગે છે, માટે તે વિવેક ગૃહસ્થોને શીખવવાની ત્યાગીઓની ફરજ છે.

વહોરાવનાર વોરાવવાની ચીજ કયાંથી લાવે છે તે નજરે દેખાય તેવી સ્થીતીમાં વોરવા આવનારે ઉભું રહેવું જોઈએ. આ બાબત જમે તેટલી સંભાળ રાખે તોપણ ગૃહસ્થનો ભરોસો રાખ્યા વગર ત્યાગીને છુટકોજ નથી. માટે ગૃહસ્થે લેશ માત્ર પણ દોષ લગાડવાથી મહા વિશ્વાસઘાત થાય છે તેમ જાણવું, તેમ ત્યાગીએ તદ્દન વિશ્વાસ ઉપર વાત મુકી ન દેતાં બને તેટલું જોવું. રસોડાની નજીક બહુ જવાથી કોઇ કોઇને આભડશેડનો વહેમ પડે છે તેવે ઘેર બનતાં સુધી જવું નહી, અને કદાચ જવું પડે તો તેનું મન કેચવાય એટલું બધું નજીક ઉભું રહેવું નહીં. અને ગૃહસ્થે તેનાથી અભડાવવાની લેશ માત્ર શંકા રાખવી નહિં. તેનો મહા પવિત્રમાં પવિત્ર આત્મા છે, અને એવી શકા રહેતી હોય તો જે મંગલિકમાં તેને ઉત્તમ ગણેલ છે તે મંગલિક સાંભળવી વ્યર્થ છે.

હથેળીની રેખા ભીની હોય તોપણ આહાર ન ખપે એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે વ્હોરતાં કેટલી સંભાળ રાખવાની જરૂર છે.

નાખી દેવો પડે એટલો આહાર આવીજ ન જાય એ વાત પેલી ધ્યાનમાં રાખવાગી જરૂર છે. સ્હેજ ભુખે રહેવું પડે તેની હરકત નહીં. જેને "વિજય ચોર અને સુસુમા પુત્રીના" અધિકાર પ્રમાણે કેવળ સંજમ પાળવા માટે, શરીર નિભાવવા અર્થે, સુજતો નિર્દોષ અહાર પણ અને તે દિલગીરી સહીતજ લેવાનું ફરમાન છે, તેનાથી ખાવું થોડું ને નાંખી દેવું ઝાઝું એવો તુચ્છ આહાર જે શ્રાવકને પણ સાતમા વૃતના પ્રથમ અતિચારમાં છે તે અહાર થાયજ કેમ ? વારે વારે માગી લેવું, તેતો ખાવાની લોલુપતાનુંજ પરિણામ છે. કેટલોક આહાર એવા પ્રકારનો દોષીત હોય છે કે જે પરઠી દેવોજ જોઇએ, તે અહારનું વર્ણન શ્રી દસ વૈકાલીક તથા આચારંગ વિગેરેમાં આપેલું છે. આવી રીતે બીજા સમણ સુત્રનો અધિકાર છે.



# ત્રીજું સમણ સુત્ર.

पडिक्कमामि–પાપનું નિવારણ કરૂં છું. चउकालंसज्झायस्स–સઝાય કરવાના મુકરર કરેલા ચાર વખતે (સવાર, સાંજ, આગલી રાત્રે, પાછલી રાત્રે. अकरणयाए–સઝાય પાઠ ન કીધો હોય. उभयकालं–બે વખત (સવારે, સાંજે). भंडोवगरणस्स–પાત્રા, વસ્ત્ર વિગેરે. अपडिलेहणयाए–નજરે ન જોયાં હોય. दुपडिलेहणयाए–માઠી રીતે જોયાં હોય. अपमज्जणाए–પોંજ્યાં ન હોય. दुपमज्जणाए–માઠી રીતે પોંજયાં હોય. अइक्कमे–અતિક્રમ–પાપ કરવાનો વિચાર. वइक्कमे–વ્યતિક્રમ–પાપ કરવાની તૈયારી. अइयारे–અતિચાર–તે વસ્તુ કરવા લાગ્યો હોય. अणायारे–અણાચાર–પાપ કીધું હોય. जो–જે. मे–મેં. दिवसिउ–દિવસ સંબંધી अइयारकउ–અતિચાર કીધા હોય. तस्समिच्छामिदुक्कडं–તેનું પાપ મને નિષ્ફળ થાજો.

આ પાઠમાં ચાર વખત સઝાય ન થયેલ હોય તો

આળાવણા છે—એટલે ત્યાગીએ તો ચાર વખત સઝાય કર-
વાનો રીવાજ રાખવોજ જોઇએ; અને એમ છતાં અપ-
વાદ અર્થે કોઇ વખત ન બની શકે તો તેથી કાંઇ ત્યાગી-
પણું જાય નહિં. તેને માટે આળોવણા થાય; પણ કદી
તે પ્રમાણે ચાર વખત સઝાય કરવીજ નહિં, અને છતાં
બે વખત આ પાઠ બોલવો તે તો ફારસરૂપ છે, છેતર-
પીંડી છે. પોતાની માલીકીના દરેક સામાનનું બે વખત
પડિલેહણ કરવાનું આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે
પોતાથી પડિલેહણ બની શકે તેટલોજ સરસામાન પો-
તાની પાસે હોવો જોઇએ. પરગામ કે ગૃહસ્થીને ઘેર જે
સરસામાન હોય તેનું પડિલેહણ ન થાય તે વાત ચોકસ
છે. તો પછી પેટી, પટારામાં, કે ગૃહસ્થને ઘેર પોટલા
રાખીને પડિલેહણ નથી કરેલ છતાં, હમેશ બે વખત
આ પ્રમાણે માફી માગવી તે જબરજસ્ત છેતરપીંડી છે.
એક એક પટારાને બબે તાળાં હોય છે, અને મોટા શ-
હેરના ઉપાશ્રયમાં પટારા ને કપાટ આડે જગો જોવામાં
આવતી નથી; આ દેખાવ તો ઉપાશ્રયનો નથી પણ એક
ઓફીસનો પણ નથી. ખરેખર, ત્રેજુરીના મકાનનો આ
દેખાવ છે. જેઓ એમ બચાવ કરતા હોય કે આજકાળે
યાદશક્તિ ઓછી થવાથી મોઢે કાંઇ બધું યાદ રહેતું નથી
તેથી ગૃહસ્થને ત્યાં મુકવું પડે, હવે જો કાળની સ્થીતીને

લઇને તેઓને વર્તનમાં આવો ફેર પાડવો પડયો હોય તો પછી "બે વખત પડિલેહણ ન કર્યું હોય તો મિચ્છામીદુક્કડં". તે પાઠ પણ જ્યારે પડિલેહણ નથી બનતું ત્યારે બોલવો ન જોઇએ. આવી રીતે જે સર-સામાનનું પડિલેહણ ન થાય તેમાં જીવહિંસા થાય છે! ત્રીજા સમણ સુત્રમાં જે માફી મંગાય છે તે કૃત્ય હમેશ કરે છે ને કર્યાજ કરવું છે; છતાં માફી માગવાનું ફારસ ભજવાય છે તે જુઠું બોલાય છે.

શ્રી ભગવંતની જે કૃત્ય કરવાની ના છે તે કૃત્ય કરવું તે તિર્થંકર અદત્ત છે, આમ જો ગૃહસ્થને ઘેર મુકાય, અને પડિલેહણની પણ પીડા મટે તો પછી પરિગ્રહનો કાંઇ પાર રહેશે નહિ; કેમકે પૈસો ખરચવો પડતો નથી, અને સાચવવાના સ્થળની કાંઇ ખોટ નથી, અને કુંચી પોતે નથી રાખતા એમ કહી બાનું બતાવે તો મોટા મોટા રાજ્યના ભંડારની કુંચીઓ ભંડારીજ રાખે છે.

પડિલેહણ કરવાનો કાળ તથા વિધી સિદ્ધાંતમાં શ્રી ઉત્તરાધ્યયનના ૨૬ મા અધ્યયનમાં સાંજરે છેલા પોરના ચોથા ભાગમાં કહેલો છે, તે વાત દેખીતી રીતે વાજબી લાગે છે કેમકે વહેલું કરવાથી પાછો જીવાત પડવાનો અવકાશ રહે છે, પડિલેહણ મોડામાં મોડું

આંખે સુજી શકે ત્યારે થવું જોઈએ. પડિલેહણ કેમ કરાય અને કેમ ન કરાય તે હકીકત પણ તેજ અધ્યયનમાં છે. ચિત્ત બરોબર તે કામમાંજ રાખવાનું છે. પચખાણ કરાવવા જેવું મહા લાભનું કામ પણ પડિલેહણ કરતી વખત કરવાની મના છે તો પછી વાતો કયાંજ રહી.

પડિલેહણના આ વખતની ગોઠવણથી એમ અનુમાન થાય છે કે ત્યાગીને બે વખત જમવાનું નથી, પણ તેવો કોઇ સ્થળે ચોખ્ખો પાઠ નથી; તેથી જેને રૂચી હોય ને બીજી વખત અહાર કરે તો કાંઇ શાસ્ત્રથી વાંધો નથી, પણ જમવા સારૂ થઇને પડિલેહણનો કાળ ફેરવી નાંખવો તે વાત વાજબી નથી.

નીચેના કારણસર સાંજની ગોચરી પાલવે તેમ નથી, પણ સવારની ગોચરીનો અહાર વાપરીને સાંજરે અહાર કરે તો નજ કરાય એવું કાંઇ નથી.

અન્યમતિના પણ ઘણા ખરા ત્યાગીઓ એકજ વખત અહાર કરે છે. વેપારમાં જે વેપારીને બહુ ઘરાગી હોય તે પણ માંડ માંડ ક્ષુધા સહન ન થાય ત્યારે જમવા નવરો થાય છે, તો પછી જેને જ્ઞાનનો અને ધ્યાનનો વેપાર લાગી રહ્યો છે, તેને ફકત શરીરની શક્તિ રહે એટલે બસ, વધારે વખત ખાનપાનમાં રહેવું

તેને પાલવેજ નહિ. જેમ નિશાળીઓ રવીવારની રજાની રાહ આતુરતાથી જુએ છે, તેટલીજ આતુરતાથી તેઓ અપવાસના દિવસની રાહ જોયાજ કરે.

ધ્યાનમાં રાખવું કે બે વખત જમવાની ના નથી; પણ બે વખત વહોરવાનું ન બની શકે, તેમ છતાં કોઈ આજારી, વૃદ્ધ કે તપસી હોય તો વહોરવામાં પણ કાંઈ વાંધો નથી; પણ હમેશ તે રીવાજ ન પાલવે. ગૃહસ્થને ઘેર સહુ જમી રહે ત્યારબાદ વધારાની ખબર પડે છે, અને સહુ જમી રહે તેટલો વખત વાળુટાણે જાય ત્યાંતો રાત પડે, કેટલોક દિવસ હોય ત્યાંતો વોરી આવી, આહાર કરી, પાતરાં સાફ કરીને પરવારી જવું જોઈએ, તો પછી વહોરવા કયે વખતે નીકળવું ? અતિશય વહેલું નીકળવાથી વાળુ તૈયાર થયેલ ન હોય, અને દિવસ છતાં વાળુ કરનારાં થોડાં ઘર હોય અને તે પણ દુરનાં કામ ન આવે એટલે નજીક નજીકના ઘરથીજ વહોરાય છે, તેથી દિવસ છતાં વાળુ કરનારાં અને પાસે રહેનારાં ઘણાં ખરાં ઘરમાં વહોરાવવાની જોગવાઈ મળશે એમ આશા રાખે છે. વળી બપોરે ગમે તેટલા ઘેર ફરતાં અસુજતું થાય તો પણ કાયર થવા કાંઈ કારણ નથી. કેમકે ઘરનો કાંઇ પાર નથી, અને સાંજરે તો જો અસુજતું ઉપરા ઉપર કેટલેક ઘેર થવા માંડે તો પછી હીંમત રહે

નહિં, કેમકે દિવસ આથમી જવાની બીક છે, વળી પડિલેહણનો જે ટાઈમ છે તે વિચારતાં એમ માલુમ પડે છે કે સાંજરે ગોચરી તો બનેજ નહિ.



# ચોથું સમણ સૂત્ર.

पडिक्कमामि-પાપનું નિવારણ કરૂં છું. एगाविहं--એક પ્રકારના. असंजमे-અસંજમપણું અવ્રત. पडिक्कमामि दोहींबंधणेहिं-બે પ્રકારના બંધનથી. रागबंधणेणं--પ્રિતી બંધન. दोपबंधणेणं-દ્રેષ બંધન. पडिक्कमामितिहिदंडेहिं-ત્રણ પ્રકારના દંડથી નિવર્તુ છું. मनदंडेणं—અશુભ મન દંડ કરાવનાર. वयदंडेणं—અશુભ વચન દંડ કરાવનાર. कायदंडेणं—અશુભ કાયા દંડ કરાવનાર. पडिक्कमामितिहिंगुतिहिं—નિવર્તુ છું ત્રણ પ્રકારના ગુપ્તીના દોષથી. मणगुतिण—મનને શુભ પરિણામે કરી ગોપવવું. वयगुतिए-વચનને શુભ પરિણામે કરી ગોપવવું.

**कायगुत्तिए**—કાયાને શુભ પરિણામે કરી ગોપવવું. **पडिक्कमामितिहिंसल्लेहिं**—નિવર્તું છું ત્રણ પ્રકારના સલ્લના દોષથી. **मायासल्लेणं**—માયા કપટ રાખવું તે. **नियाणसल्लेणं**—નિયાણું એટલે ક્રિયાનું ફળ માગવું તે. **मिच्छादंसणसल्लेणं**—ખોટી શ્રદ્ધા તે. **पडिक्कमामि**---**तिहिंगारवेहिं** — ત્રણ પ્રકારના ગર્વના દોષથી. **इढिगारवेणं**-રિદ્ધિનો ગર્વ કરે. **रसगारवेणं**-રૂડા રસ એટલે સ્વાદનો ગર્વ કરે. **सायागारवेणं**-શરીરના સુખનો ગર્વ કરે. **पडिक्कमामितिहिंविराहणाए**-નિવર્તું છું, ત્રણ પ્રકારની વિરાધનાથી. **नाणविराहणाए**-જ્ઞાનમાં ભંગ કરવો. **दंसणविराहणाए**-સમકિતમાં ભંગ. **चरित्तविराहणाए**-કરણીમાં ભંગ. **पडिक्कमामिचउहिंकषाएहिं**-નિવર્તું છું, ચાર પ્રકારના કષાયના દોષથી. **कोहक्कसाएणं** ક્રોધ કરવો તે કષાય. **माणक्कसाएणं**-માન કરવું તે કષાય. **मायाक्कसाएणं**---માયા-કપટ કરવું તે કષાય. **लोहक्कसाएणं**-લોભ કરવો તે કષાય. **पडिक्कमामिचउहिं सन्नाहिं**-નિવર્તું છું, ચાર પ્રકારની સંજ્ઞા વાંછનાના દોષથી. **आहारसन्नाए**-આહારની ઇચ્છા. **भयसन्नाए**-બીક-

થી કરવું તે. मेहुणसन्नाए–મૈથુનની ઇચ્છા. परिग्गह-सन्नाए–પરિગ્રહની ઇચ્છા. पडिक्कमामिचउहिंविकहाहिं–નિવર્તું છું. ચાર પ્રકારની વિકથા–પાપની કથાથી. इथ्थी-कहाए–સ્ત્રી કથા રૂપાદીક વિગેરે. भतकहाए–ભોજનની કથા, સારૂં નરસું કહેવું. देशकहाए–દેશ વિષે સારૂં નરસું કહેવું. रायकहाए–રાજ વિષે સારૂં નરસું કહેવું. पडिक्कमामिचउहिंझाणेहिं–નિવર્તુ છું. ચાર પ્રકારના વિષય સંબંધી ધ્યાન ધરવાથી. अट्टेणंझाणेणं–વિષય સંબંધી ધ્યાન ધરવાથી. रुद्देणंझाणेणं—હિંસાદીકનું ધ્યાન ધરવાથી. धम्मेणंझाणेणं–ધર્મ ધ્યાન ન ધરવાથી. सुक्केणंझाणेणं–નિર્મળ ધ્યાન ન ધરવાથી. पडिक्कमामिपंचाहिंकिरियाहिं –નિવર્તું છું. પાંચ પ્રકારે ક્રિયા એટલે કર્મ લાગે છે તેથી कायाए–કાયા અજતનાએ વાપરવાથી. आहिगरणियाए –અધિકરણથી (હથીયાર) पाउसियाए—બીજા ઉપર દ્વેષ રાખવાથી. पारितावणियाए–બીજાને દુઃખ ઉપજાવવાથી पाणाइवायकिरियाए—જીવહિંસા કરવાથી. पडिक्कमा-मिपंचहिंकामगुणेहिं - નિવર્તુંછું. પાંચ પ્રકારના કાર્મ વધવાના ગુણના દોષથી. सद्देणं—વિષયોના શબ્દ સાંભળવાથી. रुवेणं–રૂપ નીરખવાથી. रसेणं—સ્વાદ

લેવાથી. गंधेणं--સુગંધીઓથી. फासेणं--સારા ફ-
રસથી. पडिक्कमामि पंचहिं महचएहिं-નિવંર્તુ છું. પાંચ
પ્રકારના મહાવૃત વિષે દોષથી. पाणाइवायाउ वेरमणं-
હિંસા કરવાથી. मुसावायाउ-જુઠું બોલવાથી. अदिनादा-
णाउ वेरमणं-અણદીધેલું લેવાથી. मेहुणाउ वेरमणं-
મૈથુનથી. परिग्गहाउ वेरमणं-પરિગ્રહ રાખવાથી. पडि-
कमामि पंचहिं सुमिएहिं-નિવર્તુ છું. પાંચ પ્રકારના સુ-
મતિના દોષ લાગ્યા હોય તેથી. इरियासुमिए--રસ્તે જો-
ઇને ન ચાલવું તે. भाषासुमिए--બોલતાં દોષ લાગે
તેવું બોલવું. एसणासुमिए-દોષીત આહાર લેવો. आ-
याण भंड मत निखेवणा सुमिए--પાત્રાં, વસ્ત્ર વગેરે
ઉપકરણને અજતનાએ લેવાં મુકવાં. उचार, पासवण,
खेल, जल्ल, संघाण, पारिठावणियासुमिए-વડીનીત, લઘુ-
નીત, બળખો, મેલ, લીંટ. પરઠવાનું તે અજતનાએ
પરઠવું તે સુમતિના દોષ.

નોટઃ—[ પ્રતિક્રમણ કરનાર મુની મહારાજ પહેલાં પાંચે મહા-
વૃતોની, પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિની સવિસ્તર આલોયણા
મિચ્છામી દુક્કડં લઇ પડીકમણું કરે છે તથાપિ આ ઠે-
કાણે ચોથા શ્રમણ સુત્રમાં પાછી વળી તેની ને તેનીજ

આળોયણા લેવાનું કારણ આ છે કેઃ—પહેલાં દોષોની આળોવણા છે, અને આ આળોવણા પુન્ય કર્મની જે વૃદ્ધી થઈ હોય તેની નિર્જરા કરવાને માટે છે.

પાપ એ બંધનકર્ત્તા છે, તેમ પુન્ય શુભ વસ્તુનું ફળ આપનાર છે જેને શાસ્ત્રકારોએ "સોનાની બેડી" ની ઉપમા આપી છે, માટે તે પણ આળોવવા જરૂર છે. ]

આ પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તિ જાળવવી એજ સંજમની મુશ્કેલી છે. એટલાં વાનાં જળવાયાં તોતો તે સાધુના સાધપણામાં કાંઈ ન્યુનતા નથી. તપસ્યા કોઈમાં વધારે હોય અને કોઇમાં ઓછી હોય, એથી સંજમને દુષણ નથી. જ્ઞાન કોઈમાં વધારે હોય અને કોઈમાં વધારે ન હોય; પણ પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિ, આઠ પ્રવચન માતા કહેવાય છે, તે જાળવવી કાંઇ સહેલું નથી, તેમાં વચન ગુપ્તિની બહુ મુશ્કેલી છે; માટે બોલતાં દંડાય તેવું સાધપણાનું પદ છે.

**पडिकमामि छहिं जीव निकाएहिं**--નિવર્તું છું. છ પ્રકારના જીવના સમુહની વિરાધનાથી. **पुढविकाएणं**—પૃથ્વીકાય માટી પ્રમુખ. **आउकाएणं**--અપકાય પાણી પ્રમુખ. **तेउकाएणं**-અગ્નિ પ્રમુખ. **वाउकाएणं**-વાઉકાય. વાયરા પ્રમુખ. **वणस्सइकाएणं**--વનસ્પતિ પ્રમુખ.

**तस्स काएणं**-ત્રસ જીવની વિરાધના કરી હોય. **पडिक्कमामि छहिंलेसाहिं**—નિવર્તુ છું. છ પ્રકારની લેસ્યાના દોષથી. **किन्हलेसाउ**-અત્યંત હિંસા કરવાનું મન. **नील-लेसाए**-દુરાચર કરવાનું મન. **काउलेसाए**— સરળપણું દુર રાખીને પોતાના દોષ ઢાંકવા અને બીજાના બોલવા. આ ત્રણ લેસ્યા છાંડવી. **तेउलेसाए**—કપટ રહિત વનિતાઇના પ્રણામ. **पद्मलेसाए**—મન, વચન, કાયા ઝીલવાના પ્રણામ. **सुक्लेसाए**—સુમતિ, ગુપ્તિ સહિત રાગદ્વેષ ઝીલવાના ગુણ. આ ત્રણ લેશ્યા સારી ગ્રહણ ન કરી હોય તો.

સંસારી પાપ સ્થાનક ત્યાગ કરીને તો કલાક બે બેસી શકે, પણ સારી અને માઠી લેશ્યા તો પગલે પગલે સંસારના દરેક કામમાં હોયજ અને કલ્યાણનો આધાર તે ઉપર છે.

**છયે લેશ્યાની ઓળખાણ**—એક આંબાની કેરીયો ખાવાની છ જણને ઇચ્છા થઈ; હવે ઇચ્છા પુરી પાડવાને છયે માણસો ઇંતેજાર હતા, પણ દરેકની લેશ્યા જુદી જુદી હતી.

એકે કહ્યુ-કે--ચાલો આંબો સૂળમાંથી ઉખેડી નાંખીએ. એટલે પોતાને કેરીઓ ખવાય, પણ બીજાને કોઇને

કે તેને પોતાને ફરીને આંબો કામ ન આવે, પોતાનું તત્કાળીક કામ તો થયું પણ પાછળ ગમે તે થાય, તે જીવ કૃષ્ણલેશી.

બીજે કહ્યું—નાભાઈ આખો આંબો શા માટે પાડવો, કેરીવાળી ડાળીઓ ફક્ત કાપી લેવી; એટલે ફરીને તે આંબો કામ આવે તે નિલલેશી કહેવાય.

ત્રીજે કહ્યું—નહી નહી ડાળીઓ બધી ન તોડવી. ફકત પાકેલી કેરીઓવાળી ડાળીઓ તોડવી. નકામી બીજી શા માટે તોડવી? આ કાપુતલેશી જીવ.

ચોથે કહ્યું—ડાળી એક પણ ન તોડવી પણ પથરા મારી કેરી નીચે પાડવી. આ તેઉલેશીજીવ.

પાંચમો કહે—પથ્થર શા માટે મારવો? આંબાની ડાળ ખુબ ઝંઝેડવી એટલે એની મેળે પાકેલી કેરીઓજ નીચે પડે. આ પદ્મલેશીજીવ.

છઠાએ કહ્યું—એમ પણ કરી શામાટે, કોઈના જીવને દુઃખ દેવું? કેટલીક કેરીઓ સહેજે અનાયાસે નીચે ખરી પડેલી છે, તે લઇને ખાવી; કોઇપણ રીતે ખાવાનું કામ છે. આ પ્રમાણે છઠાની દરખાસ્ત પ્રમાણે કરવાથી ઓછે નુકશાને સહુની મતલબ પાર પડી હતી, તે શુકલલેશી

જીવ. તે પ્રમાણે પાર પાડવામાં પણ સહુએ બહુ જતના રાખવી જોઇએ.

**पडिक्कमामि सत्तहिंभयठाणेहिं**—સાત પ્રકારના ભયના ઠેકાણાથી નિવર્તું છું, આલોકભય, પરલોકભય, ધનભય, અકસ્માતભય, આજીવિકાભય, મરણભય, અપજશ ભય. આ સાત રીતી માંહેલી કોઇપણ રીતીથી ભય પામીને પાપ ન કરે તેને સાત ભયના ટાલણહાર કહીએ.

**पडिक्कमामिअठहिंभयठाणेहिं**—નિવર્તું છું. આઠ પ્રકારના મદના ઠેકાણાથી. એ આઠેય કર્મ બંધનનાં સાધન તેનાથી દુર રહે તે આઠ મદના ગાળણહાર કહેવાય.

**नवहिंबंभचेरगुत्तिहिं**—નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિ.

**दसविहेसमणधम्मे**—દસ પ્રકારનો સાધુનો ધર્મ. ક્ષમા, નિર્લોભતા, કપટરહિતપણું, માનરહિતપણું, બાર પ્રકારનો તપ, સંજમ, સાચપણું, નિર્મળ, ધનરહિતપણું, બ્રહ્મચર્ય.

આ દશ પ્રકાર ઉપર મુનિશ્રી અમોલખ રૂષીજીએ શ્રી ધર્મતત્વ સંગ્રહ નામનો ગ્રંથ લખેલ છે. તે જૈન સમાચાર ઓફીસથી બહાર પડેલ છે. તેમાં વિસ્તારથી બધું વર્ણન આપેલ છે; માટે આંહી કાંઇ જરૂર જણાતી નથી.

एकारसहिंउवारसगपडिमाहिं—અગીયાર પ્રકારની શ્રાવકની પડિમા.

જે શ્રાવકને ફકત બાર વૃતધારી થવાથી અટકી નહી જતાં વિશેષ કરણી કરવી હોય, અને દીક્ષા લેવાની હજુ પુર્ણતા ગમે તે કારણે ન આવી હોય તેને માટે ૧૧ પડિમા છે. (૧) પડિમામાં સમકિત ચોખું રાખવું.

## ત્યારે શું બારવૃત ધારી શ્રાવકનું સમકિત મલીન હશે ?

પાંચમે ગુણ સ્થાનકે સમકિતમાં મલીનતા હોયજ નહિં ; તો પછી બારવૃતમાં કયાંથી હોયજ ? ; પડિમા વગરની શ્રાવકની શ્રદ્ધામાં તો ફેર ન હોય; પરંતુ તેને છ છીંડીનો આગાર હોય એટલે નીચેને છ કારણે તે કદાચ સમકિતને વિમુખ કૃત્ય નીરૂપાયે કરી શકે પણ પડિમાવાળો કોઈપણ કારણે તેવું કૃત્ય કરી શકે નહિ. છ છીંડી નીચે પ્રમાણે–૧ રાજ્ય સતાને કારણે. ૨. નાત, જાત, કુળ, કુટુંબના આગ્રહથી. ૩. કોઈ દેવ-સ્થાનને લીધે. ૪. કોઈ અયોગ્ય સ્થળે આવી જવાથી. ૫. વડીલના હુકમને વશ થઇને. ૬. કોઇ બળાત્કારથી કેવળ છીંડીને લઇનેજ જે કામ કરવું પડે, તે તો

ફક્ત ચેષ્ટા રૂપે થાય; પણ તે ઓરતા સહિત કરે, અને ખરા શુરવીરતો તે પણ ન કરે. આ પ્રમાણે છ છીંડીની પણ દરકાર ન કરવી તે કામ કેટલી મુશ્કેલીનું છે? તે લખવાથી સમજાય તેવું નથી.

(૨) પડિમામાં બાર વ્રત. પેલી પડિમા કાયમ રાખી ને પાળવાં. બધી મુશ્કેલી પેલી પડિમાનીજ છે. પેલી પડિમામાં બાર વ્રત ન હોય તો ચાલે.

(૩) પેલી બે પડિમા કાયમ રાખીને ત્રીજીમાં દરરોજ સામાયેક કરવી. આ ઉપરથી સમજાય છે કે નવમા વ્રતમાં દરરોજ સામાયક કરવાનું બંધન નથી. બીજી ને ત્રીજી પડિમાનું વર્તન ઘણી જગોએ હોય છે; પણ તે પેલી સહીત હોય તો પડિમા ગણાય.

(૪) ચોથીમાં પેલી ત્રણ પડિમા કાયમ રાખીને એક માસમાં બે પોષા કરવા.

(૫) પાંચમી પડિમામાં પહેલી ચાર કાયમ રાખીને પોષાને વળતો દિવસ પણ બ્રહ્મચર્ય પાળે, સ્નાન ન કરે.

(૬) છઠી પડિમામાં પેલી પાંચ કાયમ રાખીને સર્વથી બ્રહ્મચર્ય પાળવું, એટલે હજુ છઠી પડિમામાં જ્યારે સદારાની બંધી છે છતાં ચોથું વૃતજ સદારાની

બંધીવાળાનેજ ગણાય, એવી ધાપ ચાલે છે તેને સમજાવાય શી રીતે?

(૭) સાતમી પડિમામાં પેલી છ કાયમ રાખીને ફકત સચેત ચીજનો અહાર ન કરે, આરંભ કરવાની હજુ બંધી નથી.

(૮) આઠમી પડિમામાં પહેલી સાત કાયમ રાખીને આરંભ લાગે એવું કામ પોતે ન કરે, એટલે કોઈ પાસે કરાવવામાં હજુ હરકત નથી.

(૯) નવમીપડિમામાં નોકર કે જેને પોતે પગાર ખવરાવે છે ને જે પોતાનું કામ કરવાને બંધાયેલ છે, તેની પાસે પણ કામ ન કરાવે તો પછી બીજા પાસે તો કેમ કરાવાય?

(૧૦) દશગી પડિમા–નવમી પડિમામાં પોતાને આરંભ કરાવવાની બધી હતી, પણ પોતાની સુચના વગર કોઈ પોતા અર્થે આરંભ કરી રાખે તો તે ભોગવવાની બંધી નહોતી. હવે પહેલી નવ કાયમ રાખીને પોતા સારૂ કીધેલ અહાર પાણી ન લીએ.

(૧૧) અગીયારગી પડિમા—દશગીમાં હજુ વેષ શ્રાવકનો હોય, પેલી દશ કાયમ રાખીને અગીયારમીમાં

સાધુનો વેષ ધારણ કરી સાધુ પ્રમાણે વરતે. જો કોઇ વંદન કરે તો કહે કે હું સાધુ નથી, પણ ક્રિયા સર્વ સાધુની પાળે.

**તેમાં અપવાદ**--૧. લોચ ન કરે તો ચાલે પણ પાપ ન લાગવા દીએ. ૨. વિહાર ન કરે તો ચાલે. ૩. ગોચરી પોતાનીજ જ્ઞાતિમાં કરે તો ચાલે. ૪. રજોહરણ ઉપર કપડું ન બાંધે તો ચાલે.

પહેલી પડિમા એક માસની, બીજી બે માસની, તેમ જેટલામી પડિમા હોય તેટલા માસની તે હોય તે સાડા પાંચ વરસે બધી પડિમા પુરી થઇ રહે. આ બાબતની પુર્ણ હકીકત ઉપાસગ દશાંગમાં છે.

જો પડિમા પુરેપુરી કરવી હોય તે તો ઉપર બતાવી તેમ જોઇએ, પણ કોઇને ક્રમે ક્રમે ન ચડતાં પહેલેથીજ ગમે તેટલામી લેવી હોય તો લેવાય. પણ તે અગાઉની બધી ક્રીયા જોઇએ. તેમ ગમે તેટલા માસ સુધી પાળની હોય તોપણ ક્રિયા કરવામાં કાંઇ વાંધો નથી. જેમ છત્રીસ કલાક અપવાસ ચોવીઆરો રાખી ચોવીસ કલાક અઢાર પાપની બંધી કરે તોજ પોસો કહેવાય, પણ તેથી ઓછું કરનારને કાંઇ ક્રિયા કરવાની ના નથી. જેટલો વેપાર ખેડ તેટલો વકરો થાય.

## આ કાળે પડિમા શ્રાવકથી અદરાય નહિં તેમ કેટલાક કહે છે તેનો ખુલાસો

લેશ માત્ર વિચાર કર્યા વિના કોઇને ઉતારી પાડવા માટે ગમે તેમ બોલે, તેને કોઇ આડું થવા જતું નથી; એમ તો આ લેખકને એક સંઘાડાના આચાર્યજી મનાતા વેષ ધારીએ કાંઇક પ્રશ્ન પુછતાં ચોખું કીધું હતું કે " બાર વૃત આજે અદરાય નહીં " આનું કારણ-મારી તેની સાથે વાતચીત કરવાની નાલાયકી તેને લાગી હોય તે હોય; કે પછે તેની શ્રદ્ધા એવી હોય, છતાં મેં તો માન્યું નથી; તે પ્રમાણે પડિમા અદરાય નહીં, એમ કહેનારાને એટલું પુછવું કે પડિમા ગમે તેવી આકરી ક્રિયા છે, પણ સંજમથી ચડીઆતી કે ઉતરતી? ઉંચામાં ઉંચી જે ૧૧ મી પડિમા તે પણ સાધુની ક્રિયા જેવી છે તો પછી વિછેત જવામાં પહેલાં વધારે આકરી ક્રિયા વિછેત જાય કે સહેલી? પડિમા વિછેત ગઇ એમ કહેનારને સાધપણું કેટલાક કાળ અગાઉ વિછેત ગયું માનવું પડશે.

बारसहिंभिक्खुपडिमाहिं—બાર પ્રકારની સાધુની પડિમા.

સુરવીર મુની એકલા વીચરી નીચે પ્રમાણે કરે— પેલી પડિમામાં રોજ એક વૂખત એકજ ઘેર અહારની એક દાંત એટલે એક ધાર તથા પાણીની એક દાંત લઈને નિર્વાહ કરે.

બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠી, સાતમીમાં મહિનામાં રોજ બે, ત્રણ, ચાર, પાંચ, છ, અને સાત દાંત ઉપરાંત લેવું નહિ. એવો અનુક્રમે નિયમ એટલે સાત પડિમા થઈ.

આઠમી નવમીમાં સાત દિવસ સુધી એકાંતરા અપવાસ, પણ આઠમીમાં કઠણ આસને તથા નવમીમાં દંડ આસને બેસે. દશમીમાં પણ એજ પ્રમાણે અપવાસ, પણ ગાય દોવા બેસે છે તેવે આસને બેસે. અગીયારમી પડીમા એક રાત દિવસની તે અગાઉથી બે અપવાસ કરીને ત્રીજે દીવસે રાત્રે ગામ બહાર કાઉસગ્ગ કરે. બારમી એક રાતની પડિમા તે પ્રથમ ત્રણ અપવાસ કરી ત્રીજે દિવસે રાત્રે વનમાંહે એક ચિતે રહીને ઉપસર્ગ આવે તે સહે "શ્રી અંતગડ સુત્રમાં ગજસુકમાલજીએ સહન કર્યું" તેમ આ ક્રિયામાંથી પરિણામે કાંતો ૩ અવગુણ થાય, અથવા ગુણ થાય. જો ઉપસર્ગ સહન કરી શકે તો બેડોપાર થાય; પણ જો સહન ન થાય તો સંજમથી ભ્રષ્ટ થવાય. આ બાર ભીખુની

પડિમા આજના સંઘેણને અનુકુળ નથી; તેથી વિછેત ગયેલ તે વાત સંભવે છે. સાધપણા કરતાં તે આકરી ક્રિયા છે પણ તેને બદલે શ્રાવકની વિચ્છેદ ગઇ એમ ઠરાવે છે, તો સંજમ વિચ્છેદ ન હોય ત્યાં સુધી તે વિચ્છેદ જવાનો જરા પણ સંભવ નથી.

**तेरसाहिंकिरियाठाणेहिं**—તેર પ્રકારનાં કર્મ બાંધવાનાં ઠેકાણાં—૧. કામ સારૂ આરંભ કરવો. ૨. વગર કામે આરંભ કરવો. ૩. જીવઘાત કરવા સારૂ હીંસા કરે ૪. અકસ્માતથી કોઇને ઇજા કરવા જતાં બીજાને થાય ૫. મિત્રને વેરી ગણી, અથવા ચોર નથી તેને ચોર ગણીને હણે. ૬. જુઠું બોલવાથી લાગે. ૭. અણ દીધેલું લેવાથી લાગે. ૮. વગર કારણે આર્ત્તધ્યાન ધરવું. ૯. અહંકાર કરવાથી લાગે. ૧૦. થોડા અપરાધીનો ઘણો દંડ કરવાથી લાગે. ૧૧. કપટ કરવાથી. ૧૨. લોભ કરવાથી. ૧૩. અજતનાએ ચાલવાથી.

એ તેર પ્રકારની ક્રિયાથી ત્યાગીએ વિમુખ રહેવાનું છે.

**चउदसाहिं भुयगामेहिं**—ચૌદ પ્રકારના જીવના જથ્થા જેવા કે—

૧. સુક્ષ્મ એકેંદ્રી. ૨. બાદર એકેંદ્રી. ૩. બેઇંદ્રી.

૪. તેરેંદ્રી. ૫. ચૌરેંદ્રી. ૬. સંજ્ઞીપચેંદ્રી ૭. અસંજ્ઞી-પચેંદ્રી. તે સાતના પ્રજાપ્તા તથા અપ્રજાપ્તા મળીને ૧૪.

**સુક્ષ્મ**—એટલે નજરે પડે નહી, માર્યા મરે નહી, ભેદ્યા ભેદાય નહી તેવા જીવ.

**બાદર**--એટલે સુક્ષ્મથી ઉલટું. નજરે પડે, માર્યા મરે અને ભેદ્યા ભેદાય તેવા જીવ.

**સંજ્ઞી**--એટલે મન સહિત. અસંજ્ઞી-મન રહિત. પ્રજાપ્તા-એટલે પર્યા ૭ છે. આહાર(૧), શરીર(૨), ઇંદ્રી(૩), શ્વાસોશ્વાસ(૪), ભાષા(૫) ને મન(૬). જે જીવને જેટલી પર્યા બાંધવાની પ્રકૃતિ છે તેમાંથી જે જીવે જે વખતે ઓછી બાંધી હોય તે જીવ એ વખતે અપર્યાપ્તો કહેવાય.

**पन्नरस्साहिंपरमाहम्मिएहिं**—પંદર પ્રકારના દેવતા નારકીને પીડા કરનારા છે તેના નામ-અંબ, અંબરિસ, સામ, સબળ, રૂદ્ર, મહારૂદ્ર, કાળ, મહાકાળ, અસીપત, ધનુષ્મ, કુંભ, વાલુ, વેતરણી, ખરસર ને મહાઘોષ.

**सोलसहिंगाहासोलसएहिं**—શ્રી સુયગડાંગ સુત્રના પ્રથમ સુતસ્કંધના સોલ અધ્યયન છે. **सत्तरस्सविहे अ-संजमेहिं**—સતર પ્રકારનો અસંજમ છે. તે નીચે મુજબ-

૧ પૃથ્વી, ૨ પાણી, ૩ અગ્ની, ૪ વાયુ, ૫ વનસ્પતિ, ૬ બેઇંદ્રિ, ૭ તેઇંદ્રિ, ૮ ચઉરેંદ્રિ, ૯ પંચેદ્રિ, એ નવને હણવા તે અસંજમ. ૧૦ અજીવને અજતનાએ વાપરે, ૧૧ જોયા વિના જમીન ઉપર બેસે, ૧૨ સંજમ વિષે લાગેલા સાધુને મદદ કરે નહિં. ૧૩ પાત્રા વિગેરે બરોબર પોંજે નહી. ૧૪ અવિધીએ પરઠવે. ૧૫ મનને. ૧૬ વચનને, ૧૭ કાયાને, અયોગ્ય રીતે વરતાવે તે અસંજમ.

આ ઉપરથી ખુલ્લું સમજાય છે કે ગ્રહસ્થને ઘેર સરસામાન મુકનાર સાધુને સતર ભેદે સંજમના પાલણહાર કહેવા તે સત્ય છે કે અસત્ય :

**अट्ठारस्सविहे अबंभेहिं**–અઢાર પ્રકારનું અબ્રહ્મચર્ય.

ઉદારીક શરીરવાલા સાથે ( મનુષ્ય-તિર્યંચને ) નવ કોટીએ અબ્રહ્મચર્ય, સેવવું તે નવ, અને તેજ પ્રમાણે વૈક્રિય શરીરવાળા સાથે નવ કોટીએ, એટલે કુલ અઢાર પ્રકારનું અબ્રહ્મચર્ય. **एगुणविसाए नायझाणेहिं**–શ્રી જ્ઞાતાજી સૂત્રના પ્રથમ સ્કંધના ઓગણીશ અધ્યયન છે.

**विसाए असमाहिठाणेहिं**–વીસ પ્રકારનાં અસમાધિના ઠેકાણાં તે સાધુએ છોડવાં, તેના નામ––

૧ ઉતાવળું ચાલવું, ૨ નહીં પોંજે, ૩ જેમ તેમ પોંજે, ૪ ઘણા પાટપાટલા ભોગવે, આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ઉપાશ્રયની અંદરના બધા પાટપાટલા ભોગવવા નહીં, ૫ ગુરૂના સામું બોલે, ૬ સાધુની ઘાત ચિંતવે, ૭ પ્રાણીની ઘાત ચિંતવે, ૮ ક્રોધ કરે, ૯ પારકું વાકું બોલે, ૧૦ પુરી ખબર વગર નિશ્ચયકારી ભાષા બોલે, ૧૧ કલેષ કરે, ૧૨ બીજાને કલેશ ઉપજાવે, ૧૩ અકાળે સઝાય કરે, ૧૪ બહારથી આવી હાથ પગ પોંજ્યા વિના સ્થાનકમાં દાખલ થાય, ધ્યાનમાં રાખવું કે અહિં ધોયા વગર દાખલ થાય એમ નથી, છતાં કેટલાક એવી ધારણા ધારી બેઠા છે કે બહારથી આવી હાથ પગ ધોવાજ જોઇએ, પણ તો અહીં "ધોયા વગર" કેમ નહી લખ્યું હોય? શરીર સુશ્રુખાને વશ થયેલા એવું બાનું બતાવે છે કે પગ અશુચીમાં વખતે પડેલ હોય માટે ધોવાથી શંકા ટળે, તેમાં શોભાનો ઉદ્દેષ નથી; તેવી શંકાવાળા જ્યારે અશુચી ન દેખે તો પછી ઝીણા જીવો કેમ દેખતા હશે? અને તો પછી ઇર્યાસુમતીની ગફલત માટે આળવણ લીધા બાદજ ધોવાનું બની શકે. ૧૫ પહોર રાત્રી ગયા પછી મોટે સાદે ઉતાવળું બોલે કે જેથી સંસારીઓ જાગી સાવદ્ય કામમાં દાખલ

થાય ને વળી કોઇકને અસાતા થાય. ૧૬ માંહો માંહે કજીઓ કરે, ૧૭ ગચ્છમાં તડ પડાવે, ૧૮ પોતે તપે ને બીજાને તપાવે, ૧૯ આખો દિવસ ખાખા કરે, ૨૦ કામકાજ કરવામાં સાવચેતી ન રાખે. એ વીસ પ્રકારની અસમાધિ.

एगविसाएसवलेहिं—એકવિસ જાતના સબળા એટલે જબરા દોષ ટાળવા. ૧ હસ્તકર્મ કરે. ૨ મૈથુન સેવે. ૩ રાત્રીભોજન કરે. ૪ દોષીલો આહાર જમે. ૫ બલીષ્ટ આહાર જમે, ૬ વેચાતું, ૭ ઓછીનું–પડાવેલ–સૈયારૂં (બધા ધણીઓની રજાવગર) સામું આણેલું એવું એવું લે, એકવિસ સબળા દોષના ટાળવાવાળા એવા ઇલકાબ જેને લાગુ પાડવામાં આવે છે, તે માંહેલો છઠો સાતમો દોષ ટાળનારા કેટલા છે તેનો જરા વાંચનારે ખ્યાલ કરવો અને જ્યારે શ્રાવકને સમગુ સૂત્ર નહીંજ શીખવવામાં આવે તો પછી વેચાતું કે ઉછીનું લીધેલુ ન દેવાય તે શ્રાવકો શી રીતે જાણશે?

૮. દિક્ષા લઇને છ માસ પહેલાં બીજા ટોળામાં જાય, આ ઉપરથી એમ પણ સમજાય છે કે છ માસ પછી પોતાનું ટોળું છોડવામાં હરકત નથી, એટલે કે પોતાના ટોળામાં કાંઇ ખામી વરતાય, અને તે ખામી

દુર કરવાની વિનંતી ઉપર ધ્યાન ન અપાય તો બીજા ટોળામાં જવામાં હરકત નથી. પણ ખામી લાગવી, સુધારવા માગણી કરવી, અને સુધારવાને અવકાશ આપવો તે છ માસથી ઓછી મુદતમાં બને નહિ; માટે છ માસ અગાઉ ગચ્છ ન છોડવો.

૯. એક માસમાં ત્રણ મોટી નદી ઓળંગે, આનો અર્થ કાંઈ એવો થતો નથી કે ત્રણવાર ઓળંગે, વગર કારણે તો એકવાર ઓળંગે એટલે દોષ લાગે. પણ ફેરથી ચાલતાં વધારે પંથ કરવો પડે તો કરવો. બીજો રસ્તો છે કે નહિં તે તપાસવું, તેમ છતાં કોઇ ઉપાય ન હોય અને તે બહાને કોઈને કલ્પ કરતાં વધારે રોકાઇ જવું પડતું હોય તો પછી નદી ઓળંગતા પણ કલ્પ ઉપરાંત રહેવું નહી; પણ તેવે કારણે લઈને પણ એક માસમાં ત્રણથી વધારે વખત તો નજ ઓળગાય.

૧૦. એક માસમાં ત્રણ વખત કપટ કરે. કોઇ વિશેષ લાભ અર્થે ન ચાલતાં કરવું તોપણ વધારે વખત નહિ ખુલાસો નવમા બોલ સુજબ.

૧૧. મકાનની આજ્ઞાવાળાનો અહાર લીએ. મકાનમાં કાંઇક પણ અંશે જેને લાગતું વળગતું હોય તેનીજ આજ્ઞા લેવી જોઇએ. કેટલાક લોકો પોતાને ત્યાં ગોચરી

બંધ થશે તેવી દહેશતથી મકાન આપતા અચકાય છે આ મોટી ભુલ છે. આહાર પાણીતો સહુને ત્યાં હોય છે તે બંનેની તો એકને ત્યાં નહિ, તો બીજાને ત્યાં જોગ-વાઇ થઇ રહેશે; પણ મકાન સહુને હોતાં નથી. તેમ મકાન તે પણ દાન છે. પાણીની તરસ વખતે ઘી શું કામનું? જ્યારે મકાનનો ખપ હોય ત્યારે જોગ હોય તો તરત આપવું, પણ એ તુરતનો લાભ જવા દઈ આહાર વહોરાવવાની આશા રાખવી તો મુનિ મહારાજ પધારે અને સુઝતું હોયજ તેની ખાત્રી શું? ૧૨ પોતાની કાયાએ કરી જીવ હીંસા કરવી. ૧૩ જાણી જોઈને જુઠું બોલવાથી. ૧૪ જાણીને ચોરી કરવાથી. ૧૫ જાણી જોઈને સચેત પૃથ્વી ઉપર ઉભા રહેવાથી, બેસવાથી, સુવાથી. ૧૬ માટીને પાણી એકઠું કરેલ હોય તથા સચેત રજથી પૃથ્વી ખરડાએલી હોય ત્યાં ઉભા રહેવાથી, બેસવાથી, સુવાથી. ૧૭. કોઈ પણ ચીજ સચેત ભોગવવાથી. ૧૮. ત્રસ જીવોના સંગમવાળા પાટ પાટલા ભોગવવાથી. ૧૯ એક વરસમાં દસ મોટી નદી ઓળંગવાથી. (ખુલાસો ૯ મા બોલ મુજબ પણ તે હીસાબે બાર માસમાં છત્રીસ નહિ પણ દશ. જો ત્રણ માસમાં ૯ ઓળંગવી પડી હોય તો પછી ૯ માસ સુધીમાં એકથી વધારે ઓળંગવી નહી. ૨૦ એક વરસમાં

દસ માયાના સ્થાનકો સેવવાથી (જુઓ ખુલાસા માટે બોલ ૯, ૧૦, ૧૯). ૨૧ સચેત ખરડાએલ ભાજને આહાર પાણી લીએ.

बाविसाएपरिसहेहिं—બાવીસ પ્રકારના પરિસહ એટલે ઉપદ્રવ.

૧ ક્ષુધાનો. ૨ તૃષાનો. ૩ ટાઢનો. ૪ તાપનો. ૫ મચ્છર ડાંસનો. ૬ જુના વસ્ત્રનો, ૭ સંજમમાં અરતી અને સંસારમાં રતીનો. ૮ સ્રીનો. ૯ ચાલવાનો. ૧૦ બેસવાનો. ૧૧ સ્થાનકનો. ૧૨ અશુભ વચન સાંભળી સહન કરવાનો. ૧૩ મારનો. ૧૪ માગવાનો. ૧૫ અલાભનો. ૧૬ રાગનો. ૧૭ તરણાનો. ૧૮ મેલનો. ૧૯ સત્કારનો. ૨૦ જાણપણાનો. ૨૧ અજ્ઞાનનો ૨૨ સમકિતનો. આ પરિસહનું વર્ણન “ ઉતરાધ્યયનમાં બીજા અધ્યયનમાં છે ” કોઇ દિક્ષાના ઉમેદવારને આ સવિસ્તર અર્થ સહિત સમજાવવામાં આવે તો પરભવની બીક ધરાવતો હોય તે, હીંમત વગરનો હોય તો તરત પરિક્ષા થાય.

तेविसाएसुयगडज्झयणेहिं—સુયગડાંગ સૂત્રના પેલા તથા બીજા સુતસ્કંધના મળીને ૨૩ અધ્યયન છે.

चउविसाएदेवेहिं–ચોવિસ જાતના દેવતા તે–ભવન પતીના ૧૦, વાણુવ્યંતરના ૮, જ્યોતિષના ૫, વૈમાનીક ૧, એ કુલ મળી ૨૪.

पचविसाएभावणाहिं–પચીસ પ્રકારની ભાવના તે–સાધુનાં પાંચ મહાવ્રત ને દરેક મહાવ્રતની પાંચ ભાવના. જો સાધુને તે ક્રિયાની શીથીલતાનું દુઃખ ન હોય તો આ ભાવનાઓ, જો શ્રાવકો જાણે તો ઉલટો ઓર ભક્તિભાવ આવે.

પહેલા મહાવ્રતની પાંચ ભાવનાઓ— ૧ જોઈને ચાલવું, ૨ શુદ્ધ મન રાખવું, ૩ સાવદ્ય વચન ન બોલવું, ૪ નિર્દોષ અહારપાણી લેવાં, ૫ સરસામાન જતનાએ લેવો મુકવો. બીજા મહાવ્રતની પાંચ ભાવના—૧ ભાષા વિચારીને બોલવી, ૨ હાંસી ન કરવી, ૩ ક્રોધ ન કરવો, ૪ લોભ ન કરવો, ૫ ભય ન રાખે. ત્રીજા મહાવ્રતની પાંચ ભાવના—૧ આજ્ઞા લઈને (ઘરધણીની કે મુખત્યારની) મકાનમાં ઉતરવું, ૨ અંદરનો સરસામાન આજ્ઞા વગર ન ભોગવે, ૩ સ્થાનક રીપેર કરવું કરાવવું નહિં, ૪ વસ્તુ સંવિભાગ કરીને ભોગવવી, ૫ મોટાનો વિનય કરવો. ચોથા મહાવ્રતની પાંચ ભાવના–૧ સ્ત્રી, પશુ, નપુશક રહિત સ્થાનક સેવવું, ૨ સ્ત્રીની કથા વાર્તા કરવી

નહીં, ૩ પુર્વના કામભોગ સંભાળવા નહીં, ૪ દિનપ્રતે સરસ આહાર ન કરવો, ૫ સ્ત્રીને આસને બે ઘડી પેહલાં બેસવું નહીં. પાંચમા મહાવ્રતની પાંચ ભાવના—પાંચેય ઇંદ્રિને વશ રાખવી.

छविसाए दसाकप्पववहारेणं उदेसण कालेणं—છવીસ અધ્યયન તે—૧૦ દશાસુત સ્કંધ, ૧૦ વ્યવહાર સુત્રના, ૬ બ્રહુતકલ્પ સુત્રનાં. એમ કુલ મળી ૨૬.

सताविसाएअणगारगुणेहिं—સતાવિસ સાધુના ગુણ છે—૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ એ પાંચે વ્રત પાળે. ૬ પૃથ્વી, ૭ પાણી, ૮ અગ્ની, ૯ વાયુ, ૧૦ વનસ્પતિ, ૧૧ ત્રસ-જીવની હિંસા ન કરે, ૧૨ રાત્રી ભોજન ન કરે, ૧૩ શ્રોતેંદ્રિ, ૧૪ ચક્ષુઇંદ્રિ, ૧૫ ઘાણેંદ્રિ, ૧૬ રસેંદ્રિ, ૧૭ ફરસેંદ્રિ તેને વશ કરે. ૧૮ લોભ જીતે, ૧૯ ક્ષમાવંત, ૨૦ ભાવ વિશુદ્ધિ, ૨૧ ક્રિયા વિશુદ્ધિ, ૨૨ સંજમચિત્ત, ૨૩ મન, ૨૪ વચન, ૨૫ કાયાને ગોપાવનાર, ૨૬ બાવીસ પરિસહના સહન કરનાર, ૨૭ મરણથી ડરે નહિં. એ સતાવિસ ગુણ.

अठात्रिसाए आयारप्पकप्पेहिं—અઠાવીસ સાધુના

આચાર છે. તેમાં પચીસ અધ્યયન આચારંગમાં, ને ત્રણ અધ્યયન નિસીથ સુત્રમાં છે.

एगुणतिसाएपावसुयपसंगेहिं—૨૯ પ્રકારના પાપ સુત્ર છાંડવા.

૧ વ્યંતર દેવ કૃત હાસ્યાદિકનો ગ્રંથ. ૨. રૂધિરાદિક વરસે તેનો ગ્રંથ. ૩ ગ્રહના ચાળાના ફળ લખ્યાં હોય તે. ૪ ધરતી કંપના ફળનું જ્ઞાન બતાવે તે. ૫ શરીરના લક્ષણ સંબંધિ ગ્રંથ. ૬ મસ તિલકાદિકના જ્ઞાન સંબંધીના ગ્રંથ. ૭ હાથ પગની રેખા પ્રમુખનું જ્ઞાન બતાવે તે. ૮ સ્વરના લક્ષણ સંબધી ગ્રંથ, એ આઠ મુળ તેના વ્રતિ, વારતી, આદિ એક એકના ત્રણ ત્રણ ભેદ થાય છે એટલે કુલ ૨૪; વળી ૨૫ ગાંધાર્યની અને નાટકી વિદ્યા ૨૬ વાસ્તુ કરાવવાની વિદ્યા. (ઘરનું). ૨૭આયુર્વેદની વિદ્યા. ૨૮ ધનુર્વેદની વિદ્યા. ૨૯ અન્યમતીના પર્વ તિથીની વિદ્યા.

સમણ સુત્રના આવા વિસ્તારથી ભેદ જાણનારને ખાત્રી થાય કે દોરા કરી આપનાર, વૈદું કરનાર તે સાધુ નામને લાયક નથી માટે એવાનો મહિમા વધારવો એજ સમણ સુત્ર ન શીખવા દેવાનો ઉદ્દેશ સમજાય છે.

तिसाएमहामोहीनीठाणेहिं—ત્રીશ પ્રકારના મહા મોહની કર્મ બંધાય છે, જેથી ઘણો કાળ રખડવું પડે તે મહા મોહનીમાંથી જેને જેને બચવું હોય તેને તે જાણવાની જરૂર છે; કેમકે જાણ્યા વગર છંડાય શી રીતે? તે સાધુ તથા શ્રાવક બંનેને લાભે. તેત્રીશ પ્રકારની મોહીની કર્મના નામ નીચે પ્રમાણે—૧ ત્રસ જીવને પાણીમાં ગુંગળાવીને મારે, ૨ બાળક આદિને મોઢે મુંગો દઈને મારે. ૩ બાળક વિગેરેને આળા ચર્મ વીંટીને મારે ૪ મુગદળ પ્રમુખ માથામાં મારે. ૫ જે માણસ ઘણા જીવને આધાર ભુત હોય તેને મારે. ૬ મોટા રાજાને હણે. ૭ છતી શક્તિને ગરીબની સાર સંભાળ ન રાખે. ૮ શુદ્ધ સાધુને બળાત્કારે ભ્રષ્ટ કરે. ૯. જૈન ધર્મનું વાકું બોલે. ૧૦ અહંકાર કરી આચાર્ય વિગેરેનું વાંકું બોલે. ૧૧ શુદ્ધ સાધુને આહાર પાણી આપવાનું બંધ કરે, ૧૨ ઘણાં હીંસાકારી હથીયારો એકઠાં કરે. ૧૩ જ્ઞાનનો માર્ગ ન પામે. ૧૪ મંત્ર, જંત્ર, આદિની સાધના કરે. ૧૫ ચારિત્ર લીધા પછી વિષયની વાંસના કરે. ૧૬ પોતે વિદ્વાન નહિ છતાં કહે કે હું વિદ્વાન છું ૧૭ તપસી ન હોય અને કહે કે હું તપસી છું. ૧૮ કોઇને ધુમાડાથી અગ્નિમંદ ગુંગળાવીને મારે. ૧૯ પોતે પાપ કરી બીજાને માથે નાંખે. ૨૦ કોઇનું અશુભ કામ

ભર સભામાં કહી દીએ. ૨૧ વિશ્વાસઘાત કરે. ૨૨ દરરોજ ક્રોધ તથા ક્લેશ કરે. ૨૩ કોઈ પુરૂષ સાથે પ્રીતી લગાડી તેની સ્ત્રીને ભોગવે. ૨૪ પોતે કુંવારો ન હેય ને કુંવારો કહે. ૨૫ જેણે પોતાને ધન આદિકે ચડાવ્યો તેનું માઠું ચીંતવે. ૨૬ બ્રહ્મચારી ન હોય ને કહે કે હું બ્રહ્મચારી છું. ૨૭ જેને પ્રતાપે લોકમાં પ્રસિદ્ધ થયો તેને હાની કરે. ૨૮ જેના ઉપર દેશની ચીંતા છે તેને હણે. ૨૯ કાંઇ દેખતો ન હોય અને કહે કે હું દેવતાદિકને દેખું છું. ૩૦ દેવની અવગણા કરે.

एगतिसाएसिद्धाइगुणेहि—એકત્રીસ સિદ્ધદેવના ગુણ તે કહે છે–૫ સંઠાણ, ૫ વર્ણ, ૫ રસ, ૮ ફરસ, ૨ ગંધ, ૩ વેદ, એ ૨૮ માંહેલું સિદ્ધને કાંઇ નથી. ૨૯ અશરિર પણું. ૩૦ અસંજમપણું. ૩૧ આઠકર્મ રહિતપણે.

बतिसाएजोगसंगहेहिं – બત્રીસ પ્રકારના જોગનો સંગ્રહ કરવો તે કહે છે.—૧ ગુરૂ પાસે પોતાના અવગુણની આળવણા લેવી, ૨ ગુરૂએ તે પ્રકાશવું નહીં, ૩ કષ્ટ ધર્મ ઉપસર્ગે પણ છોડવો નહી, ૪ આલોક પરલોકની વાંછના રહિત તપ કરવો, ૫ ગુરૂની શીખામણને માનવી. ૬ શરીરની શોભા ન કરવી, ૭ તપ કર્યો હોય તો પણ ગોચરી શું આવી તે જણાવવું નહી, ૮

લોભ કરવો નહી, ૯ પરિસહ ખમવા, ૧૦ સરળ ચિત રાખવું, ૧૧ સંજમમાં પવિત્રપણે રહેવું, ૧૨ અતિચાર રહિત સમકીત આરાધવું, ૧૩ મન સ્વસ્થ રાખવું, ૧૪ માયા રહિત રહેવું, ૧૫ વિનયવંત થવું, ૧૬ ધિરજવંત થવું, ૧૭ સંવેગવંત થવું, ૧૮ કપટ રહિત પણે વરતવું, ૧૯ ભલી ક્રિયા સહીત પ્રવર્તવું, ૨૦ સંવર સહિત પ્રવર્તવું, ૨૧ પોતાના અવગુણ ટાળવા, ૨૨ વિષય વિરકત રહેવું, ૨૩ મૂળ ગુણ પચ્ચખાણવંત રહી હમેશાં ઉતર ગુણ પચ્ચખાણ કરવાં, ૨૪ દ્રવ્યથી કાયાનો અને ભાવથી કષાયનો ત્યાગ કરી કાઉસગ્ગ કરવો, ૨૫ પ્રમાદ ટાળવો, ૨૬ અવસર જોઇ ન્યાય પક્ષે બોલવું, ૨૭ ધર્મ ધ્યાન કરવું, ૨૮ શુભ યોગે પ્રવર્તવું, ૨૯ મરણ વખતે ગમે તેવા ઉપસર્ગ આવે તો પણ ખમવા, ૩૦ જે રસ્તેથી કર્મનું આવરણ થાય તે રસ્તા તજવા, ૩૧ પ્રાયશ્ચિત વિશુદ્ધી માટે ગુપ્ત તપ કરે, ૩૨ મરણ કાળે આરાધના કરે.

**तेत्तिसाए आसायणाए**–તેત્રીસ પ્રકારની અસાતના છે તે ટાળવી.–૧ ગુરૂની મોઢા આગળ ચાલે, ૨ ગુરૂની જોડા જોડ ચાલે, ૩ ગુરૂને ભરાઇને ચાલે, ૪ ગુરૂને પુંઠ દઇને ઉભો રહે, ૫ ગુરૂની જોડા જોડ ઉભો રહે, ૬ ગુરૂની પુંઠે અડીને ઉભો રહે, ૭ ગુરૂથી અગાઉ બેસે, ૮

ગુરૂને ભરાઇને બેસે, ૯ ગુરૂને અડીને બેસે, ૧૦ ગુરૂ અગાઉ આચમન લે, ૧૧ ગુરૂ સાથે બહારથી આવે પણ ઇરિયાવહી પહેલી પડીકમે, ૧૨ કોઇ માણસને ગુરૂ બોલાવવા ઇચ્છે છે ત્યાં પોતે બોલાવે, ૧૩ પોતે સુતો જાગતો હોય પણ ગુરૂ સાદ કરે તો બોલે પણ નહી, ૧૪ પોતે આહાર પાણી લાવ્યો તે ગુરૂને દેખાડયા અગાઉ બીજાને દેખાડે, ૧૫ પોતે આહાર પાણી લાવ્યા તે પ્રથમ પોતાના શિષ્યને દેખાડે, પછી ગુરૂને દેખાડે, ૧૬ પોતે જે આહાર પાણી લાવ્યો છે તે પ્રથમ પોતાના શિષ્યને દીએ પછી ગુરૂને દીએ, ૧૭ પોતાનો શિષ્ય આહાર પાણી લાવ્યો છે તે ગુરૂને પુછયા વગર બીજાને આપે, ૧૮ ગુરૂ આદી સાથે આહાર કરવા બેઠા તો પોતે ઉતાવળું ઉતાવળું સારૂં સારૂં ખાવા માંડે, ૧૯ ગુરૂ બોલાવે ને બોલે નહી, ૨૦ ગુરૂ બોલાવે ત્યારે જોરથી કહે કે શું કહો છો ? ૨૧ ગુરૂ બોલાવે છતાં બેઠા બેઠા હોંકારા કરે પણ આવે નહિં, ૨૨ ગુરૂ કામ ચીંધે તો ઉલટો કહે કે તમે કરોને, ૨૩ ગુરૂને આકરે વચને બોલાવે, ૨૪ ગુરૂને તિરસ્કારથી બોલાવે ને વચન ન પાળે, ૨૫ ગુરૂ કથા કહે તેમાં વચ્ચે કહે કે આમ કહો, ૨૬ ગુરૂ કથા કહે તેમાં વચ્ચે કહે કે તમે શું ભુલી ગયા કે ? ૨૭ ગુરૂ ધર્મ કથા કહે તેમાં રાજી ન

રહે, ૨૮ ગુરૂની ધર્મ કથામાં ભેદ પાડે, ૨૯ ગુરૂ ધર્મ કથા કહેતા હોય તેમાં આડું કહી જુદું બતાવે, ૩૦ ગુરૂનું વાકું બોલે, ૩૧ ગુરૂની પથારી ન કરી આપે, ૩૨ ગુરૂની પથારીને ખુંદી નાંખે, ૩૩ ગુરૂથી ઉંચે આસને બેસે.

હવે કેની કેની અસાતના થઇ હોય તો આળોવણા કરવી તે કહે છે. **अरिहंताणं आसायणाए**—શ્રી અરિહંત દેવની અસાતના કીધી હોય. **सिद्धाणं आसायणाए**—સિદ્ધ ભગવાનની. **आयरियाणं आसायणाए**-આચાર્યજીની. **उवज्झायाणं आसायणाए**-ઉપાધ્યાયજીની. **साहुणं आसायणाए**-સાધુની. **साहुणीणं आसायणाए**-સાધ્વીની. **सावयाणं आसायणाए**-શ્રાવકની. **सावियाणं आसायणाए**—શ્રાવિકાની. **देवाणं आसायणाए**-દેવતાની. **देवीणं आसायणाए**-દેવીઓની. **इहलोगस्स आसायणाए**-આ લોક એટલે મનુષ્ય તિર્યંચના ભવની નાસ્તી કીધી હોય. **परलोगस्स आसायणाए**-પરલોક એટલે દેવતા નારકીના ભવની નાસ્તી કીધી હોય. **केवलीणं आसायणाए**-કેવળીની અસાતના કરી હોય. **केवलीपन्नतस्सधम्मस्स आसायणाए**-કેવળી-

ના પરૂપેલ ધર્મની. सदेवमणुयासुरस लोगस्स आसा-यणाए-દેવતા—મનુષ્ય ને અસુર સહિત જે લોક તેની શ્રદ્ધા ન આણી હોય. सव्वपाणभुयजीवसत्ताणं आसा-यणाए-જીવના સાસ્વતાપણાની શ્રદ્ધા ન આણી હોય. कालस्स आसायणाए-ત્રણ કાળ નથી એમ કહ્યું હોય. सुयस्स आसायणाए-સુત્ર સિદ્ધાંન્તમાં શંકા કરી હોય. सुयदेवयाए आसायणाए—સુત્ર-દેવ જે તિર્થંકર તેની અસાતના કરી હોય. वायणारियस आसायणाए— વાંચણી આપનારની અસાતના કરી હોય.

અહીંઆ જ્ઞાનના ચૌદ અતિચાર બોલે એટલે ચોથું શ્રમણ સુત્ર પુરૂં થયું. આમાં આવતા થોકડાના બોલ જુદી જુદી ચોપડીઓમાં જુદા જુદા છે, એટલે બધા આધારભુત નથી, પણ સંખ્યા આધારભુત છે. ખરા બોલ કયા તે "સમવાયંગ" માં હોવા જોઇએ.



# પાંચમું સમણ સુત્ર.



नमो—નમસ્કાર હોજો. चउविसाए—ચોવીસ તિથ્થયરાणं—તિર્થંકરને. उसभाइ महावीर—રીખભદેવ સ્વામીથી મહાવીર સ્વામી સુધી. पज्जवसणाणं—સેવા ભક્તિ કરૂં છું. इणमेव-એવા ( તિર્થંકર દેવનો ભાંખેલો.) निग्गंथ—( ધનરહિતના ) નિગ્રથ. पावयाणं—પરૂપેલ ( સાધુનો ધર્મ ). सच्चं-સાચો. अणुत्तरं-સર્વથી ઉત્તમ. केवलीयं-કેવળીનો કહેલ परिपुन्नं-સંપુર્ણ नेयाउयं-ન્યાયયુક્ત. संसुद्धं-પુરેપુરો શુદ્ધ. सल्लकत्तणं-વહેમનો તોડનાર. सिद्धिमग्गं-એવો સિદ્ધ થવાનો માર્ગ. मुत्तिमग्गं-આઠ કર્મથી મુક્ત થવાનો માર્ગ. निज्जाणमग्गं -કર્મનો છેડો આણુવાનો માર્ગ. निव्वाणमग्गं-કર્મરૂપી તાપ નિવારી શિતળ થવાનો માર્ગ. अवितह—જેવો ભગવંત દેવે કહ્યો છે તેવો જથા જોગ. मविसंधि—તે સંદેહરહિત માર્ગ છે. सव्वदुखपहीणमग्गं-સઘળાં દુખ

મટાડવાનો માર્ગ. इत्थंठिया-એને વિષે રહ્યાથી. जीवा-જીવ. सिजंति-સિદ્ધ થશે. बुजंति-સર્વ પદાર્થનું જાણુ-પણું થશે. मुच्चंति-કર્મથી મુક્ત થશે. परिनिव्वायंति-કર્મ નિવારીને શિતળભુત થશે. सव्वदुखाणमंतकरंति —સર્વ દુખનો અંત કરશે. तंधम्मंसद्दहामि—તે ધર્મ ગ્રહણ કરૂં છું. पतियामि-પ્રતિત આણું છું. रोएमि-મને રૂચે છે, ગમે છે. फासेमि-સ્પર્શ કરૂં છું. पालेमि-પાળું છું. अणुपालेमि-દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ સર્વ પ્રકારે કરીને વિશેષે પાળું છું. तंधम्मंसद्दहंतो-તે ધર્મની બીજાને શ્રદ્ધા અણાવતો. पत्तियंतो-પ્રતિત અણાવતો. रोयंतो-રૂચવતો. फासंतो-સ્પર્શ કરાવતો (તે મુજબ ચલાવતો) पालंतो-પળાવતો. अणुपालंतो-દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ એ સર્વ પ્રકારે વિશેષે પળાવતો. तस्सधमम्स-તે ધર્મ. केवल्लीपन्नतस्स-કેવળીનો પરૂપેલ તેવો ધર્મ. अभिठिओमि-ઉદ્યમવત થયો છું. आराहणाए - આરાધવાને, પાળવાને. विरओमि-નિવર્તુ છું. विराहणाए-તેની વિરાધના થકી. असंजमपरियाणामि-અસંજમ ( અઢાર પાપ સ્થાનક છાંડુ છું ). संजमउवसंपज्जामि - સંજમ ( સતર ભેદે ) અંગીકાર કરૂં છું. अवंभपरियाणमि -

અબ્રહ્મચર્યને ( અઢાર ભેદે ) છાંડુ છું. बंभंउवसंपज्जामि-બ્રહ્મચર્યને ( અઢાર ભેદે ) અંગીકાર કરૂં છું. अकप्पं-परियाणामि-અકલ્પનિક ( લેવા લાયક નહી તે ) આહારાદિક છાંડુ છું. कप्पंउवसंपज्जामि- કલ્પનિક ( લેવા લાયક ) આહારાદિકને અંગીકાર કરૂં છું. अनाणंपरियाणामि-અજ્ઞાનને છાંડુ છું. नाणंउवसंपज्जामि-જ્ઞાનને અંગીકાર કરૂં છું. अकिरियंपरियाणामि-અક્રિયા ખોટી કરણીને છાંડું છું. किरियंउवसंपज्जामि-સુકૃત અંગિકાર કરૂં છું. अबोहिंपरियाणामि-દુર્બોધિપણું પ્રાપ્ત થાય તેવા કર્તવ્યને છાંડુ છું. बोहिंउवसंपज्जामि- સુબોધપણું પ્રાપ્ત થાય તેવા કર્તવ્યને અંગીકાર કરૂં છું. अमग्गंपरियाणामि - ઉન્માર્ગને ખોટા માર્ગને છાંડુ છું. मग्गंउवसंपज्जामि-મોક્ષમાર્ગ ( જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અંગીકાર કરૂં છું ) मिछत्तंपरियाणामि-મિથ્યાત્વને છાંડું છું. समत्तंउवसंपज्जामि--સમકિતને અંગીકાર કરૂંછું जंसंभरामि-જે દોષ મને સાંભરે છે. जंचनसंभरामि--જે દોષ વળી મને સાંભરતા નથી. जंपडिक्कमामि--જેનું મેં પ્રાયશ્ચીત લીધું છે. जंचनपडिक्कमामि-જેનું મેં પ્રાયશ્ચીત લીધું ન હોય. तस्स-તે. सव्वस्स-સર્વ.

दिवसियस्स–દિવસ સંબંધી કરેલા. अइयारस्स–અતિચાર પાપનું. पडिक्कमामि–પ્રાયશ્ચીત કરૂં છું. નિવારણ કરૂ છું. समणोहं–હું શ્રમણ એટલે સાધુ છું. संजयं--હું સંજતિ છું. विरयं--સંસારથી વિરકત થયો છું. (આ બોલ તે કાળને વિષે ગ્રહસ્થ સંવરમાં હોય તેને પણ લાગુ પડે છે) पडिहयं–હણ્યાં છે. पच्चखायं--બંધી કરીને. पावकम्मे–પાપ કર્મને. अनियाणो--નિયાણા રહિત. दिठि–સમકિત દ્રષ્ટી. संपन्नो–સહિત છું माया–કપટ. मोसं–જુઠું. विवजउ–તજી દીધું છે. अढाइज्जेसुदिव–અઢીદ્વીપ. समुदेसु–સમુદ્ર છે તેને વિષે. पन्नरस–પદરઃ-પાંચ ભરત, પાંચ ઈરવત, પાંચ મહાવિદેહ. कम्मभुमिसु–કર્મભુમીના ક્ષેત્રને વિષે. जावंति–જે. केइ—કોઈ. साहु—સાધુ. रयहरण—રજોહરણ. गुच्छा–ગુછો. पडिग्गह–પાત્રાંના धारा–ધારણ કરનાર, રાખનાર છે. पंचमहव्वयधारा–પાંચ મહાવ્રતના ધારણહાર. अठारस्ससहस्स–અઢાર હજાર. सीलांग–બ્રહ્મચર્ય સહિત સાધુના આચાર. रथ–રથના धारा–ધરણહારરૂપી.

(આ સ્થળે અઢાર હજાર શીલાંગ રથની સમજુત

આપવાની જરૂર છે. એક ગાથા ફેરવતાં ૧૮૦૦૦ ગાથા થાય છે.)

નોટઃ—[ ૧૮૦૦૦ ભેદનું વર્ણન.

સ્ત્રીના ચાર પ્રકાર—૧ દેવી. ૨ મનુષ્ય. ૩ તિર્યંચ. અને ૪ અચેતન (બનાવટી મુર્તી) એ ચારને મન, વચન કાયા એ ત્રણથી ગુણતાં ૧૨ ભેદ થયા. એ બારને કરવું, કરાવવું, ને અનુમોદવું એ ત્રણથી ગુણતાં ૩૬ ભેદ થયા. એ છત્રીસને પાંચ ઇંદ્રિયોથી ગુણતાં ૧૮૦ ભેદ થયા. એ એકસોએંશીને દશ પ્રકારના સંસ્કાર અગર શણગારોથી ગુણતાં ૧૮૦૦ ભેદ થયા, એ અઢારસોને દસ પ્રકારની કામચેષ્ટાએ ગુણતાં ૧૮૦૦૦ ભેદ થયા.

## દશ પ્રકારના સંસ્કારનાં નામ.

મૈથુન કારણે ઇંદ્રીયો પાચે ચંચલ થાય છે જેથી એ પાંચે ઇંદ્રીને સામેલ કરી અને કામ ઉપજાવવાથી તેના ૧૦ સંસ્કાર છે. (ઉપર કહેલા) તે નીચે મુજબ છે.

૧ શરીર સંસ્કાર (શરીરની શોભા કરવી).
૨ શૃંગાર સરાગ સેવા. (રાગ સહિત શૃંગાર રસની સેવા કરવી.)
૩ હાંસી ક્રિડા (હાંસી, ઠઠા, મશ્કરી કરવી.)
૪ સંસર્ગવાંછા (સંગતિની ઇચ્છા કરવી.)

૫ વિષય સંકલ્પ ( વિષય સેવવાનો ઇરાદો કરવો.)
૬ શરીર નિરીક્ષીણ ( સ્ત્રીની દેહને જોવી. )
૭ શરીરમંડન ( શરીરને આભુપણ વિગેરેથી શણગારવું ).
૮ દાન (સ્નેહ કરવા માટે બીજાને પ્રીય વસ્તુ હોય તે દેવી).
૯ પુર્વરત સ્મરણ (પહેલાં જે કામ સેવના કરી છે તેને યાદ કરવી.
૧૦ મનશ્ચિંત ( મનમાં મૈથુનની ચિંતા કરવી. ) એ દશ.

## દશ પ્રકારની કામ ચેષ્ટા તેના નામ.

૧ ચીંતા. ( સ્ત્રીની ફિકર ).
૨ દર્શનેચ્છા (સ્ત્રીને જોવાની ઇચ્છા).
૩ દીર્ઘોશ્વાસ (મોટા મોટા શ્વાસ લેવા જેને આંહં કહે છે).
૪ શરીરઆર્તિ (શરીરમાં પીડા થવી ).
૫ શરીરમેંદાહા (શરીરમાં અગની થવી).
૬ મંદાગ્નિ (અગની મંદ પડી જાય એટલે ભોજન ન પચે).
૭ મુર્છા ( બેહોંશ થઇ જાય ).
૮ મદોન્મત (ગાંડા જેવો બની જાય ).
૯ પ્રાણસંદેહ ( પોતાનો પ્રાણ નીકળવાનો શક લાવવો ).
૧૦ સુક્રમોચન (વિર્યનું છુટી જવુ) એ દશ. ]

अखय–અક્ષય. आयार–આચાર. चरित्ता–ચારિત્ર. तेमव्वे–તે સર્વને. सिरसा–મસ્તક નમાવીને. मणसा–

અંતઃકરણથી. मथएणं-મસ્તકે કરીને. वंदामि-વાંદું છુ. ગુણગ્રામ કરૂં છું.

જીણું ચઉવીસં અતિચાર આળોવ્યા, પડિકમ્યા, નિંધ્યા, નિસલ્લ થયા, વિશેષે વિશેષે અરિહંત, સિદ્ધ, કેવળી ગણધર, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, ગુર્વાદિકને ભુજો ભુજો કરીને ખમાવું છું.

ઇતિ શ્રમણ સુત્ર સમાપ્ત.

## હવે ખામણાં કહેલ છે.

હવે સર્વ જીવને ખમાવવાનું આવે છે. આ ખામણાના પાઠ જુદા જુદા ગચ્છવાળા જુદી જુદી રીતે બોલે છે તેનું કારણ એમ સંભવે છે કે આવશ્યક સુત્રમાં કોઈ ગચ્છે અંગીકાર કરેલી રીત હશે નહી, કેમકે એક અમલદાર ઉપર અરજી લખવામાં જે તેના ગુણ ગ્રામ લખવા પડે, તે દરેક અરજદાર સરખા લખે નહી; કોઇ બે શબ્દ વધારે લખે, કોઇ બે શબ્દ ઓછા લખે, પણ મતલબ બધાની એકજ હોવી જોઇએ. તેમ કોઈ વધુ પડતો શબ્દ હોવો જોઇએ નહી એટલીજ સંભાળ રાખ-

વાની જરૂર છે. ગમે તેવા માણસના ગુણ લખવા બેસીયે તો કેટલાક કાગળો ભરાય, તો પછી પચ પરમેષ્ટિના ગુણ તો પુરા કોણ બોલીજ શકે ? માટે વખતને અનુસરીને બને તેટલા બોલવા, અને કોઇ વધારે શબ્દ આવવા દેવો નહી ; તેમ કોઇ બે શબ્દ ઓછા અદકા બોલે તો તેને ખોટા કહેવા નહિં, કેમકે ગમે તેટલો કાળ બોલ્યા કરે તો પણ બધા ગુણ કોઇ કાળે બોલાઇ રહેશે નહિં.

## પહેલાં કોને ખમાવાય અને પછી કોને ખમાવાય ?

આ ક્રમમાં પણ ગચ્છવાર જુદી જુદી રીત છે, જો મમતભાવ મુકી દઇએ અને કોઇને ખોટા ન કહીએ તો કોઇની રીત ખોટી નથી, પણ જો તેમ ન થાય તો સહુની રીત ખોટી છે. વાંધા ભરેલી છે. ખમાવવાની વીધીમાંથી કલેશ ઉત્પન થાય તો પછી તે ખમાસણુંજ નથી. નોકારના ક્રમ પ્રમાણે ખામણા બોલાય તો તે વધારે પસંદ કરવા લાયક છે.

## ખંભાત સંઘાડામાં નીચે મુજબ ખામણાં બોલાય છે.

પ્રથમ અરિહંતને કેવળી સહીત, બીજા સિદ્ધને, ત્રીજા આચાર્યજીને, ચોથા ઉપાધ્યાયજીને, પાંચમા સાધુ-

જીને, છઠા ધર્મ ગુરૂને, પોતાના ધર્મ ગુરૂનાં નામ છઠા ખામણામાં બોલે છે.

પહેલાં ખામણામાં વિસ તિર્થંકરનાં નામ બોલતા નથી, તે સિદ્ધાન્તમાં પણ નથી અને તે વાત વાસ્તવીક લાગે છે.

બાકી તે બધાં ખામણા નોકારને અનુસરીને છે, તે પણ વાસ્તવિક છે. પરંતુ જે છેલાં ધર્મગુરૂને છે તે ધર્મગુરૂનો સમાવેશ નોકારમાં ત્રીજા, ચોથા ને પાંચમા પદમાં થઈ જાય છે. નોકાર જે ખરેખર શાસ્રના શબ્દો છે, તેમાં પોતાના સંઘાડાના સાધુ સાધ્વીને કયાંય જુદી વિશેષ મહત્વતા આપેલ નથી; તો પછી છઠા ખામણા તે નામના બોલી, એટલો ભિન્ન ભાવ બતાવવું યોગ્ય લાગતું નથી; માટે છઠા શ્રાવક શ્રાવિકાને બોલાય તે ઠીક લાગે છે. ખામણાની અંદર નામ લેવાથી બહુ બહુ જગાએ કલેશ થયા છે, જે કૃત્યમાં કોઈનું મન દુખાય તો તે કૃત્ય કરવું તે ખામણા નથી, અને ગમે તેટલાં નામ લઈએ તો પણ ઘણા લાયકાતવાળા રહી જવાનાં, માટે નામ લેવાનું હાલના સમયમાં બંધ કરવાની જરૂર છે

આની અંદર કેવળીને ખમાવવાનું રહી ગયું, એમ કોઈ બોલે છે તેને એમ જવાબ દેવો કે નોકારમાં કેવળીનો સમાવેશ ગણી લેવામાં આવે છે તો ખામણામાં જુદા શા માટે પાડવા ?

**દરીઆપુરી સંઘાડાના ખામણા**—પેલા અરિહંતને, બીજા કેવળીને, ત્રીજા સિદ્ધને, ચોથા ધર્મગુરૂ ધર્માચાર્યને, પાંચમા સાધુ સાધ્વીને, છઠા શ્રાવક શ્રાવિકાને, કેવળીના ખામણા જુદા પાડવા જરૂર નથી છતાં જો જુદા પાડે તો પછી તે ખામણાં ત્રીજાં બોલવાં તે વધારે સારૂ છે. કેમકે તે ત્રીજા બોલવાથી નોકારનો જે અતિશય નીતિમય બોધ (નોકારના વર્ણનમાં) બતાવેલ છે, તે ઉપકારીનો ઉપકાર પ્રથમ માનવાનું ઉત્તમ ધોરણ દર્શાવ્યું છે, તે વાત ઉથલી પડે છે.

**લીંબડી સંઘાડાના ખામણાં**—પહેલા અરિહંતને, બીજા સિદ્ધને, ત્રીજા કેવળીને, ચોથા ગણધર, આચાર્ય, ઉપાધ્યાય સર્વ સાધુઓ, પાંચમા પોતાના સંઘાડાના સાધુ માટે, છઠા શ્રાવક શ્રાવિકાને.

કેવળીને ત્રીજા બોલવથી શું હરકત આવે છે તે બતાવી દીધેલ છે. આચાર્યજી, ઉપાધ્યાયજી, ગણધરજીને વિશેષ મહત્વતા આપવી હોય તો તેમાં કાંઇ ખોટું નથી, પણ તો પછી તેનો અર્થ એટલો કરવો જોઇએ કે લોકને વિષે જેટલા જેટલા સાધુ આ પદ્વી ધરાવે છે તેને આ ખામણા છે, પણ તો પછી નામ લીધે કયાંથી આવે આ ને? તેમ છતાં પોતાના સંઘાડાના આચાર્યનું નામ લઇને 'વિગેરે' શબ્દો બોલે તો સમાસ થઇ જાય;

પરંતુ પોતાના સંઘાડાના સર્વનાં નામ આ ખામણામાં બોલાય છે. તેઓ એમ બતાવી આપે છે કે પોતાના સંઘાડામાં સર્વ સાધુ સાધ્વીઓ, ઉપાધ્યાય, આચાર્ય ને ગણધરની પદવી વાળા છે, અને બાકી સર્વ સામાન્ય સાધુ **છે.**

આજ પ્રમાણે ગોંડલ સંઘાડામાં ચાલે છે; પણ તેમાં ચોથાં ગણધર આચાર્ય ઉપાધ્યાયને કહીને પોતાના સંઘાડાનાં સહુનાં નામ લીયે છે, ને પાંચમા તે ઉપરાંત બીજા સાધ સાધ્વીને ફરે છે.

આ બધી કડાકુટ મુકી દઈ નોકાર મુજબ બોલવા તે શ્રેષ્ટ છે કેમકે તે શાસ્ત્રનો આધાર છે.

અત્યારે અહીં વર્ણન કરવાનો પ્રસંગ છે એટલે બધું વર્ણન કરી બતાવ્યું છે, પણ એ પ્રકારની ટીકાથી કોઇનું મન કચવાતુ હોય, ને રોશ થતો હોય તો ગમે તેમ ચલવી લેવું તેજ ડહાપણ છે.

પહેલા ખામણામાં જઘન્ય ૨૦ તીર્થંકર તેનાં જે નામ લેવાય છે તે યોગ્ય લાગતું નથી. કારણ કે જ્યાં શરૂઆત નથી ત્યાં પેલા તિર્થંકર શ્રી મંધિર સ્વામીને શું આધારે ગણતા હશે? તે પહેલાના તિર્થંકર ગણાતા કેમ બંધ થયા હશે? આના જવાબમાં કોઈ કહેશે કે શ્રી રિખભદેવ સ્વામીને પહેલા શું આધારે ગણાય છે?

તેના જવાબમાં એમ કહી શકાય કે તે હિસાબ તો ચોવીસી ઉપર છે, ચોવિસીની અંતે આ ક્ષેત્રમાં મોક્ષ જવાનું બંધ થાય છે, એટલે જયારથી શરૂ થાય ત્યારથી પેલા તીર્થંકર ગણાય, પણ જયાં આંતરૂંજ નથી ત્યાં પહેલા શી રીતે કહેવાય? અને આટલાજ માટે સિદ્ધાંતમાં ૨૦ નામ નહિ હોય, અને તેટલાજ માટે મહાવિદેહના સિદ્ધનાં નામ પણ નથી લેતા, કેમકે ત્યાં આંતરૂં નથી; પણ ભરત ઈરવતના લેવાય છે. કેમકે ત્યાં આંતરૂં છે.

સિદ્ધના ખામણામાં કોઇ કોઈ વખતે એટલું બધું લંબાણ કરવામાં આવે છે કે જેથી સાંભળનારાઓને કંટાળો આવે છે. આ રીત પસંદ કરવા લાયક નથી. તે લંબાણમાં કેટલુંક વર્ણન તો એવું આવે છે કે તે સિદ્ધાંન્તમાં નથીજ. બીજા કોઇ વિષયમાં લંબાણ થતાં પણ ઘણા ખરાને કંટાળો આવે, છતાં કાંઇક એવું જાણવાનું હોય છે કે જો એકાદ સાંભળનાર પણ ધ્યાન દઈને સાંભળે તો શ્રમ લેખે લાગે; પણ આ લંબાણમાં તો કાંઇ એવું જાણવાપણું હોતુંજ નથી.

ખામણા પુરા કર્યા બાદ ચોરાસી લાખ જીવાયોનીને ખમાવવામાં આવે છે.

ખરૂં ખમાવવું કોને જોઇએ?—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, ગણધર, સાધુ, સુશ્રાવક તે સહુને

ખમાવવાની જરૂર છે; પણ તે સઘળા એવા પવિત્ર છે કે જો કદી તેમને ન ખમાવાયું તો કોઈ વેર ઝેર રાખે તેમ નથી, કોઈ બદલામાં નુકશાન કરે તેમ નથી; તેમ દેવતા, તિર્યંચ, નારકી તેની પણ કાંઈ એવી સત્તા નથી, પણ ખરૂં ખમાવવાનું મનુષ્યને છે, કે જે મનુષ્ય ઝેર રાખીને વખત આવે બદલો વાળે છે.

જે વેવાઈ આપણાથી કેટલેક ગાઉ દુર છે, અને કદી બાર માસમાં જેના સાથે મેલાપ પણ થયો નથી, તેને ખમાવવાનો લાંબો કાગળ લખવો તે તો એક વ્યવહાર છે તે કરવાની જરૂર ખરી. પણ જે વેવાઈને ગામમાં વરસમાં વીસ વખત કચવાવવાનો પ્રસંગ આવે તેને પ્રથમ ખમાવવા જોઈએ. સેવક અને સેવ્ય વચ્ચે ગમે તેટલી ચોકસી રાખે તો પણ બાર માસમાં અસંતોષ ઉત્પન્ન ચોક્સ થાયજ તેને તરત ખમાવવા જોઈએ. પહેલા ખમામણા બે માણસમા થવા જોઈએ કે જ્યાં અસંતોષના ઘણાજ પ્રસંગ ઉત્પન્ન થાય.

**બે માણસમાં પહેલું કોણ ખમાવે?**—આ સવાલનો જવાબ ખુલ્લોજ છે કે જો ખમામણું ફક્ત વ્યવહારીક હોય તો પ્રથમ સ્ત્રીએજ ખમાવવું જોઈએ, પણ ખમાવવું જો સમજણને અંગે હોય તો જેને

વધારે સમજુમાં ખપવાનો દાવો કર્વો હોય તેણે પ્રથમ ખમાવવું જોઇએ.

આપણે અમુક માણસ સાથે ક્લેશ નથી કર્યો, એમ આપણને ખાત્રી હોય તોપણ જો સામા માણસની આપણા તરફથી કચવાણ છે એમ આપણને ખબર થાય તોપણ ખમાવવું જોઇએ.

## સાસુ વહુમાં ખમાગણાની ગેરવાજબી રીત.

આ દેશમાં રોકડ લઇને વહુ સાસુને ખમાવે છે, તેમાં જો એક વહુની રકમ બીજી વહુ કરતાં ઓછી હોય તો તેજ વખતે ક્લેશ સળગે છે, ખમાવવું તો અંતરભાવનું છે તે કાંઇ વેપાર કરવાનો નથી.

શુદ્ધ મનથી ખમાવાય નહીં અને જો, છમછરી ચાલી જાય તો પછી, તે પજોસણુ નહીં અને પરોજણુજ છે. અને ઉલટા ખમાવવાને દિવસે કલેશ થાય છે.

ત્યાર બાદ નીચેની ગાથા બોલાય છે—

खामेमि सव्वेजीवा, सव्वेजीवावी खमंतुमे–હુ સર્વ જીવને ખમાવુંછું ને સર્વ જીવ મારો અપરાધ ક્ષમા કરજો. मित्तिमे सवभूएसु, वेरमज्जं न केणंइ—આ જગતમાં મારે સર્વ સાથે મિત્રાઇ છે. મારે કોઇ જીવ સાથે વેર નથી.

આ ગાથા ઉપરથી અંતઃકરણ એટલું પ્રફુલ્લીત થાય છે કે પ્રતિક્રમણ જો સમજીને ખરા અંતઃકરણથી, શુદ્ધ ભાવે કરવામાં આવે તો ઝેરનાશક ઉત્તમ રસાયન છે.

ત્યારપછી બે વખત "ઇચ્છામી ખમાસમણો" બોલીને પાંચમા આવશ્યકની આજ્ઞા માગવી.

## પાંચમો આવશ્યક.

તેમાં પ્રથમ પાપસ્થાનકનાં પચ્ચખાણ કરેલાં છે, તેની યાદી આપવા પ્રથમ 'કરેમીભંતે' નો પાઠ બોલે, પછી 'નવકાર' બોલે, પછી 'ઇચ્છામિઠામી' કાઉસગ્ગનો પાઠ બોલે, પછી કાઉસગ્ગ કરવો છે માટે 'તસ્સઉતરી' નો પાઠ બોલે, પછી સાદે દિવસે ચાર લોગસ્સનો પાખીનો બાર, ચોમાસી પાખીનો ૨૦, અને સંવત્સરીનો ૪૦ લોગસ્સનો કાઉસગ્ગ કરે.

કોઇ ધર્મ ધ્યાનનો કાઉસગ્ગ પણ કરે છે. ધર્મ-ધ્યાનના કાઉસગ્ગમાં એવી સરસ સમજણ છે કે જો હંમેશાં તે ઉપર મનન કરવામાં આવે તો મિથ્યાત-

તથા રાગ દ્વેષનું મુળ નાશ પામે. આવો ચમત્કારીક પાઠ છે. છતાં કેટલાક સંપ્રદાયમાં તે બોલવાની નાં છે. તેનું કારણ–

આ ધર્મધ્યાનનો અધિકાર શ્રીભગવતી સુત્રમાંથી લીધેલો છે. અને કાઉસગ્ગ કરતી વખતે અકાળ હોય, માટે બોલાય નહિ એમ તેઓનું માનવું છે.

તે શંકાનો ખુલાસો— તે કાઉસગ્ગમાં સિદ્ધાંન્તનો પાઠ તો એટલો જુજ આવે છે કે તેટલો ભાગ બોલવામાં હરકત નહિ. એવી હરકત ગણાય તો તો નોકાર વિગેરે ઘણા પાઠ બીજા સિદ્ધાંતમાં છે. ધર્મ ધ્યાનનો ઓછો ભાગ અર્થરૂપમાં છે, એટલે તે બોલવામાં હરકત નથી; અને ખુલ્લા અર્થ સમજાય તેવા છે માટે અહીં લખેલ નથી.

ત્યારબાદ લોગસ્સ બોલી બે ઇચ્છામી ખમાસમણું બોલે, એટલે પાંચમો આવશ્યક પુરો થયો. ને છઠાની આજ્ઞા માગે.

# છઠો આવશ્યક.

છઠા આવશ્યકમાં—ચોવિહારના પચ્ચખાણ કરે તે નીચે મુજબ.

चउविहं–ચાર પ્રકારના. पिआहारं–આહાર. असणं, पांणं, खाइमं, साइमं–અન્ન, પાણી, મેવા, મુખવાસ. अन्नथाणामोगेणं–અજાણતાં મુખમાં કાંઈ વસ્તુ ઘલાઈ જાય તેની માફી. सहस्सागारेणं– બળાત્કારે મોઢામાં કોઇ કાંઇ નાંખે તેની માફી. सव्वसमाहिवतियागारेणं શરીરે અસમાધિ થાય તો તેનો આગાર. अप्पाणं वोसिरामी– અશુભ જોગમાં જતાં આત્માને તજું છું.

આ પચ્ચખાણમાં દ્રવ્ય, ક્ષેત્ર, કળ, ભાવ કેમ નથી ? અગાઉ એ કહેવાઇ ગયેલ છે, તે બોલ સહુએ પોત પોતાની મરજી મુજબ ધારી લેવા જોઈએ. દ્રવ્યથી પચ્ચખાણનું નામ ઉપર બતાવેલ છે.

ક્ષેત્રથી આખા લોક પ્રમાણેજ હોય, કાંઈ અમુક સ્થલમાં કરે તે ચોવિહારના પચ્ચખાણ કહેવાય નહીં. અમુક સ્થળ એમ કહેવું તો કોઇને પાલવેજ નહીં,

અને કાળ ન ધારે તો પછી પચ્ચખાણ પાળે કયારે? જ્યારે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ત્રણેની જરૂર ત્યારે ભાવ કેમ ન હોય? ભાવથી ખાવા પીવાના પચ્ચખાણ ત્રણ કોટીએ કે એક કોટીથીજ હોય; જો સંવર કરે તોજ છ કોટી પાલવે; કેમકે ખાવા પીવાના છ કોટી પચ્ચખાણ કરવાથી પુન્યનો બધ આવી જાય છે, શુભ કામ નહીં કરૂં એવા પચ્ચખાણ લેવાયજ નહીં, માટે છ કોટી ચોવિહારના પચ્ચખાણ ન બને પણ તેનો અર્થ કાંઇ એવો નથી કે ચોવિહારમાં કરણ કોટી નજ હોય.

**સંવર વખતે છ કોટી ચોવિહાર કેમ થાય?** પુન્ય બાંધવામાં કાંઇક પાપ કરવું પડે છે, તો પછી જે વખતે પાપની બધીમાં હોઇએ ત્યારે પુન્ય કરવાની જરૂર નથી, તે વખતે નિર્જરારૂપી ઝવેરાતના વકરા આડે પુન્યરૂપી સામાન્ય વકરાની દરકાર હોયજ નહીં.

બોલવાની રૂઢીમાં ભૂલ—સાધુ મુનીરાજને ચોવિહાર કરાવો એમ કહેવું તેનો અર્થ એવો થાય છે કે અમને ચાર આહાર જમાડો, માટે ચોવિહારના પચ્ચખાણ કરાવો એમ કહેવું.

ચોવિહારમાં કોઇપણ ચીજ ગોઢામાં નાખવાનીજ બંધી છે, પણ બીજી કોઇ રીતે કોઇ ચીજ શરીરમાં

દાખલ થાય તો વાંધો નથી; તોપણ તે ચીજ અહારરૂપે ન હોવી જોઇએ.

આ પ્રમાણે છઠો આવશ્યક પુરો થયા પછી નીચે પ્રમાણે બોલાય છે—

**૨૫ મિથ્યાતનું પ્રતિક્રમણ.**

**૧૨ અવ્રતનું પ્રતિક્રમણ**—(બાર વૃત ન પાળે તે શ્રાવકને અને સાધુને ૫ મહાવ્રત અને ૫ ઇંદ્રિયોના વિષયો. ૧ રાત્રિ ભોજન. ૧ અશુભ મન. એ રીતે ૧૨.)

**૨૫ કષાય**-સંજળનો, પચ્ચખાણાવર્ણી, અપચ્ચખાણાવર્ણી, અનુતાનુ બંધી, એ ચાર જાતનો ક્રોધ, માન, માયા, લોભ એમ ૧૬. ૧૭ હાસ્ય. ૧૮ રતિ. ૧૯ અરતિ. ૨૦ ભય. ૨૧ શોક. ૨૨ દુગંચ્છા. ૨૩ સ્રી વેદ. ૨૪ પુરૂષ વેદ. અને ૨૫ નપુસક વેદ.

**૧૫ અશુભ** યોગ—૪ મનના. (સત્ય અસત્ય મિશ્ર વ્યવહાર.) ૪ વચનના. (સત્ય અસત્ય મિશ્ર વ્યવહાર.) ૭ કાયાના (ઉદારીક, વૈકેય, આહાર એ ત્રણ તથા ત્રણેનો મિશ્ર ૬ અને કાર્મણકાર્યયોગ સાતમો.)

**૫ પ્રમાદ**—૧ મદ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદા અથવા નિંદ્રા, ૫ વિકથા.

**૮૨** આ બધા બોલનો સરવાળો તે બીયાસી બોલનું પ્રતિક્રમણ.

વર્તમાનકાળનો સંવર, ગયા કાળનું પ્રતિક્રમણ, આવતા કાળના પચ્ચખાણ.

જૈન તે એન છે—(જૈન ધર્મ સરસ છે) બાકી બધાં ફેન છે-(બીજા બધા તોફાન છે) આ વાક્ય મનમાં સમજવું, પણ બોલાય નહીં તો સારૂં, તે પાઠ શાસ્ત્રનો નથી. કોઇની લાગણી દુખાય તેવું બોલવાની શાસ્ત્રની મનાઇ છે. બોલવું તે વાત જુદી અને માનવું તે વાત જુદી છે. એમ બોલવાવાળા પણ અન્ય મતને માને છે તો પછી બોલીને કોઇની લાગણી દુઃખવવા સિવાય બીજું કાંઇ વળતું નથી.

નસંકિયં, નકંખીયં—તેમાં કાંઇ શંકા રાખવી નથી અને અનેરામાર્ગની ઇચ્છા કરવી નથી, આ પ્રમાણે હમેશાં બોલવાવાળા બધા ઢોંગમાં સામેલ થાય તે કેટલી માયામય રીતભાત કહેવાય ?

અહીં પ્રતિક્રમણ પુરૂં થાય છે, ત્યાર બાદ ત્રણ નમોથુણં બોલાય છે:—

કોઇ પહેલું સિદ્ધને, બીજું અરિહંતને, ત્રીજું ધર્મ ગુરૂને કહે છે; અને કોઇ પહેલું અરિહંતને, બીજું સિદ્ધને, ત્રીજું ધર્મ ગુરૂને કહે છે. ઉપકારીને પહેલું નમન કરવાનો જે ઉત્તમ નિયમ નોકારના પાઠમાં

જાળવવામાં આવેલ છે, તેને અનુસરીને પહેલું નમોથુણં અરિહંતને કહેવું તે વાસ્તવિક છે, અને તેમ કહેવામાં "સવ્વ દરિસીણં" સુધીજ બોલાય છે; તે પછીના શબ્દો બોલાય નહીં કેમકે અરિહંત તે પદે પહોંચ્યા નથી, તેમ છતાં તે શબ્દ બોલી તે પદને પ્રાપ્ત કરવાવાળો છે એમ બોલે તો હરકત નથી.

**नमोथुणं**—નમસ્કાર હોજો. **अरिहंताणं**-અરીહુતોને **भगवंताणं**—ભગવંતને. **आइगराणं**—ચારિત્ર ધર્મ આદીના કરનારને. **तिथयराणं**-તિર્થના સ્થાપકને. **सयंसंबुद्धाणं**—સર્વ પ્રકારે તત્ત્વ જ્ઞાનના જાણ. **पुरुषोतमाणं**—પુરૂષેને વિષે ઉત્તમ. **पुरिस**—પુંડરીક કમળ સમાન. **वर**—પુરૂષમાંહિ ઉત્તમ. **गंध हथीणं**—ગંધ હસ્તિ સમાન. **लोगुत्तमाणं**-લોકમાં ઉત્તમ. **लोगनाहाणं**-સર્વ લોકના નાથ. **लोगहियाणं**—લોકમાં હિત કરનાર. **लोगपइवाणं**—લોકમાં દિપક સમાન. **लोगपज्जोयगराणं**-લોકમાં પ્રકાશ કરાવનાર. **अभय दयाणं**-અભયદાનના દાતાર. **चखु दयाणं**—જ્ઞાનરૂપી ચક્ષુના દાતાર. **मग दयाणं**-મોક્ષ માર્ગ બતાવનાર. **सरण दयाणं**-શરણ આપનાર. **जीवदयाणं**-સમકિત જીવતર

દેનાર. वोहि दयाणं—સમકિત બોધના દાતાર. धम्म दयाणं—દશવિધ જતી ધર્મના દેનાર. धम्म देसीयाणं-ધર્મ દેશનાના દેનાર. धम्म नायगाणं—ધર્મના નાયક. धम्म सारहिणं—ધર્મરૂપી રથના સારથી. धम्म-ધર્મને વિષે. वर—પ્રધાન. चाउरंत-ચાર ગતિનો અંત કરવા માટે. चक्कवटिणं – ચક્રવતિ સમાન છે. दिवो –બેટ સમાન. ताणं –દુઃખના નિવારણ કરનાર. सरण—આધાર. गइ-- ચાર ગતિના. पइठा—પડતા જીવને. अपारिहय – નથી હણાણું એવું. वर—પ્રધાન. नाणं—જ્ઞાન. दंसणं – દર્શન એટલે દેખવું. धराणं—ધરનાર. वियट— નિવર્ત્યા છે. छउमाणं—છદ્મસ્તપણું. जिणाणं—જીત્યા છે રાગ દ્વેષને. जावियाणं—બીજાને જીતાવ્યા છે રાગ દ્વેષ. तिनाणं પોતે તર્યા છે. तारियाणं—બીજાને તારે છે. बुधाणं-પોતે જ્ઞાની છે. बोहियाणं—બીજાને જ્ઞાની બનાવે છે. मुत्ताणं-પોતે કર્મથી મુક્ત છે. मोयगाणं--બીજાને મુક્ત કરેછે. सवनुणं—આપ સર્વજ્ઞ છે. सवदरसिणं—સર્વ પદાર્થના દેખનાર છે. આ બધા બોલ અરિહંત તથા સિદ્ધ બન્નેને લાગુ પડે છે. હવેના બોલ સિદ્ધને લાગુ પડે છે. અરિહંત તેને લાયક થવાના છે. सिव—ઉપદ્રવ રહિત.

मयल-અચળ. मरुय-રોગ રહિત. मणंत-અંત રહિત. मखय—ક્ષય રહિત. मव्वाबाह—બાધા પીડા રહિત. मपुणरावंती-ફરી જેને જનમવું નથી. सिद्धिगइ--સિદ્ધની ગતી. नामधेयं-સિદ્ધનું નામ. ठाणं-સિદ્ધનુ સ્થાનક. संपत्ताणं-પામ્યા છે. (સિદ્ધને) नमोजिणाणं--નમસ્કાર હોજો—પામવાના છે (અરિહંતને).

ત્રીજા નમોથુણંમાં ગુરૂઆદિકના અવકાશ સુજબ આવડે એટલા ગુણગ્રામ કરવા અહીં પ્રતિક્રમણના છયે આવશ્યક પુરા થયા, પણ શરૂઆતમાં સંવર કે સામાય જે બાંધેલ હોય તે વખત પુરો થયેથી પાળ્યા વગર છુટું થવાય નહીં તે પાળવાની વીધી--૧ નવકાર, ૨ તિખુતો ૩ ઇરીયાવહી, ૪ તસ્સઉત્તરી. એમ પાઠ બોલી ઇરિયાવહીનો કાઉસગ્ગ કરવો. પછી લોગસ્સ અને પાળવાની વીધી બોલી પછી નમોથુણ બે બોલાય છે.

આ પાઠ બધાએ પોતાની મેળે બોલવાના છે કારણ કે સહુનો વખત એક સાથે પુરો થતો નથી, અને સંવરજ પાળવો હોય તો પાઠ બોલવાની જરૂર પણ નથી. ફક્ત પાળવાની વીધી બોલે તો ચાલે. एवा नवमा सामायक व्रतना -એવા નવમા સામાયક વ્રતના. पच-अइयारा-પાંચ અતિચાર. जाणियवा-જાણવા. नसमाय-

रिवा-પણ આદરવા નહીં. तंजहातेआलोउं-તે જેમ છે તેમ કહું છું. मणदुपणिहाणे—મન માઠું વરત્યું હોય. वयदुपणिहाणे—વચન માઠું વરત્યું હોય. कायदुपणिहाणे-કાયા માઠી વરતી હોય सामाइयससइअकरणयाए-સામાયક બરાબર કીધું કે નહીં તેના બરોબર ખબર ન રહ્યા હોય. सामाइयस अणवठियसइ करणयाए—સામાયકને પુરૂં થયા વિના પાળ્યું હોય તો તે. तस्स मिच्छामिदुक्कडं-ખોટું કીધેલું નિશ્ફળ થાઓ.

હવે જે પાઠ આવે છે તે તમામ જાતના પચ્ચખાણ પાળવામાં બોલાય છે. જે પચ્ચખાણ પાળવાં હોય તેનું નામ બોલીને. समकाएणं-શુભ યોગથી. फासियं—જે ભાવે આદર્યું पालीयं-તે ભાવે પાળ્યું. सोहीयं--શુદ્ધ કર્યું. तिरियं-પાર ઉતર્યું. कितीयं-કીર્તી કરી. आराहियं-આરાધના કીધી. आणाए—વિતરાગ દેવની આજ્ઞા મુજબ. अणुपलीयं-જે ભાવે લીધું તેવે ભાવે. नभवइ-ન વરતાયું હોય તો. तस्समिच्छामिदुक्कडं- તે પશ્ચાતાપ કરૂં છું, તે ખોટા કીધાનું ફળ નિષ્ફળ થાઓ. સામાયકમાં ચાર વિકથા, ચાર કષાય કરી હોય તો પશ્ચાતાપ કરૂં છું સામાયકમાં દશ મનના, દશ વચનના, બાર કાયાના, બત્રીસ દોષ માંહેલો જે દોષ લાગ્યો હોય તે પશ્ચાતાપ કરૂં છું.

# પ્રતિક્રમણ પુરૂં થયા પછી પ્રતિક્રમણનો ભાવ દર્શાવનાર સ્તુતી.

( મુજ ઉપર ગુજરી ) એ રાગ.

આ જીવ અનાડી બાળ મુરખ સરદાર
તેણે મોઢાં પાપે કર્યાં, તેનો નહીં પાર
મોહ મત્સર ભરીયો, ક્રોધ માનનો દરીયો
વિવેકી સરળને, સમોવડો થઈ નડીયો
ગુરૂ દેવ જનમ દાતાને, દીધું દુઃખ
છકાઈ હણીને, માન્યું મનથી સુખ
છટકાવી છોરૂ, લેશ શરમ નવ રાખી
પરનીંદા ચાડી, અસત્ય ભાષા ભાખી
મુજ દુષણ તે તો, જાણો શ્રી જીનરાજ
વિતરાગી નીરાગી, બક્ષીસે મહારાજ
દયાવંત દયાળુ, તુમ મહા દરીયાવ
આ બાળકને લેવો તમ શરણે લાવ
આ દાસ આપના, ચરણ કમળનો રાગી
આ પામરને પ્રભુ, આપથી લગની લાગી
નોધાર તણા, આધારજ આ સંસાર
અપાર અનંતા, ગુણ ન પામું પાર

દાતાર અપૂરવ, સુખ તણા દેનારા
રિપુને પણ છો, બરાબરી કરનારા
અબ કીણ વિધ મેળો, થાય ગરીબ નીવાજ
ગુલામ ડુબ્યાને, નાવ લીજે મહારાજ

---

## હાલના જમાનાને અનુસરતી જીવરાશ.

આની અંદર આવતી દરેક કસુર સર્વ જીવે આ ભવે અથવા અનેરેભવે કરેલી છે. માટે હવે તેવી કસુર નહી કરવાનો બોધ દરેક લીટી ઉપરથી લેવાનો છે તથા થયેલી કસુરની પસ્તાવા સહિત ક્ષમા માગવાની છે.

( અરાલની રાણી પદમાવતીની જુની જીવરાશનો રાગ. )

વિર દાદાનાં વચનો તણા, અવળા કીધા મેં અર્થ;
યુક્તિ કરી મન વાળીયું,વચ કાધી વ્યર્થ.તે મુજ મિચ્છામિદુક્કડં ૧
સાધુએ શિક્ષા દીધી ઘણી, ત્રણસેં સાઠે દીન;
પણ હું વજ્ર પત્થર બન્યો, થયો કાંઇ નવભિન્ન. તે. ૨
નામે દેરાન શ્રાવક રહ્યો, કામા આવજ ઘુંસ;
દીકરીનો લીધો દોકડો,તેણે પરણ્યો થઇ ખુશ-તે. ૩

ગાય ગધેડેથી ગયો, તિર્યંચથી પણ એજ;
એકેન્દ્રિય સમ થઈ રહ્યો, આ શું જૈન વિવેક. તે. ૪
આવી અપાસરે માનમાં, કીધી ઠેલાઠેલ;
સમતા ઉડાડી સર્વની, ઉલટો કીધો મેલ. તે. ૫
જૈન થયો પણ વશ પડયો, પાંચે ઇંદ્રિને હાથ;
તજવાનું તે મેં આદર્યું, આલે નાખી બાથ. તે. ૬
ધર્મનો મર્મ જાણ્યા વિના, નિંદા કીધી અપાર;
પરધર્મની ટાપટીપમાં, મોહ્યો વાર હજાર. તે. ૭
**શ્રદ્ધા વિન તપ વ્રત કર્યાં, લાહુ લેવા ઈનામ;**
**જશ મોટાઈમાં મરી રહ્યો,** એ શું મોક્ષ ઈનામ. તે. ૮
મારે મમતે કજીયા વધ્યા, ઘર સંઘની માંય,
નિર્જીવ વાતને કારણે, ભેદ પાડયા જ્યાં ત્યાંય. તે. ૯
શ્રાવકનો ભવ ભોગવું, કોઈ પૂર્વનાં પુણ્ય;
પણ મેં ફર્જ તણું કદી, ઉતાર્યું નવ ઋણ. તે. ૧૦
'પુત્ર' થઈ નવ સાચવ્યો, માત તાત વિવેક;
નારી લઈ નોખો થયો, દીધાં દુઃખ અનેક. તે. ૧૧
'ભ્રાત' થઈ મેં રોપીયાં, કલેશ દ્વેષનાં બીજ;
બંધુમાં છેટાં પડાવીયાં, શર્મે સમજ્યો નહીંજ. તે. ૧૨
'નાથ' થઈ નિર્લજપણે, માર્યો નારીને માર;
શાન્તપણે શિખવ્યો નહીં, ધર્માધર્મ વિચાર. તે. ૧૩
'બાપ' બન્યો પણ બાળની, લીધી નવ સંભાળ;
ધર્મ વિદ્યાના દાન વિણ, રાખ્યો બાળને બાળ. તે. ૧૪

'સસરો' થઇ મેં પાપીએ, વહુની લુંટી લાજ;
ઘોળામાં નાખી ધુળ મેં, ભર્યો પાપનો ભાર. તે. ૧૫
'નોકર' બિમકહરામ મેં, લીધી લાંચ હરામ;
શેઠનું કાઢયું સુડ મેં, ધર્યું મહાજન નામ. તે. ૧૬.
**'દેશી' બની નવ દેશનું, કીધું કાંઇ કલ્યાણ;**
દેશના દુશ્મનથી મળ્યો, સ્વાર્થે અંધ અજાણ. તે. ૧૭.
દ્રોહી બની દેશ રાજની, બાજી બગાડી સર્વ;
રંક પ્રજા રખડાવી ને, ઉલટું સમજાવ્યું સર્વ. તે. ૧૮.
લવ મુજ સ્વારથ કારણે, રાજા રૈયત મધ્ય;
ભેદ પડાવ્યો ભુડપ લઇ, મળશે નરક સદ્ય. તે. ૧૯
'શિષ્ય' બન્યો ગુરૂરાજથી, કીધાં ગર્વ ગુમાન;
શિખ ન જ્ઞાન શ્રવણે સુણ્યાં, રહ્યો છેક અજ્ઞાન. તે. ૨૦
આંખે થકી મેં કોઇ દીન, ન કર્યું ગુરૂદર્શન;
વાંચ્યું ન સૂત્ર કે શાસ્ત્ર કાંઈ, પ્રિયામાંહી પ્રસન્ન. તે. ૨૧
કાન દઇ કથણી સુણી, પ્યારા પ્યારીનાં ગીત;
શાસ્ત્ર કથા સુણતાં મને, ઉંઘ આવી ખચિત. તે. ૨૨
પ્રભુ રસને ચાખ્યો નહીં, રસનાથી કોઇ વાર;
પ્રભુ કીર્તન ને સ્તવનમાં, રાચવણું સુખ દ્વાર. તે. ૨૩
ફુલ ગુલાબ અત્તર તણી, લીધી મ્હેં બહુ ગંધ;
સંત ચરણની રજ તણી, નવ લીધી સુગંધ. તે. ૨૪
દાયા કરી કુરબાન મેં, પરનારી પલંગ;
જપ તપ ધ્યાન નવ આદર્યા, શોધ્યો નવ સત્સંગ. તે. ૨૫

'વેપારી' થઇ મેં બહુ લખ્યાં, કુડાં નામાં ને લેખ;
તોલાં માપાં ને ત્રાજવાં, લજવ્યો શ્રાવક ભેખ. તે. ૨૬

ખોલું કંઇ ને ચાલું કઇ, કરી માલમાં ભેળ;
ચોર લફંગાને સાહ્ય દઉં, આ શું જૈન વિવેક! તે. ૨૭

નિચ સંગે ચડી સ્વાર્થને, સાધ્યો મારી રાંક;
નરક ટીકીટ લીધી હાથમાં, ખોયું નવટાંક નાક. તે. ૨૮

હુકુમ છતે ન બાંધી શક્યો, ધર્મ ધધાની પાળ;
રંક ગળે છરી વાવરી, કંઇક ઘાલ્યા કુચાલ. તે. ૨૯

વેઠ ને વેરા વધારીયા, નાચ્યો નીચને હાથ;
થોડાં પૈસાને કારણે, ભરી નરકની બાથ. તે. ૩૦

પગ પણ વાંકા ચાલીયા, અવળા ચલાવ્યા હાથ;
અવળાઈમાં અથડાઇ મુઓ, અગ અઢારે વાંક. તે. ૩૧.

બાળપણું ખોયું ખેલમાં, જોબન જોરૂ માંય;
ઘડપણમાં ડાહ્યો થયો, પંગુ ચાલે ન કાય. તે. ૩૨.

આ કરતી'તી ધર્મને, દેતી વિદ્યા દાન;
કુચી હતી મુજ પાસ તે, અટકાવી કરી સાન. તે. ૩૩.

લોભી થઈ મેં નવ કર્યો, શ્રાવકનો ઉદ્ધાર;
જૈનશાળા આદિ નિંદીને, ભર્યો પાપનો ભાર. તે. ૩૪.

શ્રાવિકા લાભના કામમાં, કર્યો રોષ અપાર;
દેતાં દાન મેં વારીઆ, છુટું તે કેણિ વાર? તે. ૩૫.

દેખું નજરે દુઃખ પામતાં, મારાં બંધુ તિર્યંચ;
શક્તિ છતાં મડાગાંઠ થઈ, દાન દીધું ન રંચ. તે. ૩૬

ધન મારૂં તો ધર્યું રહ્યું, નાવ્યું સાથ લગાર;
તોય અટકાવ્યાં પારણાં, સંઘમાં કીધો ખાર. તે. ૩૭

ભુખે મરે મારા બંધુઓ, ધંધા વિણ નાચાર;
નજરે નિરાંતે નિહાળીઆ, ડગ્યો નવ તલભાર. તે. ૩૮

હું જમ્યે જગ સઉ જમ્યું, મારે ધન સ્થાને સ્થાન;
હું ઢાંકયો જગ ઢાંકીયું, હું જ્ઞાનીથી જ્ઞાન. તે. ૩૯

પેટી પટારા પૂરણ ભર્યાં, ધન ધાને ચિકાર;
પાછા વાળ્યા મુજ બંધુઓ, ઉલટો દઈ ધિક્કાર. તે ૪૦

છટકવા છળ કરીને કહ્યું, અંતરાઈ જોગ;
અંતરાઈ બિચારી શું કરે, મન મેલું એ રોગ તે. ૪૧

અપંગ અનાથ પશુ તણી, લીધી ન મેં સંભાળ;
અપંગ પશુ રખવાળને, ઉલટી દીધી ગાળ. તે. ૪૨

નરકખાના ઘર આંગણે, ખાળકુંડી ને કુંડ;
દુર્ગંધ દરદ વળી વધ્યાં, ઝેરી જંતુના ઝુંડ. તે. ૪૩.

'જનની' બની જણવે સુરી, બાકી સમજી ન કાંઈ;
સંતાનો વસુરી કરે, કુળ લજવી કમાઈ. તે. ૪૪.

'વહુ' બની મેં વર વશ કીધો, નખરે નચાવ્યો હમેશ;
સાસુ સસરા સંતાપીઆ, ભજવ્યો ડાકણ વેષ. તે. ૪૫.

'સાસુ' બની હું પાપિણી, વહુને દીધી ગાળ;
ઘરની બનાવી વૈતરી, ન ગણી આપણી બાળ. તે. ૪૬.

પાણીછાણી ને રાંધણું, આદિ જે ઘર કાજ;
વણ જોયે જીવ જમાડીયા, વધ્યું રોગનું રાજ્ય. તે. ૪૭.

'સાધુ' થઇ પેટ કારણે, પાળ્યો નવ આચર;
વ્હેમે બધાને ભોળવ્યા, દરીએ બોળ્યું નાવ. તે. ૪૮.

કીધો ન લેવ ઉપદેશ શુભ, શ્રમ લઈ શાસ્ત્રાભ્યાસ;
કાંકે મોં માગ્યું મળે, બનતા સર્વે દાસ. તે. ૪૯.

'ગુરૂ' થઇ બેઠો હોંસે કરી, કોટે ઘંટીનું પડ;
જ્ઞાન સમાધી નેવે મુકે, બુડયો બુડાડયા સર્વ. તે. ૫૦.

જંગલની બુદ્ધિ ગણી, દીધો દોકડો ખંત;
અંધશ્રદ્ધામાં ઉતરી ગયો, છેતર્યા ભગવંત. તે. ૫૧.

પાપ કરૂં જાણી જોઇને, તેનો 'દોકડો' નો'ય;
શિક્ષા મળે સરકારથી, ધર્મ ઢીલો કેમ હોય ? તે. ૫૨.

આજ પર્યુષણ તોય પણ, સંવત્સરી તોય;
ક્રોધ દ્રોહ છોડું નહીં, છુટકારો શે હોય ? તે. ૫૩.

ભલે મોંમાં અપવાસ હો, ભલે સામાયક સોય;
ભલે પોષો પ્રતિક્રમણ હો, પણ મમત તો હોય. તે. ૫૪.

ભવ પુરો થવા આવીઓ, રહ્યો પાછલો પહોર;
તોય ન સમતા દીલમાં વસી, મમતા કરી ગઇ જોર. તે. ૫૫.

ગુરૂજી હું તો હવે ગળગળો, આવ્યો આશ્રયે આજ;
કોમળ કરો મુજ કાળજું, ઉગારો મહારાજ! તે. ૫૬.

ચાહે તો પાઓ જડીબુટ્ટિ, ચાહે દ્યો વનવાસ;
અંગ ઉપાંગ છે આપનાં, હું તો આપનો દાસ. તે. ૫૭.

'મિચ્છામી દુક્કડં' કે'તાં ગયાં, વર્ષો મુજ અનેક;
નાવી સરળતા મુજ અંગમાં, આ તો અચરજ છેક. તે. ૫૮.

અનુભવ કરી એ આતમા! છોડ સઘળી કુટેવ;
ધીરે ધીરે સૌ સારૂં થશે, જિન દેવને સેવ. તે. ૫૯.

કસોજણુ આખા વર્ષનું, રાખે જૈની ગર્થ;
ઊડાડે આઠે દીનમાં, કરે અન્યમતિ અર્થ. તે. ૬૦.

દેખે સુણે તેવું કહે, એ પર ધરશો ન રોષ;
કજીઆ કઢાપા ઉખેળીએ, એમાં એનો શો દોષ? તે. ૬૧.

કોમળ બને જો કાળજું, છુટે હાથથી ધન;
વગરાનો થાય વિનાશ તો, પર્યુસણ ધન્ય ધન્ય. તે. ૬૨.

આવા અનર્થો થઇ ગયા, હવે ન કરૂં એક;
તો તો પર્યુષણ પર્વ છે, નહિતર 'પજોસણ' છેક! તે. ૬૩

ગાય શીખે ને સાંભળે, વર્તે રાખી વિવેક;
માણુજીવન તો જાણશે, પ્રભુજી શ્રાવક ભેખ. તે. ૬૪



## દેવલોકની હકીકતનું પત્રક.

| દેવલોકનું નામ. | કેવા ચંદ્રનો આકાર. | કેટલાં વિમાન. | કેટલા જોજનના ભાગ તળીયાં | કેટલા હાથનું દેહમાન | કેટલા જોજનના મહેલ. | કેટલા સાગરનું આયુષ્ય. | |
|---|---|---|---|---|---|---|---|
| સુધર્મા | | ૩૨ | ૨૭સો | ૭ | ૫૦૦ | ૨ | દરેક દેવલોકમાં દેવતા અસંખ્યા- છે. દેવી ફક્ત બીજા દેવલોક સુધીજ છે |
| ઇશાન | | ૨૮ | ,, | ,, | ,, | ,, | |
| સનંતકુમાર. | | ૧૨ | ૨૬ સો | ૬ | ૬૦૦ | ૭ | |
| મહેંદ્ર | | ૮ | ,, | ૬ | ,, | ,, | |
| બ્રહ્મલોક. | પુર્ણચંદ્ર | ૪ | ૨૫સો | ૫ | ૭૦૦ | ૧૦ | |
| લાંતક. | ,, | ૫૦ હજાર. | ,, | ,, | ,, | ૧૪ | |
| મહાશુક્ર. | ,, | ૪૦ ,, | ૨૪ સો | ૪ | ૮૦૦ | ૧૭ | |
| સહસાર. | ,, | ૬ ,, | ,, | ,, | ,, | ૧૮ | |
| આણંત | | } ચારસો | ,, | ૩ | ૯૦૦ | ૧૯ | |
| પાણંત. | | | ,, | ,, | ,, | ૨૦ | |
| આરણ. | | } ત્રણસો | ૨૩ સો | ,, | ,, | ૨૧ | |
| અચુ. | | | ,, | ,, | ,, | ૨૨ | |

## નારકીની હકીકતનું પત્રક.

| ક્રમ | નામ. | ગોત્ર. | કેટલા જોજનનો પડ. | કેટલા જોજન પોલાણ. | પાથરી | અવઘેણા. | | | | કેટલા નરકા વાસા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | ભવધારણ. | | વિક્રય. | | |
| | | | | | | ધનુષ્ય | આગળ | ધનુષ્ય | આંગળ | |
| ૧ | ધમા. | રત્નપ્રભા. | ૧૮૦૦૦૦ | ૧૭૮૦૦૦ | ૧૩ | ૭॥। | ૬ | ૧૫॥ | ૧૨ | ૩૦૦૦૦૦૦ |
| ૨ | વંશા. | શર્કરાપ્રભા. | ૧૩૨૦૦૦ | ૧૩૦૦૦૦ | ૧૧ | ૧૫॥ | ૧૨ | ૩૧। | ૦ | ૨૫૦૦૦૦૦ |
| ૩ | સેલા. | વાલુપ્રભા. | ૧૨૮૦૦૦ | ૧૨૬૦૦૦ | ૯ | ૩૧। | ૦ | ૬૨॥ | ૦ | ૧૫૦૦૦૦૦ |
| ૪ | અંજણા. | પંકપ્રભા. | ૧૨૦૦૦૦ | ૧૧૮૦૦૦ | ૭ | ૬૨॥ | ૦ | ૧૨૫ | ૦ | ૧૦૦૦૦૦૦ |
| ૫ | રિઠા. | ધુમપ્રભા. | ૧૧૮૦૦૦ | ૧૧૬૦૦૦ | ૫ | ૧૨૫ | ૦ | ૨૫૦ | ૦ | ૩૦૦૦૦૦ |
| ૬ | મઘા. | તમપ્રભા. | ૧૧૬૦૦૦ | ૧૧૪૦૦૦ | ૩ | ૨૫૦ | ૦ | ૫૦૦ | ૦ | ૯૯૯૯૫ |
| ૭ | માઘવઇ. | તમતમપ્રભા. | ૧૧૮૦૦૦ | ૩૦૦૦ | ૧ | ૫૦૦ | ૦ | ૧૦૦૦ | ૦ | ૫ |

દરેક નરકમાં જેટલા પાથરા તેથી એક એક ઓછા આંતરા અને દરેક નરકમાં અસંખ્યાતા નારકી

આઠ દેવલોકથી ઉપર નવ ગ્રિવેગ છે તેમાં ત્રણ ત્રીકું છે
તેના વર્ણનનું પત્રક.

| કેટલામું ત્રીકું. | કેટલાં વિમાન. | દેવતાનું આવખું. | ભોંયતળીઆં. | દેવતાની અવધેયણા | કેટલા જોજનના મહેલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૧૧ | ૨૨ થી ૨૫ સાગર | બાવીસ જોજનના | બે હાથની | હજાર જોજનના |
| ૨ | ૧૦૭ | ૨૫ થી ૨૮ સાગર | | | |
| ૩ | ૧૦૦ | ૨૮ થી ૩૧ સાગર | | | |

## જ્યોતિષ ચક્રની ગોઠવણનો ચિતાર.

| | |
|---|---|
| જો. ૩ | સનિશ્વર |
| જો. ૩ | મંગળ |
| જો. ૩ | બ્રહસ્પતિ |
| જો. ૩ | શુક્ર |
| જો. ૪ | બુધ |
| જો. ૪ | નક્ષત્રનાં વિ. |
| જો ૮૦ | ચંદ્રમાનું વિ. |
| જો. ૧૦ | સુર્યનું વિમાન |
| જો ૭૯૦ | તારા મંડળ |
| ૦ | પૃથ્વિ |

૯૦૦ જોજન કુલ.

જોજન ચાર હજાર ગાઉનો સમજવો.

# ૭ કાયના બોલનું પત્રક.

| | | ગોત્ર | કુલ ક્રોડી લાખ | ઉત્તકૃષ્ટ આયુષ્ય કેટલુ | કેટલા લાખ જોની |
|---|---|---|---|---|---|
| | | પૃથ્વિ કાય. | ૧૨ | બાવીસ હજાર વર્ષ | ૭ |
| | | અપ કાય. | ૭ | સાત હજાર વર્ષ | ૭ |
| | | તેઉ કાય, અગ્ની. | ૩ | ૩ અહો-રાત્રી. | ૭ |
| | | વાઉ કાય. | ૭ | ત્રણ હજાર વર્ષનું | ૭ |
| | | વનસ્પતિ કાય. | ૨૮ | દશ હજાર વર્ષનુ. | ૨૪ |
| ત્રસકાય. | | બેઇંદ્રી. | ૭ | ૧૨ વરસ | ૨ |
| | | તેરંદ્રી. | ૮ | ૪૯ દિવસ | ૨ |
| | | ચોરંદ્રી. | ૯ | ૬ માસ | ૨ |
| | પંચેંદ્રી | તીર્યંચ જળચર | ૧૨॥ | ક્રોડ પૂર્વ | ૪ |
| | | સ્થળચર | ૧૦ | ૩ પલ્યોપમ | |
| | | ખેચર | ૧૨ | પલનો અસ-ખ્યાતમો ભાગ | |
| | | ઉરપર | ૧૦ | ક્રોડ પૂર્વ | |
| | | ભુજપર | ૯ | ક્રોડ પૂર્વ | |
| | | નારકી | ૨૫ | ૩૩ સાગર | ૪ |
| | | દેવતા | ૨૬ | ૩૩ સાગર | ૪ |
| | | મનુષ્ય | ૧૨ | ૩ પલ્યોપમ | ૧૪ |
| | | કુલ | ૧૯૭॥ | | ૮૪ |